રસિક નવલકથા માળા પુ. ૧૮ મું.

# રાજમાર્ગ

[ ગાંધીયુગની એક રસિક નવલકથા ]




લેખક :

મહાશંકર ઇંદ્રજી દવે

અમદાવાદ.





પ્રકાશક :

પુંજાલાલ ભગવાન પારેખ

વઢવાણ સીટી.




કિંમત રૂા. ૩—૦—૦

# પ્રસ્તાવના



વિરોધદ્વારા એકાત્મતા મેળવવી એ કેવળ પુરાણાદિક સાહિત્યમાં મચ્યા રહેતા માનવીને પણ નવીન નથી. પ્રસ્તુત પુસ્તકમાં પણ એવાજ માનસશાસ્ત્રની આંટીઘુંટીવાળી તર્કપ્રણાલી રજૂ કરવામાં આવી છે. સુરેશ્વર અને સુમિત્રા, વિમાનવિહારી ને માધવી એનાં પ્રબળ પ્રતાપી પાત્રો છે.

એ સિવાય આ નવલકથાનું બીજું ખેંચાણ છે એનું તપોમય વાતાવરણ. મહાત્મા ગાંધીજીએ સ્વદેશીનું જે ચિરંજીવ શસ્ત્ર લઇ દેશનો મોક્ષ કરવા ધાર્યો હતો તે શસ્ત્ર સુરેશ્વરના હાથમાં કેવું આકર્ષક લાગે છે તે વાંચકો પ્રસ્તુત નવલકથા વાંચતાં ડગલે ડગલે અનુભવશે.

પ્રસ્તુત નવલકથા 'પ્રવાસી 'નાં પૃષ્ઠો પર આવતી હતી ત્યારથી જ મારૂં ધ્યાન તેનું ભાષાંતર કરવા તરફ ખેંચાયું હતું. પરંતુ તે પહેલાં તેમાં ગુજરાતનાં સ્થળ પરત્વેના કેટલાક ફેરફાર કરવા ઉચિત જણાતાં તેની સમાપ્તિ સુધી રાહ જોવી પડી હતી. ત્યાર પછી અનેક ખેંચતાણ બાદ આ નવલકથા હું ગુજરાત સમક્ષ રજૂ કરી શક્યો છું.

'રમાસુંદરી' પણ મારી આવી જ કૃતિ હતી અને ગુજરાતે તેને સારો આવકાર આપ્યો હતો.

મારા પરમ પ્રિય મિત્ર રા. નવલરામ જગન્નાથ ત્રિવેદી એમ. એ. મારફત મને રા. પુંજાલાલભાઈ સાથે ઓળખાણ થઇ અને એ ઉત્સાહી અને સાહસિક પ્રકાશકની સગવડોને લીધેજ હું આ નવલકથા ગુજરાતી વાચકો સમક્ષ મૂકી શક્યો છું.

રાજામેતાની પોળ,
**અમદાવાદ.**
ચૈત્ર વદ ૧, ૧૯૮૫.



**મહાશંકર ઇંદ્રજી દવે**

# અનુક્રમણિકા

# રાજમાર્ગ

## પ્રકરણ ૧ લું

### બીજ

ભાદરવો મહિનો ચાલતો હતો. સંધ્યાકાળ થવા આવ્યો હતો, પરંતુ સૂર્ય અસ્ત પામે તે પહેલાં પૂર્વ તરફ થાળી જેવડો ચંદ્રમા ડોકિયું કરી રહ્યો હતો. સામસામી બે બાજુએથી બે આકાશદીપકના બેવડા પ્રકાશથી અમદાવાદનું એકપુરૂં મોજીલું સ્થાન કાંકરિયું ઇંદ્ર-ભુવન સમાન વિચિત્રતા દર્શાવી રહ્યું હતું. દૂર મંદ મંદ લહરિ પ્રસારતું પાણી અને આજુબાજુ આખો દિવસ ભયંકર શ્રમ કર્યા બાદ વિશ્રામ લેતાં મિલોનાં ભૂંગળાં એ ચંદ્રસૂર્યના દ્વિવિધ પ્રકાશમાં કંઇક અપૂર્વતા પ્રેરી રહ્યાં હતાં.

વિમાનવિહારી મુગ્ધનયને થોડી વાર ઉદય પામતા ચંદ્ર ભણી જોઈ રહ્યો. ત્યાર પછી આશ્ચર્યસૂચક સ્વરે બોલી ઉઠ્યો, " વાહ, આજે પૂર્ણિમા છે તે તો ધ્યાનમાંજ ન રહ્યું ! હવે તો થોડી વારમાં ચાંદની ખિલી નીકળશે. એ ચાંદનીનો ઉપભોગ તો કરવો જ જોઇએ."

વિમળા ઉત્સુક સ્વરે બોલી ઉઠી, " હા વિમાનભાઈ, તેમજ કરીએ. ચાંદની બરાબર ખીલે એટલે બગીચામાં થોડીવાર ફરી પછી ઘેર જઇશું."

પ્રદોષકાળની અપૂર્વ રમણીયતાથી બધાં મુગ્ધ બની ગયાં હતાં; દૂર કાંકરિયાના પાણીમાં ચંદ્રનું બિંબ પોતાના રૂપેરી તેજ ઝળહળાવી રહ્યું હતું.

વિમાન અને તેની સાથેની ત્રણ તરુણીઓ સામસામે રાખેલા બે બાંકડા પર બેઠાં. સંધ્યાકાળ થતામાં નગીનાવાડી ધીમે ધીમે જનશૂન્ય થવા લાગી. છેવટે વિમાન અને તેની સાથેની ત્રણ તરુણીઓ સિવાય ત્યાં બીજું કોઈ ન રહ્યું.

આ ત્રણે તરુણીઓ અમદાવાદના પ્રસિદ્ધ રાવબહાદુર પ્રમોદરાયની પુત્રીઓ હતી. પ્રમોદરાય હાલમાં પેન્શન પર હતા. તેઓ અમદાવાદના પોતાના નિવૃત્તિનિવાસમાં વાનપ્રસ્થ સ્થિતિ ગુજારતા હતા. તેની મોટી દીકરી સુરમા પરણેલી હતી. વિમાન તેનો દિયર થતો હતો. વિમાનને હમણાંજ ડેપ્યુટિ કલેક્ટરની પદવી મળી હતી. હજુ તેનો વિવાહ થયો નહોતો, પણ પ્રમોદરાયની વચેટ દીકરી સુમિત્રા સાથે વિવાહ થાય તેવો સંભવ હતો. આ વિવાહમાં વર પક્ષ તરફથી વરને પોતાને અને કન્યા પક્ષ તરફથી કન્યાની મા જયાલક્ષ્મીને ખાસ આગ્રહ હતો.

અંધકારમાં પોતાની ભાવિ પત્ની સાથે ફરવામાં વિમાનવિહારીને કંઈ ઓછો આનંદ નહોતો પડતો; પરંતુ તે ધનવાનને ઘેર ભોજન પર નિમંત્રેલા ગરીબની માફક અકરાંતિયો બન્યો હતો. તેથી તેણે બાંકડા પર બેસતાં જ વિમળાને કહ્યું, ‘ વિમળા, પેલું ગાયન ગા તો—’

થોડી તાણ કરી હોત તો વિમળા શું કરત તે અમે કહી શકતા નથી, પણ તેમ કરવાનો અવસર મળે તે પહેલાં કોણ જાણે ક્યાંથી કોઈ એક અસુર મૂર્તિ ત્યાં આવી ચઢી. તે રાક્ષસી મૂર્તિ આવતાં વેંત બધાંને પાદશાહી સલામ કરી કહેવા લાગી, “ શેઠજી, કંઈ ફાળો ભરો. ”

પરી રાજ્યને વિષે અચાનક ફુટી નીકળતી આ પ્રેતમૂર્તિના આવિર્ભાવથી બધાં દિગ્મૂઢ બની ગયાં. થોડી વાર એક બીજાંની સામું જોઈ રહ્યાં. ત્યાર બાદ વિમાનવિહારી જરા સાહસ કરી બોલ્યો, “ ફાળો શાનો ? ”

એ યમદૂત જેવી મૂર્તિ આમતેમ નજર ફેંકી બોલી, " સ્વરાજ્ય ફંડનો. "

હિંદુસ્તાનની વેદનાથી વીંધાતો કયો સ્વદેશસેવક સંધ્યાકાળ વખતે એકાંતસ્થળને વિષે ફુટી નીકળ્યો તે જાણવાની વિમાનવિહારીને મરજી થઈ ખરી. વળી તે કઈ સમિતિ તરફથી ફાળો ઉઘરાવે છે, તેની પાસે કંઈ પ્રમાણપત્ર છે કે નહિ વગેરે અનેક પ્રશ્નો પૂછી તેની જડતી લઈ શકાય તેમ હતું. તે સિવાય સંતોષજનક જવાબો મળે છતાં જ્યાં ત્યાં ગમે તે વખતે સ્વદેશસેવાને માટે ફાળો આપવાની ટેવ કે ઇચ્છા વિમાનવિહારીને નહોતી. તો પણ ફાળો ઉઘરાવનાર માણસનું કદાવર શરીર જોઈ તે ઉપર્યુક્ત બાબતની ચર્ચા કરવાની પ્રવૃત્તિ દબાવી દઈ જેમ બને તેમ જલદી તેના પંજામાંથી છૂટવાનો ઉપાય શોધવા લાગ્યો. છેવટે તેણે કંઈ પણ વાદવિવાદ ન કરતાં ખીસ્સામાંથી પાકીટ કાઢયું અને એક રૂપીઓ કાઢી પેલા માણસનું મન મનાવવાનો પ્રયત્ન કર્યો.

' આપ તો રાજા માણસ છો. એક રૂપીઆથી તે શું થાય ? ' એમ કહી પેલા બદમાસે વિમાનના હાથમાંથી પાકીટ ઝુંટવી લઈ પોતાના ખીસામાં સેરવી દીધું. ત્યાર પછી સુમિત્રા તરફ જોઈ કહ્યું, " માતાજી, તમે કંઇ દાન કરશો કે નહિ ? આ હાર આપી દો જોઉં, તમને અધિક પુણ્ય થશે. "

સુમિત્રાના ગળામાં એક મૂલ્યવાન કંઠી હતી.

સ્થિતિ બહુ ભયંકર થતી જતી હતી એ બધાંના સમજવામાં આવી ગયું. સુમિત્રા ભયની મારી એક અસ્પષ્ટ કિકિયારી કરી ઉઠી, અને વિમાન થોથરા સુરે 'પોલિસ, પોલિસ' કહી બરાડવા લાગ્યો.

પેલો બદમાસ વિમાન તરફ ફરી બોલ્યો, " સાહેબ, નકામા શા માટે આકળા થાઓ છો ? હું સિટિ મારીશ કે તરત મારા ખાંધિયા આવી પહોંચશે. તે વખતે આપને બહુ તકલીફ પડશે હો. " એમ

કહી ઉંચે અવાજે હસવા લાગ્યો. એ વિકટ હાસ્ય સુણી કોઈ અગમ્ય આશંકા અને ચિંતાથી વિમાન અને તેની સોબતણોનું ગળું ઘુંટાવા લાગ્યું. હૃદય ધડકવા લાગ્યું.

'જો તમે નહિ ઉતારી આપો તો પછી મારે ઉતારી લેવો પડશે.' એમ કહી પેલો બદમાસ સુમિત્રાના ગળામાંથી હાર કાઢવા તત્પર થયો. પરંતુ બરાબર તેજ વખતે એક માણસ ત્યાં આવી ચઢયો. તે પોલિસ નહોતો તેમ એ બદમાસનો સાથી પણ નહતો. કેવળ એક સુકા શરીરવાળો હિંદુ હતો.

તે એકાએક પેલા બદમાસ અને સુમિત્રાના વચ્ચે આવી ઉભો અને ગર્જના કરી બોલ્યો. 'ખબરદાર શેતાન! બાઈ માણસને શરીરે હાથ અડકાડતો નહિ!'

આ અણધારી ઘટનાથી પેલો બદમાસ થોડી વાર તો ડઘાઈ ગયો. પરંતુ થોડી જ વારમાં તેણે પોતાના વસ્ત્રમાં છુપાવેલો છરો પેલા યુવકના પર હુમલો કરવા માટે બહાર ખેંચી કાઢયો. પણ પેલા યુવકે અદ્‌ભુત યુક્તિ વાપરી પોતાની જાતને બચાવી લીધી અને એક નિમેષમાં તે એની પીઠ પાછળ જઈ હુમલો કરવા તૈયાર થઈ ઉભો. થોડી વાર બાથંબાથા ચાલી. છેવટે બન્ને જમીન પર પડયા. પ્રથમ તો અંધારાને લીધે શી બીના બને છે તે જાણી શકાયું નહિ. પરંતુ થોડી વાર બાદ પેલા યુવકે પેલા બદમાસના હાથમાંથી છરો છીનવી લઈ દૂર ફેંકયો અને પોતે તેની છાતી પર ચઢી બેઠો. તેણે તેનું ગળું બે હાથ વડે સખત રીતે દાબી રાખ્યું અને કહ્યું, "હવે ગરબડ કરી તો મુવો સમજજે!" ત્યાર બાદ તેણે તે બદમાસની પાઘડી ઉતારી તેનાં કપડાંનો એક છેડો તેના મોંમાં ખોસ્યો અને પાઘડી વડે તેના હાથ પાસે પડેલા બાંકડા સાથે મજબુત રીતે બાંધ્યા.

માટીના પુતળાંની પેઠે વિમાન ઉભો આ બધું નિહાળી રહ્યો હતો. તે એટલો બધો ગભરાઈ ગયો હતો કે પોતાના રક્ષણહારને

મદદ કરવી જોઇએ તેટલી સામાન્ય અક્કલ પણ તેને ઉપજી નહોતી. હવે તે પેલા અજાણ્યા યુવકને ભેટી પડયો અને આભાર માનતો બોલ્યો, " ઇશ્વિર આપનું ભલું કરો, આજે તો આપે જ અમને બચાવ્યાં. "

પેલો યુવક કંઈ બોલે તે પહેલાં સુરમા બોલી ઉઠી, "વિમાનભાઈ, ચાલો આપણે બહાર નીકળી જઇએ. જો તેના સાથીઓ આવી પહોંચશે તો વળી નવી આફત વહોરી લેવી પડશે.

બીકના ત્રાસથી સુમિત્રાના મુખમાંથી વચન સરતું નહોતું અને વિમળા સખત ટાઢ હોય તેમ બીકથી થર થર કંપતી હતી.

પેલા અજાણ્યા યુવકે વિમાન તરફ જોઈ કહ્યુ, " એ સારી વાત છે. એવા લોકો બનતાં સુધી ટોળાબંધ હોય છે. માટે ચાલો આપણે બહાર જઇએ. " એમ કહી તેણે પેલા બદમાસની છરી ઉપાડી લીધી અને હસતાં હસતાં કહ્યું, " બહાર નીકળીએ ત્યાં સુધીમાં કદાચ આની જરૂર પડે ખરી ! "

બધાં બહાર નીકળવા લાગ્યાં. કહેવાની જરૂર નથી કે વિમાન-વિહારી પેલા બદમાસના ખીસામાંથી પોતાનું પાકીટ લઈ લેવાનું ચૂકયો નહોતો.

બહાર મોટર ઉભી હતી. બધાં મોટર પર ચઢયાં એટલે પેલા અજાણ્યા યુવકે રજા માગી.

વિમાન કંઈ જવાબ આપે તે પહેલાં સુરમાએ વ્યગ્રભાવે કહ્યું, ના ના, વિમાનભાઈ, તેમને હમણાં છોડી દેશો નહિ. એમને આપણી સાથે લઈ લો, આપણે તેમને ઘેર પહોંચાડીશું. "

વિમાને કહ્યું, " બરાબર છે. એમને એકલા રાખી આપણે જઈ શકીએ નહિ ! "

વિમાન તરફ જોઈ પેલા યુવકે કહ્યું, " આપ મારી ચિંતા કરશો નહિ. હું મણિપુરમાં એક મારા મિત્રને મળી પછી ઘેર જવાનો છું. "

ભયનું સામ્રાજ્ય ઉતરી ગયું હોવાથી હવે સુમિત્રાને ભાન આવ્યું હતું. પોતાના રક્ષણહાર પ્રત્યેની શ્રદ્ધા અને કૃતજ્ઞતાથી તેનું હૃદય એટલું તો ઉભરાઈ જતું હતું કે અજાણ્યાપણાનો સંકોચ તજી તેણે ભાવપૂર્વક જણાવ્યું કે 'મિત્રને કાલે મળજો પણ આજે તો પાછા ફરો.'

સુમિત્રાની માગણીનો જવાબ વાળવા પેલા યુવકે તેના તરફ જોયું. પણ તેના મુખ તરફ દૃષ્ટિપાત કરતાં જ તેની સૂચનાનો અસ્વીકાર કરી શકયો નહિ. તેણે જે કંઇ ઉપકાર કર્યો હતો તેને લીધે ઉત્પન્ન થએલી કૃતજ્ઞતાને વશ થઇ એ બધાં એટલાં બધાં વ્યગ્ર થઇ રહ્યાં હતાં કે વાદવિવાદની મદદથી પોતાની કૃતજ્ઞતા વધારે સ્પષ્ટ કરવાનું તેને મન ન થયું.

વિમાને કહ્યું ' આપ આપના બંધુને માટે ગમે તેટલા ઉત્સુક હો, તો પણ અમે અમારા મિત્રને આજે તો છોડવાનાં નથી જ. જે અપાર ઉપકાર અમારા ઉપર કર્યો છે તે ખાતર જરા જેટલી કૃતજ્ઞતા પ્રકટ કરવાનો અવસર અમને ન આપો તે તો ભારે નિષ્ઠુરતા ગણાય. '

આ ઉપકાર અને કૃતજ્ઞતાના સ્પષ્ટ સ્વીકાર વિરુદ્ધ પેલા યુવકે કંઈ ન કહ્યું. સ્તુતિ સાંભળવાની તેને ટેવ નહોતી, તેમ તે બધું વાચાળપણાથી પાછું ઓકવાની પણ તેને ટેવ નહોતી. તેથી તેણે કોઈ પણ જાતનો નકામો વિનય બતાવ્યો નહિ. તે મંદ મંદ હસતો બોલ્યો ' જો તેમ જ હોય તો ચાલો પાછો ફરૂં છું. '

યુવકનાં વચનો સાંભળી વિમાને શોફરને મોટર હંકારવાની રજા આપી.

મોટર પોલિસ ચોકી પાસે આવી એટલે પેલા યુવકે પેલા બદમાસનો છરો પોલિસને સોંપી દીધો. અને બધી વિગત જણાવી.

પોલિસે ખીસામાંથી કાગળ પેન્સિલ કાઢી કહ્યું, " હજુર, આપનું નામ અને ઠેકાણું લખાવતા જાઓ. કદાચ આપની જરૂર પડે. '

પેલા યુવકે જરા વિચાર કરી કહ્યું, "પોલિસની સાથે મારે કંઇ લેવાદેવા નથી. તો પણ તમારી સગવડ ખાતર મારૂં નામ લખાવું છું. લખો: સુરેશ્વર, ઠેકાણું ભદ્ર, અમદાવાદ."

સુરેશ્વરનું નામ લખી લીધા પછી વિમાન તરફ જોઈ પોલિસે કહ્યું, 'અને આપનું નામ સાહેબ.'

વિમાને કહ્યું, "મારૂં નામ વિમાનવિહારી, ઠે. મીરજાપુર રોડ, અમદાવાદ.'

નામ અને ઠેકાણું લખાવ્યા બાદ મોટર આગળ ચાલી.

અત્યાર સુધી સુરેશ્વરના હાથ તરફ કોઇની નજર પડી નહોતી. પણ રસ્તાપરની વિજળીની બત્તીનો પ્રકાશ હાથ પર પડતાં સુમિત્રાએ જોયું કે તેના હાથ પર લોહી જણાય છે. તેણે ઘાંટો પાડી કહ્યું, "અરે આ શું ! આપનો હાથ ચિરાઈ ગયો છે ?"

સુરેશ્વર પોતાનો જમણો હાથ આંખ આગળ લાવી બોલ્યો, 'ના, એટલું બધું વાગ્યું જણાતું નથી. છરો છીનવતાં જરા છરકો લાગ્યો છે.'

વિમાન સુરેશ્વરનો હાથ પોતાના હાથમાં લઇ તપાસી બોલ્યો, "આ કંઈ જરા જેટલું નથી ! હજુ લોહી બંધ થયું નથી; બીજી સગવડ ન મળે ત્યાં સુધી ભીનો પાટો બાંધીએ તો કેમ ?"

ઘા કંઈ તદ્દન ઉપેક્ષા કરવા જેવો સાધારણ નહોતો. સુરેશ્વર પોતાને થતી વેદના પરથી બધું સમજી શકયો હતો. તેથી તેણે આ વાત કબુલી લીધી.

પાસે જ મ્યુનિસિપાલિટીના બંબામાંથી ધીમું ધીમું પાણી વહ્યું જતું હતું. કેવળ એક પાટાની જરૂર હતી. વિમાને ખીસામાંથી રૂમાલ કાઢી તપાસી કહ્યું: "આ તો નહિ ચાલે. મેલો થઈ ગયો છે."

વિમાનનાં વચનો સાંભળી સુમિત્રાએ પોતાનો રૂમાલ આગળ ધર્યો અને કહ્યું: "લો, આ, હમણાંજ ધોબીને ત્યાંથી આવ્યો છે."

સુમિત્રાનો રૂમાલ હાથમાં લઈ વિમાને કહ્યું: " હા, આ ચાલશે; આવો સુરેશ્વર, તમારા ઘા પર પાટો બાંધી આપું. "

સુરેશ્વરે વિમાનના હાથમાંથી રૂમાલ લઈ તપાસ્યો અને પાછો આપતાં વિનયપૂર્વક કહેવા લાગ્યો, " બહુ ઉપકાર થયો, પણ આ મૂલ્યવાન આઇરિશ લિનનના રૂમાલની કંઈ જરૂર નથી. હું સહેલાઇથી બધી વ્યવસ્થા કરૂં છું. " એમ કહી તેણે પોતાનું ધોતીઉં ફાડી એક ચિંદરડું કાઢયું. એ વિમાનને આપી કહ્યું, " લો, આ બાંધો. "

વિમાન દુ:ખી થઈ બોલ્યો, " અરે, ધોતીઉં ન ફાડયું હોત હોત તો ઠીક હતું. રૂમાલ ચાલત. "

રૂમાલ શા માટે ઉપયોગમાં ન લીધો તે વિમાન ન સમજ્યો પણ સુમિત્રા સમજી ગઇ. સુરેશ્વરને રૂમાલ વિદેશી જણાયો. એટલે તેણે તે ન વાપર્યો. આ બાબતની કંઈ ખાસ સાબીતિ નહોતી છતાં સુમિત્રાએ આ વાત ખાત્રીપૂર્વક માની લીધી. સુરેશ્વરે રૂમાલ પાછો આપતાં મૂલ્યવાન શબ્દ વાપર્યો તે કેવળ સાન્ત્વનાવાચક અને ' આઇરિશ લિનન ' એ શબ્દ ખરી પરિસ્થિતિવાચક હતો તે એ વિના વિતર્કે સમજી ગઇ હતી. તેથી તેને ધોતીઉં ફાડયા બદલ વિમાનની પેઠે દુ:ખ થયું નહિ. હમણાં જ કરેલા ઉપકાર ખાતર સુરેશ્વર પ્રત્યે અપાર કૃતજ્ઞતાનો બોજો માથે છતાં તે આ છુપા આઘાતથી મનમાં જરા ગુસ્સે થયા વિના રહી નહિ.

---

## પ્રકરણ ૨ જું

## પ્રમોદરાયને ઘેર

ખાડીઆમાં દેસાઈની પોળ આગળ મોટર ઉભી રહી. સુરેશ્વરે નવાઈપૂર્વક વિમાનને પૂછયું, " આપ તો કહેતા હતા ને કે હું મીરજાપુર રોડ પર રહું છું? મોટર અહીં કેમ ઉભી રહી?"

વિમાને કહ્યુંઃ "મારૂં મકાન તો મીરજાપુર રોડ પર જ છે; પણ આ પોળમાં મારા ભાઈનું સાસરૂં છે. આજના બનાવ પછી આપ અમારા હંમેશના મિત્ર બન્યા છો, છતાં હજુ સુધી પરસ્પર ઓળખાણ થઈ નથી એ તો ભારે અન્યાય કહેવાય." એમ કહી તેણે પાછળ બેઠેલી સુરમા, સુમિત્રા અને વિમળા તરફ જોઈ કહ્યુંઃ "આ મારાં ભાભી થાય, અને આ બંને તેમનાં બ્હેનો છે. તેમનું નામ સુમિત્રા અને વિમળા છે."

સુરેશ્વરે પાછું વાળી બધાંને બે હાથ જોડી નમસ્કાર કર્યા.

સુરમાએ વિમાનને સંબોધી ધીમેથી કહ્યુંઃ "વિમાનભાઇ, એમને અહીંથી જ છુટા કરી દેશો નહિ. થોડી વાર ઘરમાં આવે, ચાપાણી લઈ પછી ઘેર જાય એવી વ્યવસ્થા કરજો."

મોટર પર ચડ્યા પછી સુમિત્રાના મન પરથી નાનીશી વાદળીની માફક ક્ષણસ્થાયી ક્ષોભ ઉડી ગયો હતો. તેથી હવે તે મંદ મંદ હસતી બોલી 'એ ચા તો નહિ લે, કદાચ શરબત લે ખરા; અગર મીઠા પાણીનો પ્યાલો લે તો પણ બહુ' વાક્ય પુરૂં કર્યા સિવાય સુમિત્રા થંભી ગઈ; હાસ્ય ઓઠની સીમા ઓળંગવાની તૈયારી કરી રહ્યું હતું.

સુમિત્રાની વાત સાંભળી વિમાને કહ્યુંઃ "આવી ટાઢમાં શરબત? વળી એ ચા નહિ લે એમ તમે ક્યાંથી જાણ્યું?"

પોતાની બાબતમાં આવી વાતો ચાલતી જોઈ સુરેશ્વરે આનંદ પામી કહ્યુંઃ "ગમે તે રીતે જાણ્યું હોય પણ તેમની માન્યતા ખરી છે. હું હમણાં ચા પીતો નથી; પરંતુ તેથી કરીને કંઈ શરબત પીવાની જરૂર નથી."

વિમાને હસતાં હસતાં કહ્યુંઃ "રસ્તાની વચ્ચોવચ્ચ બેસી આવા અપ્રાસાંગિક અને અજુક્તી વાતો કરવાની જરૂર નથી, માટે ચાલો સુરેશ્વર ઘરમાં જઇએ."

સુરેશ્વર મોટરમાંથી ઉતરી બોલ્યોઃ "જો મને રજા આપો તો હું અહીંથી જ વિદાય થાઉં. અને જો રજા ન આપો તો અવશ્ય—"

વિમાને કહ્યું: “ આ લોકો તરફ જોતાં તો જણાય છે કે જવાની રજા કેમેય કર્યા આપે તેમ નથી. માટે ચાલો થોડી વાર બેસી પછી જજો. ” એમ કહી સુરેશ્વરનો હાથ પકડી વિમાન તેને ઘરમાં ખેંચી ગયો.

મકાનનો સરંજામ જોઈ સુરેશ્વર સમજી ગયો કે ગૃહસ્વામી કોઈ ધનવાન માણસ છે. વળી બીજે માળે આવેલા વિશાળ ડ્રોઈંગ રૂમમાં પ્રવેશ કરતાં તે એ પણ સમજ્યો કે ગૃહસ્વામી ધનવાન છે એટલું જ નહિ પણ શોખીન પણ છે. ઓરડાનું ભોંયતળીઉં ઊંચી જાતના સુંવાળા ગાલીચાથી શોભી રહ્યું હતું. મધ્યભાગમાં આરસ-પહાણનું એક વિશાળ ગોળ ટેબલ હતું. તેના પર અનેક દેખાવડાં ફ્લાવર પોટમાં તાજાં ફૂલો મ્હેકતાં હતાં. ટેબલની ચોમેર સુંવાળી ગાદીવાળી ખુરશીઓ ગોઠવેલી હતી. દિવાલને અઢેલીને ચોમેર મૂલ્યવાન સોફા ગોઠવેલા હતા. ઓરડાની ઉત્તર બાજુએ મધ્યસ્થળે એક પિયાનો અને જમણી બાજુએ તેવીજ જગાએ એક હારમોનિઅમ ગોઠવેલું હતું. ચોખુણિયા અબનુસના લાકડાથી બનાવેલી કોતરણીવાળી ટિપાઇ ઉપર એક એક આરસની સ્ત્રીમૂર્તિ અને દિવાલ પર મૂલ્યવાન તકતાઓ શોભી રહ્યા હતા.

ઓરડામાં પેસતાંજ વીજળીના ઉજ્વલ પ્રકાશમાં સુરેશ્વર પોતાના સંગીઓને અને તેના સંગીઓ સુરેશ્વરને સારી રીતે જોઈ શક્યાં. સુરેશ્વરે જોયું કે ત્રણે બ્હેનો ઉત્તમ પ્રકારનાં વસ્ત્રાભુષણથી સજ્જ થએલી છે; તેઓનાં સુંદર દેહને અતિ સુંદર બનાવવા માટે પૈસાની લગારે દરિદ્રતા અથવા દેશીવિદેશીના વિચારની કશી સંકીર્ણતા જણાતી નહોતી. બારિક લેસ હિંદ તૈયાર કરતું નથી, તેથી કંઈ એ તરુણીઓના પોશાકને અડચણ આવી નથી. તેમ સુંદર બનારસી રેશમના જેવી વસ્તુ હિંદ બહાર મળવી કઠિન છે તેની સાબીતી પણ એ નારીઓના પોશાક પરથી જણાઈ આવતી હતી.

એથી ઉલટું વિમાન વગેરેએ જોયું કે સુરેશ્વરે જાડાં ખાદીનાં વસ્ત્રો પહેર્યા છે. ટુંકા પનાનું ધોતીઉં, સાધારણ પહેરણ અને માથા પર ટોપી એટલો પોશાક તેના સુંદર શરીરને શોભાવી રહ્યો છે. અમે જે સમયની વાત કરીએ છીએ તે સમયે આવો પોશાક કંઈ અસાધારણ અદ્ભુત ગણાતો નહોતો. તોપણ બંને પક્ષના પોશાકમાં આકાશપાતાળ જેટલા પ્રભેદે બંનેનાં હૃદયને સામાન્ય ધક્કો પહોંચાડયો.

સુમિત્રા પોતાની વિસ્મય દશા તજી માનપૂર્વક બોલી, " સુરેશ્વરભાઈ, બેસો ને. અમે પિતાજીને ખબર આપી પાંચેક મિનિટમાં આવી પહોંચીએ છીએ." ત્યારબાદ તેણે વિમાન તરફ જોઈ કહ્યું, "વિમાનવિહારી, તમે સુરેશ્વરભાઈ પાસે બેસજો."

અંતઃપુરમાં પ્રમોદરાય પત્ની સાથે વાતચીત કરતા હતા. ત્રણે કન્યાઓ ત્યાં જઈ પહોંચી અને નગીનાવાડીમાં બનેલી વાત તેઓએ ધીમે ધીમે કહી સંભળાવી.

આ વાત સાંભળી પ્રમોદરાય અને જયાલક્ષ્મી વિસ્મયસાગરમાં ડુબી ગયાં.

સુરમાએ કહ્યું, " પિતાજી, સુરેશ્વરભાઇને અમે ઘસડી આણ્યા છે; વિમાનભાઇની સાથે તેઓ ડ્રોઇંગ રૂમમાં બેઠા છે. તમે તેમને મળવા ચાલો."

સુરેશ્વર ઘેર આવ્યો છે એ વાત સાંભળી જયાલક્ષ્મી ઉતાવળી થવા લાગી. તેણે પોતાના પતિ તરફ જોઈ પૂછ્યું, " હું તેમની સાથે વાતચીત કરી શકું કે નહિ."

પ્રમોદરાયે કહ્યું, " એમાં પૂછવાનું હોય! જેણે પોતાના જાતની પરવા ન કરતાં તારી ત્રણે પુત્રીઓ અને વિમાનને બચાવ્યાં તેને તું જાતે આદરમાન ન આપે તો ગેરવાજબી ગણાય."

સુરમાએ કહ્યું, " એ તો બાળક જેવા છે; વિમાનભાઈ કરતાં પણ નાના લાગે છે. મેં તો તેમની સાથે વાતચીત પણ કરી છે."

જયાલક્ષ્મીએ કહ્યું, "ત્યારે તમે આગળ જાઓ, હું ચા તથા નાસ્તાની તૈયારી કરૂં છું."

સુમિત્રાએ હસતાં હસતાં કહ્યું, "એવું કંઈ નહિ ચાલે મા! એ ચા પીશે નહિ, અને દેશી ખાંડ સિવાય મિઠાઈ પણ લેશે નહિ; હન્ટલી પામરની બિસ્કુટ તો નહિ જ ચાલે."

જયાલક્ષ્મીએ નવાઈ પામી કહ્યું. "કેમ? બહુ જુના વિચારના લાગે છે?"

સુમિત્રાએ કહ્યું, "જુના વિચારના હિંદુ છે કે નહિ તે તો કહી શકાય નહિ પણ ભારે સ્વદેશભક્ત છે. પોશાક જોતાં જ તું બધું સમજી શકશે. આખે શરીરે ખાદી જ ધારણ કરી છે. મને લાગે છે કે કોઈ અસહકારી લાગે છે."

આ વાત સાંભળી જયાલક્ષ્મીનો ઉત્સાહ પડી ભાગ્યો. આ નવા અસહકારી પંથ તરફ તેને જરાએ સહાનુભૂતિ નહોતી. જે સરકાર બહાદુરની દયાથી પોતાનો પતિ મહિને મહિને સેંકડો રૂપીઆ પેન્શન ખાય છે, જે વડે પોતે આટઆટલી સાહ્યબી માણે છે અને પતિની નોકરી દરમિયાન જેના પ્રભાવ વડે સાહેબની ગૃહિણી રૂપે પોતે અપાર સત્તા ભોગવી છે, તે સરકાર બહાદુર સાથે વિરોધ રાખનાર અસહકારી પંથ તેને આંખમાંની કણીની માફક ખટકતો હતો. તો પણ જે માણસે આજે પોતાની પુત્રીઓને બચાવી છે તે માણસ ભલેને અસહકારી હોય તો પણ તેનો આદરસત્કાર કરવો જ જોઈએ એવાં કર્તવ્યજ્ઞાને તેને તેનો સત્કાર કરવાને પ્રેરી. તે કંઈ નાસ્તાપાણીની વ્યવસ્થા કરવા બહાર ગઈ.

સુરમા અને વિમળાની સાથે પ્રમોદરાયે ડ્રોઈંગ રૂમમાં આવી સુરેશ્વરને ભારે આદરમાન આપ્યું, અને તેના માથા પર હાથ મૂકી આશીર્વાદ આપ્યો કે આજે તમે પરોપકાર કરવા જતાં જે મરદાઈ બતાવી આપી છે તે આગળ જતાં ધીમે ધીમે વિકાસ પામો અને તમને દેશમાં પ્રખ્યાત કરો.

પ્રમોદરાયનો આશીર્વાદ સાંભળી સુરેશ્વરે શરમાતાં શરમાતાં કહ્યું, "આપનો આશીર્વાદ હું માથે ચઢાવું છું. પરંતુ મેં કર્તવ્ય બજાવવા ઉપરાંત એવું કંઈ કર્યું નથી કે જેને માટે આટલું બધું માન મળે."

પ્રમોદરાયે સુરેશ્વરને એક ખુરસી પર બેસાડયો અને પોતે પાસેની ખુરશીપર બેસી હસતાં હસતાં કહ્યું, "જો તેમ જ હોય તો તમારાં વખાણ અતિશય કરવાં જોઇએ. સામયિક આવેશને લીધે કોઇ પણ માણસ અમુક કાર્ય કરે તેના કરતાં કર્તવ્ય સમજી કરનાર હજાર ગણો શ્રેષ્ઠ છે."

પ્રશંસાવાદ અટકાવવા જતાં ઉલટું વિપરીત પરિણામ આવ્યું જોઈ સુરેશ્વર ચુપ રહ્યો. પ્રમોદરાયનાં વચનોનો કંઈ જવાબ ન વાળતાં તે મુંગો બેસી રહ્યો.

પરંતુ વિમાન વાતચીત લંબાવતો બોલ્યો, "એ સિવાય આમાં કેવળ કર્તવ્યપાલનનો જ વિચાર નથી; સાહસ અને શક્તિની વાત પણ એટલી બધી છે કે તે સચરાચર નજરે પડે તેમ નથી. આપ સુરેશ્વરને જુઓ છો તો પાતળા દંગુજી. વળી તેમના ચહેરા પરથી પણ કંઈ શૌર્યનું માપ થઈ શકે તેમ નથી; પણ એજ દુબળા પાતળા માણસે એક જબરદસ્ત પહેલવાન પર વગર આનાકાનીએ હલ્લો કર્યો, અને તેને અનાયાસે હરાવ્યો. આ બનાવની ખાત્રી તો જેણે નજરેનજર જોયું હોય તેને જ થાય."

વિમાનનાં વચનોને પુષ્ટી આપતી સુરમા બોલી 'ખરેખર! એ બનાવ નજરે પડતાં હજુ પણ શરીરનાં રૂવાડાં ઉભાં થઈ જાય છે! સુરેશ્વરભાઈએ તો અદ્ભુત સાહસ કર્યું છે.'

વિમાનનાં વચનો સામે સુરેશ્વર દલીલ કરવા જતો હતો, પણ તેવામાં સુરમાએ વિમાનનાં વચનોને પુષ્ટી આપી તેથી તે વિમળા તરફ જોઈ જરા હસતો હસતો બોલ્યો, "પરંતુ મેં જે કંઈ કર્યું છે,

તેટલું પણ ન કરત તો બાયલાપણું જાહેર થાત. મેં આપને જે સ્થિતિમાં જોયાં તે સ્થિતિમાં આપના ઝઘડામાં ઉતરી પડયા સિવાય બીજો રસ્તો નહોતો."

વિમાને કહ્યું, "વારૂ, સાહસની વાત જવા દઇએ; પણ શક્તિની વાત તો કબુલ કરશો ને? તે નાકબુલ કરાય તેમ નથી."

સુરેશ્વરે કહ્યું. "શક્તિ, તે પણ મનની શક્તિ; દેહની નહિ. આપ શું એમ ધારો છો કે એ બદમાસની શારીરિક શક્તિ કરતાં મારામાં વધારે શક્તિ છે? કદી નહિ. તે મારી આગળ હારી ગયો તેનું મુખ્ય કારણ એ છે કે તે એક અન્યાયી કાર્ય કરતો હતો. તેની પાસે એ કાર્ય માટે નૈતિકશક્તિનું બળ નહોતું."

સુરેશ્વરની વાત સાંભળી વિમાન હસતો હસતો બોલ્યો, "મનની શક્તિ અથવા નૈતિક શક્તિ ગમે તે નામ આપો તો પણ તે સાહસ તો ખરૂં જ. મનની શક્તિથી આપણે આગળ વધીએ અને દેહની શક્તિથી જય પ્રાપ્ત કરીએ. જો તેમ ન હોત તો કોઈ પણ બદમાસ કોઈ પણ સજ્જન માણસને દબાવી શકત નહિ. આપ ગમે તેટલી ના પાડો તોપણ હું અનાયાસે સાબીત કરી શકીશ કે દેહની શક્તિમાં અથવા તો મનના સાહસમાં આપ એ બદમાસ કરતાં શ્રેષ્ઠ છો. કારણ કે આજે તમે તેને હરાવ્યો છે એ બાબતમાં કશો શક રહ્યો નથી."

સુરમા વિમાન તરફ જોઈ મૃદુ કંઠે બોલી, "અને તમે તર્કબાજીમાં સુરેશ્વરભાઈને જીત્યા છે તેમાં પણ કંઈ શક નથી."

સુરમા અતિશય ધીમાશથી આ શબ્દો બોલી હતી છતાં એ શબ્દો બધાએ સાંભળ્યા. પ્રમોદરાય એ સાંભળી હસી પડયા, એટલુંજ નહિ પણ સુરેશ્વર પોતે પણ તર્ક તજી હસવા લાગ્યો. પ્રમોદરાયે કહ્યું, "તર્કમાં ગમે તે હારે તેની પરવા નથી પણ એટલું તો ખરૂં કે સુરેશ્વર જે કંઈ કહે છે તે વાત તદ્દન નાકબુલ થાય તેમ નથી. નૈતિક કારણની વિરૂદ્ધ શક્તિશાળી પણ ઘણી વેળા શક્તિ ગુમાવી બેસે છે. એનું

અતિ સુંદર ઉદાહરણ મેં મારી આંખે નજરોનજર જોયું હતું. એ બહુ જુની વાત છે. તે વખતે સુરમાની ઉંમર ત્રણેક વર્ષની હશે. જયાલક્ષ્મી, પ્રબોધ, રજની અને સુરમાને ગુજરાત મેલના એક ડબા પર ચઢાવી હું અમદાવાદના પ્લેટફોર્મ પર ઉભો હતો. ગાડી છૂટવાને તે વખતે બહુ વાર નહોતી. અમારા કમ્પાર્ટમેંટની બાજુના કમ્પાર્ટમેંટની બારીમાં એક સોળ, સત્તર વર્ષની યુરોપિયન છોકરી બેઠી હતી; અને તેની સામે પ્લેટફોર્મ પર એક પંદર–સોળ વરસનો છોકરો ઉભો હતો. મને લાગે છે કે તેઓ ભાઇબહેન હશે. તેઓ વાતચીત કરતાં હતાં. એ વખતે એક કદાવર શરીરનો ગોરો આદમી પ્લેટફોર્મ પર આમતેમ ફરતો હતો. તે વારંવાર પેલી છોકરી સામે ટીકી ટીકીને જોતો હતો અને અસભ્ય શબ્દો બોલતો હતો. મને તો તે પીધેલો હોય તેવો જણાતો હતો. છોકરો પીઠ વાળી ઉભો હોવાથી આ બધું જોઈ શકતો નહોતો. પરંતુ છોકરીએ પેલા બદમાસના ચેનચાળા નિહાળ્યા. છેવટે તેણે પોતાના ભાઈને બધું જણાવ્યું. ત્યારે એ પાતળીઆ સરખા અંગ્રેજ છોકરાએ શું કર્યું ? લટાર મારતો મારતો પેલો બદમાસ જેવો એ બારી પાસે આવ્યો કે તરત તેણે પાછા વળી પેલા બદમાસના નાક પર જોસથી એક લાત લગાવી દીધી, અને કંઈ ન બન્યું હોય તેમ પાછો વળી પોતાની બેન સાથે વાતે વળગ્યો. તેણે પાછું વાળી એટલું પણ જોયું નહિ કે પેલો બદમાસ હુમલો કરે છે કે નહિ. પેલો બદમાસ તો બિચારો એકદમ પોતાના ખીસામાંથી રૂમાલ કાઢી નાક લૂછવા લાગ્યો. મેં બરાબર જોયું કે તેનો રૂમાલ લોહીથી લાલ થઈ જતો હતો. તેના નાકમાંથી દડદડ કરતું લોહી વહે જતું હતું. ત્યારબાદ તે પેલા છોકરા સામું જોઇ બબડતો બબડતો પ્લેટફોર્મ પરથી ચાલ્યો ગયો. આ બનાવમાં એ તો ખુલ્લું હતું કે જો પેલા ગોરા સાથે પેલા છોકરાને મલ્લયુદ્ધ થાત તો તેમાં છોકરો હારત જ. ”

અત્યાર સુધી વિમળા કંઈ બોલી નહોતી. તેણે હવે હસતાં

હસતાં કહ્યું, " આ વાત પિતાજીને મોંએ અમે લગભગ સો વાર સાંભળી હશે."

સુરેશ્વર વિમળા તરફ જોઈ હસતો હસતો બોલ્યો, " હજુ પણ સો વાર સાંભળશો તો પણ નુકસાન થશે નહિ, વાત એવી સુંદર છે."

સુરેશ્વરના આ શાંત મૃદુ તિરસ્કારથી શરમિંદી બની વિમળાએ કહ્યું, " એ તો ખરૂં!"

---

## પ્રકરણ ૩ જું

## વધારે પરિચય

---

જયાલક્ષ્મીએ ઓરડામાં પ્રવેશ કર્યો અને તેની પાછળ એક જર્મન સિલ્વરની ટ્રે ઉપર બે ત્રણ રકાબીમાં ખાવાનું લઈ સુમિત્રા આવી પહોંચી. પોતાની દીકરી ખાવાનું ઉપાડી લાવે એ વાત જયા-લક્ષ્મીને બીલકુલ ગમતી નહોતી. તેની તો એવી મરજી હતી કે નોકર પાસે ખાવાનું મંગાવવું. પરંતુ સુરેશ્વરને બહુ માન આપવા ખાતર, તેમ તેના સ્વભાવ વિષે અગાઉથી જે કંઈ જાણ્યું હતું તે ખાતર, સુમિત્રાએ પોતેજ નાસ્તો લઈ જવાનો આગ્રહ કર્યો હોવાથી તેને લાચારીથી આમ કરવું પડયું હતું. તો પણ નોકરને સાથે રાખવાની તક જયાલક્ષ્મી ભૂલી ગઈ નહોતી. નોકરે દૂર પડેલી ટિપાઈ સુરેશ્વર પાસે મૂકી અને સુમિત્રાના હાથમાંથી ટ્રે લઈ તે પર મૂકવાનો પ્રયત્ન કર્યો પણ સુમિત્રાએ તેમ કરવા ન દેતાં પોતે જ ટિપાઈ પર ટ્રે મૂકી.

જયાલક્ષ્મી તરફ હાથ કરી સુરમાએ કહ્યું, " સુરેશ્વરભાઈ, આ અમારાં મા છે."

સુરેશ્વરે એકદમ ઉઠી જયાલક્ષ્મીને પ્રણામ કર્યા. જયાલક્ષ્મીએ

આશીર્વાદ આપતાં કહ્યું, "બેટા, તેં તો અમારા પર ભારે ઉપકાર કર્યો છે. ભગવાન તારૂં સારૂં કરો !"

સુરેશ્વર કંઈ જવાબ આપે તે પહેલાં વિમાને હસતાં હસતાં કહ્યું, "એમને ધન્યવાદ આપવો કઠણ છે. ગમે તે રીતે ધન્યવાદ આપશો તો પણ તે તો વ્યાજસહિત પાછો જ વાળશે."

આ વખતે જરા મશ્કરી કરવાનો લોભ સુમિત્રા તજી શકી નહિ; તેણે મૃદુ હાસ્ય કરી કહ્યું, "આભાર માનવો એ તો વિલાયતની આયાત છે. એ તો પાછો વાળવો એ જ ઉચિત છે."

આ વખતે સુરેશ્વર સુમિત્રાની મીઠી મશ્કરી સમજી ગયો; એટલું જ નહિ પણ આ પહેલાં ચા તથા શરબતના પ્રસંગે સુમિત્રાએ જે વચનો ઉચ્ચાર્યાં હતાં તે પણ તેના સમજવામાં આવી ગયાં. પરંતુ એ તેને ગમ્યું નહિ. સુમિત્રાનું આ સ્વચ્છંદીપણું, આ કુતુહલ-પણું અને બે ત્રણ કલાકની ઓળખાણમાં લીધેલી આટલી બધી છૂટ તેને ઠીક ન લાગી. તે ઉપરાંત આ બધાં વચનોમાં સ્વદેશીપણા વિરુદ્ધ સ્પષ્ટ ઇસારા હતા તેથી તેનું મન દુભાયું. સુમિત્રાની તરફ જોઈ તેણે શાંત છતાં દૃઢ સ્વરે કહ્યું, "વિલાયતની આયાત માત્ર વિચાર્યા વગર પાછી ધકેલવી ઉચિત છે એમ ભારપૂર્વક કહેવાય નહિ. તેમાં જ્યારે આપણે વિલાયતી કાપડ, એટલું જ નહિ પણ વિલાયતી કાપડના ટુકડા પણ છોડતા નથી ત્યારે તો આ વાત પર ખાસ ધ્યાન આપવાનું છે !"

પોતાનાં વચનો વડે સુરેશ્વર જે આઘાત કરવા માગતો હતો તે સંપૂર્ણ રીતે અનુભવી શકી હોવાથી સુમિત્રાનો ચ્હેરો લાલ થઈ ગયો; વિલાયતી કાપડના ટુકડાનો ઉલ્લેખ કરી સુરેશ્વર પોતાના આઇરિશ લિનનના રૂમાલને ઉદ્દેશે છે એ વાત સમજવામાં પણ તેને જરા પણ વિલંબ ન થયો. પરંતુ સુરેશ્વરે તેના પર ઉપકાર કર્યો હતો, વળી તે આજે અતિથિરૂપે પોતાને ઘેર આવ્યો હતો તેથી

તેનાં વચનો સામે જરાપણ દલીલ ન કરતાં તેણે સ્મિતભર્યા મુખે કહ્યું, " વિલાયતની કાપડના ટુકડા તો કદાચ હવેથી તજશું તોયે ચાલશે, પરંતુ આપને આપેલા નાસ્તામાં તો વિલાયતીની ગંધેય નથી; માટે તે કૃપા કરી સ્વીકારો. "

સુમિત્રાની લાગણીને આઘાત થયો જાણી સુરેશ્વરને પશ્ચાત્તાપ થવા લાગ્યો. પહેલા દિવસની ઓળખાણ વખતે જ એક નારી પ્રત્યે મન અને વાક્ય દ્વારા વિરુદ્ધાચરણ કર્યું એ અનુચિત હતું એમ તેને જણાવા લાગ્યું. તે ઉપરાંત તેણે જ્યારે જોયું કે પોતાનાં વચનોના વિષની અસર થઈ છતાં સુમિત્રા એ બધું વિષ પચાવી સામો પોતાનો પરાજય સ્વીકારવા તૈયાર થઈ છે, ત્યારે તો સુરેશ્વર મનમાં અતિશય વેદના અનુભવવા લાગ્યો; અને થોડો અપરાધ ઓછો કરવાના ઇરાદાથી હસતો હસતો બોલ્યો, " આ બધું યત્નપૂર્વક આપે તૈયાર કર્યું છે, તો પછી તેનો સ્વીકાર કરવો જ જોઇએ. પરંતુ શક્તિ અને જરૂરિયાત કરતાં વધારે હોય અને પડયું રહે તો ક્ષમા કરશો. "

વિમાનવિહારીએ કહ્યું, " ત્યારે તો એ સાથે એક બીજી વાત પણ થવા દો. શક્તિ અને જરૂરિયાત કરતાં ઓછું પડે તો બીજું વધારે માગવાની જરૂર પડવાની જ. માટે ઓછું પડે તો માગી લેશો એવી વિનંતિ છે. "

સુરેશ્વરે હાસ્ય કરી કહ્યું, " બેલાશક !"

સુરેશ્વર નાસ્તો કરવા લાગ્યો. કાંકરિયાની નગીનાવાડીમાં બનેલ બનાવની ફરીથી પુનરાવૃત્તિ થવા લાગી. વિમાન, સુરમા અને વિમળા એ બનાવ ફરી ફરીને વર્ણવવા લાગ્યાં. જયાલક્ષ્મી ભય ગયો છતાં અતિશય ઉદ્વેગ દર્શાવવા લાગી. અને પ્રમોદરાય વારંવાર બધાંને સમજાવવા લાગ્યા કે સ્પષ્ટરીતે દૃષ્ટિગોચર થતો નથી છતાં આજના બનાવમાં ભગવાનનો મંગલ હસ્ત નિશ્ચય છે એમાં કશો શક નથી. ભવિષ્યમાં એક દિવસ નક્કી આ મંગલ સંકેત આપણે સમજી શકશું:

દૂધપાકની વાડકી ઉપાડતાં સુરેશ્વરને અચકાતો જોઇ સુમિત્રાએ કહ્યું, "આપ એક મિનિટ થોભો, હું હમણાં જ ચમચો લાવી આપું છું" એમ કહી તે રસોડા ભણી દોડી.

નોકર હાજર છતાં એક પેન્શનેબલ અમલદારની દીકરી પોતે ચમચો લેવા દોડે એ જયાલક્ષ્મીને બિલકુલ પસંદ ન પડયું. કદાચ સુરેશ્વર એમ સમજે કે આવી રીતે ઘરનાં માણસો ઘરનું કામ દરરોજ કરતાં હશે એમ ધારી તેણે હસતાં હસતાં કહ્યું: "મારી રકાબીઓનો આજે તો ચુરો થવાનો એમ લાગે છે! કોઇ દિવસ તો હાથેય અડકાડતી નથી. બૉય, તું જા. બ્હેનને બતાવ કે ચમચો ક્યાં છે."

પ્રમોદરાયે કહ્યું: "કરવા દોને, આજે તો અટકાવતાં જ નહિ! આજે તેના શરીરમાં કૃતજ્ઞતા એટલી બધી ઉછળી રહી છે કે આ રીતે પોતાને હાથે સેવા નહિ કરે તો તેનો આત્મા તૃપ્ત થશે નહિ."

સુરમાએ કહ્યુ: "એ સિવાય ખરી રીતે કહીએ તો સુરેશ્વરભાઈએ સુમિત્રાને જ બચાવી છે; વિમાનભાઈનો વારો તો પહેલેથી જ આવી ગયો હતો. ઓ મા! એ વાત યાદ કરતાં તો શરીરમાં ધ્રુજારી છૂટે છે! એકાદ મિનિટ વિલંબ થયો હોત તો એ બદમાસ સુમિત્રાના ગળામાંથી હાર કાઢી લેત. સુમિત્રા તો બિચારી બીકની મારી અધમુઇ થઈ ગઈ હતી."

બરાબર એજ વખતે સુમિત્રા આવી પહોંચી. સુરમાનાં વચનોનો છેલ્લો ભાગ તેણે સાંભળ્યો હતો. સુરેશ્વર પાસે ચમચો મૂકી તેણે હસતાં હસતાં કહ્યું: "હું તો અધમુઈ થઈ જાઉં તેવું જ હતું પણ તમે લોકો પણ કંઈ ઓછાં ભડકી મર્યા નહોતાં."

સુરમાએ હસતા વદને કહ્યું: "ભડકી મરવાનું દૂર રહ્યું પણ મને લાગે છે કે હું તો તારી પહેલાં બેભાન બની ગઈ હોત!"

સુરમાના આ સરળ સ્વીકારથી બધાં ખડખડાટ હસી પડયાં.

વિમળાએ કહ્યું: "વારૂ, વિમાનભાઈ, સુરેશ્વરભાઈ ન આવી ચડયા હોત તો તમે શું કરત?"

આજના બનાવમાં વિમાનવિહારીનું બાયલાપણું હજુ સુધી ખુલ્લી રીતે પ્રકટ થયું નહોતું. છતાં તે કોઇનાથી અજાણ્યું રહ્યું નહોતું. પરંતુ બાળકબુદ્ધિની વિમળાએ અચાનક આ પ્રશ્ન પૂછી તે ખુલ્લું કરી દીધું તેથી બધાં મુંઝાયાં. તેમાં પણ વિમાનવિહારી પોતે તો એટલો બધો શરમિંદો પડી ગયો ને તેના મુખપરથી એ ભાવ સ્થૂળ બુદ્ધિનું માણસ પણ સ્પષ્ટ રીતે જોઈ શકે એવું થયું. ત્રણ સ્ત્રીઓના રક્ષકરૂપે તેણે પોતાનું કર્તવ્ય બજાવ્યું નહોતું; એટલું જ નહિ પણ તેણે બજાવવાનું કર્તવ્ય એક અજાણ્યા યુવકે પોતાનો જાન જોખમમાં નાંખીને પણ પાર પાડયું. સૌથી વધારે દુઃખની વાત એ હતી કે જેની સાથે ભવિષ્યમાં તે પરણવાનો હતો, તે પણ એ ટોળામાં જ હતી. અને ખાસ કરીને તેને બચાવવાનોજ પ્રસંગ ઉપસ્થિત થયો હતો. કારણ કે હુમલો તેના પર જ થયો હતો. સુરેશ્વરને બદલે પોતાનો હાથ કપાયો હોત તો આજે તે બધાની આગળ કેટલો પ્રશંસાપાત્ર થાત તે વાત યાદ લાવી તે મનમાં મનમાં મુંઝાતો હતો. ત્યાં તો વિમળાએ અચાનક ચોકખેચોકખી વાત ઉપાડી તેને દિગ્મૂઢ કરી દીધો.

વિમાનવિહારી પોતાનો બચાવ કરે તે પહેલાં સુરેશ્વરે કહ્યું: “એકાએક હલ્લો થાય તો પ્રથમ સ્વાભાવિક રીતે જ કિંકર્તવ્યમૂઢ થઈ જવું પડે છે; વિમાનવિહારીની દશા એવી થઈ પડી હતી. એ દશામાંથી જાગ્રત થયા બાદ તેઓ જરૂર એ બદમાસ પર તૂટી પડત !”

હજુ વધારે છોકરવાદી કરી વિમળાએ પૂછ્યું: ‘ વિમાનભાઈ જેવા ભલા માણસ શું એ બદમાસને પુરા પડત ખરા ?”

વિમળાનો પ્રશ્ન સાંભળી સુરેશ્વર હસી પડયો. તેણે કહ્યું: “ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે હું એક બદમાસ છું, તેથી જ પેલા બદમાસને પુરો પડી શકયો છું ?”

આ વખતે બધા, એટલું જ નહિ પણ વિમાનવિહારી સુદ્ધાંત હસી પડયા, અને વિમળાએ જે અગવડ ઉભી કરી હતી તે આ હાસ્યતરંગમાં ઉડી ગઈ.

હાસ્યતરંગ શાંત પડયા બાદ જયાલક્ષ્મીએ કહ્યુંઃ "વિમાન, તેં એ બદમાસને કેમ ન જણાવ્યું કે હું કલેકટર છું. તેમ કર્યું હોત તો એ બિચારાને ભાગતાં ભોંય ભારે થઈ પડી હોત." પોતાના પતિની પદવી કહેતી વેળા પણ જયાલક્ષ્મી 'ડેપ્યુટિ' શબ્દ યત્નપૂર્વક છોડી દેતી હતી.

સહધર્મિણીના આ વિચિત્ર આલાપથી અને પોતાની પદવીના ખુલ્લા ઉલ્લેખથી પ્રમોદરાય મનમાં શરમાઈ ગયા. અને સુરેશ્વર ડેપ્યુટિ કલેકટરના આ મિથ્યા મહિમા તરફ જયાલક્ષ્મીની આવી શ્રદ્ધા જોઈ મનમાં મનમાં હસવા લાગ્યો.

સત્ય અને જયાલક્ષ્મીની શ્રદ્ધા બંનેને જાળવતાં વિમાન બોલ્યોઃ "આજકાલ બદમાસો અમલદારોને ગાંઠતા નથી. એ દિવસો તો હવે ગયા."

કોના વાંકથી એ દિવસો ચાલ્યા ગયા તે બાબતમાં એકાદ નાનું સરખું ભાષણ કરવાની ઇચ્છા જયાલક્ષ્મીને થઈ ખરી પણ સુરેશ્વરની હાજરીમાં એ બાબતમાં કંઈ કહેવું એ તેને યોગ્ય જણાયું નહિ. એ વખતે તે ઓરડામાં એક કદાવર બાંધાના સાહેબી પોશાકવાળા માણસે પ્રવેશ કરી, માથું નમાવી, હસતા વદને કહ્યુંઃ "ગુડ ઇવિનિંગ, મારો દરદી ક્યાં છે?"

આવનાર માણસના પ્રશ્નથી બધા વિસ્મય પામ્યા. પ્રમોદરાયે એકદમ ખુરશી પરથી ઉભા થઈ કહ્યુંઃ "ગુડ ઇવનિંગ. આવો ડૉક્ટર દેસાઈ, આવો. પરંતુ આપનો રોગી કોણ તે સમજી શકતો નથી."

સુમિત્રાએ હસતા વદને કહ્યુંઃ "ડૉક્ટર દેસાઈ, કૃપા કરી બેચાર મિનિટ બેસો; થોડીવારમાં આપનો રોગી નવરો થશે." ત્યારપછી સુરેશ્વર તરફ જોઈ તેણે જરા સંકોચાતાં કહ્યુંઃ "સુરેશ્વરભાઈ, ઉતાવળ કરશો નહિ; નિરાંતે જમી લો."

સુમિત્રાનાં વચનોથી સમસ્યાનું સમાધાન થઇ ગયું. સુરેશ્વરે

જમવાનું બંધ કરી વિસ્મિત નયને સુમિત્રા તરફ જોઈ કહ્યું: "ત્યારે શું આપે જ ડૉક્ટર સાહેબને ખબર આપી હતી?"

લાલચોળ મુખડે સુમિત્રાએ કહ્યું: "ગમે તેણે ખબર આપી. પરંતુ શું ખબર આપવાની દરકાર નહોતી એમ આપ માનો છો?"

સુરેશ્વરે દૃઢ છતાં શાંત સ્વરે કહ્યું: "હા જ તો. સહેજ સરખું લાગ્યું છે તે ખાતર ડૉક્ટરની જરૂર નહોતી."

વિમાને કહ્યું: "ડૉક્ટર દેસાઇ, આપ એમનો હાથ તપાસી ન્યાય આપો કે આપને બોલાવવાની જરૂર હતી કે નહિ."

સુરેશ્વર મનમાં કંટાળતો કંટાળતો ઉતરેલા સ્વરે બોલ્યો: "સાધારણ બનાવને મહાન બનાવી મૂકવાની શક્તિ આપ લોકોમાં અપાર જણાય છે."

પ્રમોદરાય હસતા વદને બોલ્યા: "ના, ના સુરેશ્વર. એ લોકો કોઈ સાધારણ બનાવને મહાન કરી મૂકતાં નથી. તમે આજે જે સાહસ બતાવી આપ્યું છે તે કંઈ સાધારણ નથી અને તેને તે લોકો કંઈ વિના કારણે જરા પણ મહાન બનાવી મૂકતાં નથી." એમ કહી તેણે ડૉક્ટરને બધી વાત કહી સંભળાવી.

વાત પૂરી થતાં ડૉક્ટરે સુરેશ્વર તરફ જોઈ હસતા વદને કહ્યું: "લાવો તો, આપનો હાથ તપાસી જોઉં."

સુરેશ્વર એ દરમિયાન જમી રહ્યો હતો. ડૉક્ટરના બોલાવવાથી તેણે હાથ લંબાવ્યો. તેને લાગ્યું કે હવે વધારે આનાકાની કરતાં સુમિત્રા પ્રત્યે અસભ્યતા દર્શાવી ગણાશે.

સુરેશ્વરના હાથપરથી પાટો ઉતારી પ્રકાશમાં રાખી જોઇ ડૉક્ટર બોલી ઉઠ્યો. ઓહ, આતો ખાદી જણાય છે! આ દેશભક્તને માટે તો તદ્દન સારી છે પણ દરદીને માટે નહિ.

ડૉક્ટરનાં વચનોથી સુરેશ્વરનો પિત્તો ઉછળી આવ્યો. તેણે કહ્યું: "પરંતુ એ માન્ચેસ્ટરનું કપડું હોત તો કદાચ કંઈ નુકસાન ન કરત ખરું ને!"

ડૉક્ટરે હસતા વદને કહ્યું, "ભાઈ, હું તમારી સાથે વાદવિવાદ

કરવા માગતો નથી. તેમ હોત તો પણ નુકસાન તો થાત જ. વસ્તુની વપરાશ વપરાશમાં પણ ભેદ છે. મહાત્માજીએ પોતે વણેલી ખાદી હોય તો પણ જ્યાં સુધી તેને વિધિ પ્રમાણે જંતુનાશક ન બનાવવામાં આવે ત્યાં સુધી દરદીને માટે તો તે નુકશાનકારક જ ગણાય. ખાદી પર મને પોતાને બહુ શ્રદ્ધા છે. જુઓ, મારા આ વિલાયતી પોશાકમાં પણ ખાદીનો અભાવ નથી. પરંતુ સાકર સારી હોવા છતાં કંઈ મીંઢાની ગરજ સારી શકતી નથી. ”

સુરેશ્વરે હસતા વદને કહ્યું: “ ખરી વાત, મને માફ કરો; આપના વચનો પરથી હું એવું સમજ્યો કે આપ એવું કહેવા માગો છો કે મીંઢાનું કામ સાકર વડે ન સરે પણ ફટકડી વડે સરે. પણ આપ જ્યારે ખુલાસો કરો છો ત્યારે હવે મારે વિરોધ દર્શાવવાનું કંઈ કારણ રહ્યું નથી. ”

‘ ખરી વાત છે. આવો, આપના હાથે પાટો બાંધી આપું.’ એમ કહી બેગમાંથી સરંજામ કાઢી ડોકટર પોતાનું કામ આગળ ચલાવવા લાગ્યો.

સંભાળપૂર્વક ઘા ધોઈ, પાટો બાંધ્યા બાદ ડોકટરે કહ્યું, ‘ ઘા કંઈ સાધારણ નથી. થોડા દિવસ સાવચેતી રાખશો. શરીર સારૂં છે. લોહીમાં શર્કરા નથી; જો હોત તો ઈંજેકશન પણ આપવું પડત. ’

ડોકટરે પોતાનો સામાન બેગમાં મૂકી બેગ બંધ કરતાં કહ્યું, “ વારૂ હવે જાઉં છું. ગુડ બાઈ. ” ત્યાર બાદ સુરેશ્વર તરફ જોઈ જરા હસી કહ્યું, “ સુરેશ્વરભાઈ, નમસ્કાર ! ”

પ્રમોદરાયે ઉતાવળથી કહ્યું, “ ડોકટર દેસાઈ, જરા થોભો. આપની ફી આણી આપું. ” ત્યાર બાદ તેણે સુરમા તરફ નજર કરી કહ્યું, “ બેટા જા જોઉં, ડોકટર સાહેબને ફી લાવી આપ !

પ્રમોદરાયનાં વચનો સાંભળી સુરેશ્વરે કહ્યું, “ના, ના એ શું બોલ્યા ! હું તેમની ફી આપું છું. ” ત્યાર પછી વિમાનને સંબોધી તેણે કહ્યું, “ એમની ફી શું છે ? ”

વિમાન કંઈ કહે તે પહેલાં ડોકટરે કહ્યું: " આઠ રૂપીઆ. પરંતુ હું કહું છું કે આપમાંથી કોઇને ફી આપવી પડશે નહિ. હાડચામ ચુંથી પૈસા પ્રાપ્ત કરવાનું કામ તો દરરોજ કરૂં છું, પણ આવા પવિત્ર ઘાની સારવાર કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય ત્યારે પૈસા ન લઉં તો શું ખોટું. વેપારને વખતે વખતે જરા અવેપાર બનાવીએ તો તેમાં જરા ઓર લહેજત છે." એમ કહી જવાબની રાહ જોયા સિવાય ડોકટર દેસાઈ રવાના થઈ ગયા.

ડોકટરના ગયા બાદ સુરેશ્વરે કહ્યું: " બહુ ભલો માણસ ! "

પ્રમોદરાયે કહ્યું: " ખરેખર ! "

જયાલક્ષ્મી હસતા વદને બોલી: " તમે તો એને ભલો કહો જ તો; આઠ રૂપીઆ બચ્યા તે કંઈ નાનીસુની વાત છે ! "

જયાલક્ષ્મીના શબ્દો સાંભળી બધાં ખડખડ હસી પડયાં.

પ્રમોદરાય હસતા હસતા બોલ્યા: " ઠીક કહો છો; ડોકટર દેસાઈ ભલો માણસ તો છે જ પણ તે ઉપરાંત જ્યારે તેણે રૂપીઆ ન લીધા ત્યારે તો બહુ ભલા ગણાવો જ જોઇએ ! "

થોડી વાર પછી સુરેશ્વર રજા લઈ ઉઠયો.

પ્રમોદરાયે ઉભા થઈ કહ્યું: " આજે એક વિચિત્ર ઘટનાયોગે તમે અમારા કુટુંબી સમાન ગણાયા છો. વખતો વખત અમને મુલાકાતનો લાભ આપતા રહેજો. જો જો, ભૂલતા નહિ. " ત્યાર પછી તેણે વિમાનને કહ્યું: " વિમાન, તું તેને મોટરમાં બેસાડી ઘેર પહોંચાડી આવ. "

સુરેશ્વરે કહ્યું: " ના, ના, મોટરની જરૂર નથી. હું એટલું તો ચાલી શકીશ. "

વિમાને કહ્યું; " પણ તેમાં શું નુકસાન છે ! ચાલોને તમારૂં ઘર પણ જોવાશે. "

બધાંને ફરીથી નમસ્કાર કરી સુરેશ્વર રવાના થયો.

---

# પ્રકરણ ૪ થું

## સામી મુલાકાત

બીજે દિવસે સવારમાં સુરેશ્વર પોતાના ઘરમાં નીચલે માળે બેસી પોતાની બ્હેન માધવી પાસે ઘા ધોવડાવતો હતો અને થોડે દૂર બેઠી બેઠી તેની વિધવા માતા તારાસુંદરી એ કાર્ય લક્ષપૂર્વક જોતી હતી અને વાતો કરતી હતી.

ગરમ પાણીમાં બોરિકની ભૂકી મેળવતી મેળવતી માધવી બોલી, "પરંતુ ભાઈ, આવું સાહસ કરવું એ ઉચિત નથી."

સુરેશ્વરે હસતા વદને કહ્યું: "ત્યારે શું કરવું ઉચિત હતું તે કહે જોઉં ? દશ હાથ દૂર ઉભા રહી એ બદમાસ આગળ ભાષણ આપવું કે બીજે દિવસે વર્તમાનપત્રમાં ચર્ચા કરવી ? અવિવેચક થવું ઉચિત નથી, પરંતુ સુવિવેચક તો હંમેશાં થવું જ જોઈએ. તે વખતે વિપત્તિમાં આવી પડેલાંના રક્ષણનો પ્રયત્ન કરવા સિવાય બીજું કંઈ થઈ શકે તેમ નહોતું. ત્યાર પછી તેણે તારાસુંદરીને સંબોધી કહ્યું: "મા, તમે જ કહો જોઉં ? મેં જે કર્યું છે તેમાં ગેરવાજબી જેવું કંઈ છે ?"

સત્સાહસ અને સહૃદયતા એ બે ગુણો માટે સુરેશ્વર જો કોઈનો પાસે ઋણી હોય તો તે તેની માતા પાસે જ. તેનો પિતા એક પ્રખ્યાત ડોકટર હતો. તે રોગીને તપાસવામાં જ મશગુલ રહેતો. સુરેશ્વર પોતાની મા પાસે જ ઉછર્યો હતો. આકાશમાંના વાયુ અને પ્રકાશની માફક તારાસુંદરીના વિશાળ હૃદયક્ષેત્રને વિષે આ બે ગુણો ઠાંસી ઠાંસીને ભર્યા હતા. તેણે એ ગુણોની આબોહવામાં પુત્રને ઉછેર્યો હતો. એથી સુરેશ્વરે જ્યારે પોતાનો મત માગ્યો ત્યારે તેણે તેને હસતા વદને કહેવું પડયું કે 'ના, ગેરવાજબી કંઈ કર્યું નથી.' પરંતુ પોતાના અનુમોદનથી

ઉત્સાહિત થઈ સુરેશ્વર ભવિષ્યમાં પોતાની જાતને વિપત્તિમાં આણી મૂકે એવી શંકાથી તેણે એ સાથે એટલું ઉમેર્યું કે ' પરંતુ શક્તિ અને સત્તાની બહાર જઈ પોતાની જાતને નકામી વિપત્તિમાં આણી મૂકવી એ પણ ગેરવાજબી છે સુરેશ્વર. '

સુરેશ્વરે હસતા વદને કહ્યું: " તે તો ખરૂં; પરંતુ શક્તિ અને સત્તા માપ્યા બાદ કાર્ય કરવું એ તો બહુ કઠણ છે. તેથી તો વખતોવખત શક્તિનો બરાબર અંદાજ ન કરી શકવાથી દુઃખી થવું પડે છે. વિચાર કર્યા સિવાય ધસ્યા જવું એ જેમ મૂર્ખતા છે, તેમ અતિ વિચાર કરી આનાકાની કરવી એ પણ કાયરતા છે, એ ખરૂં કે નહિ ? "

તારાસુંદરી પુત્રની દલીલો આગળ મનમાં પરાજય સ્વીકારી બોલી: ' એ ઠીક છે. હું એટલુંજ કહું છું કે આપણે જ્યારે સારી રીતે જાણતા હોઇએ કે આ કાર્ય કરવું એ આપણી શક્તિ ઉપરાંતનું છે, ત્યારે પછી તેમાં કુદી પડવું એ કંઈ બુદ્ધિમત્તાનું લક્ષણ નથી. એમ ધાર કે એક નાનું બાળક પાણીમાં ડુબકાં ખાય છે, તને તરતાં આવડતું નથી. આવી સ્થિતિમાં તારે શું કરવું યોગ્ય છે ? પાણીમાં કુદી પડવું એ યોગ્ય છે ખરૂં ?—ના, તે વખતે તો લોકોને બોલાવવા માટે કિનારે દોડા દોડી કરવી એ જ યોગ્ય છે. '

સુરેશ્વરે હસતા વદને કહ્યું: " એ તો અતિ સહજ વાત છે. પરંતુ એમ ધારો કે મને થોડું તરતાં આવડે છે. એ વડે હું પેલા બાળકને બચાવી શકું અથવા જાતે ડુબી જાઉં પણ ખરો. ત્યારે મારે શું કરવું જોઇએ ? પાણીમાં કુદી પડવું કે કિનારે દોડાદોડ કરવી ? "

તારાસુંદરી કંઈ કહે તે પહેલાં માધવીએ કહ્યું: " મા, તું બોલીશ નહિ ! ભાઇનું સાહસ તો કુદકે ને ભૂસકે વધતું જ જાય છે. '

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું: " તું તો ભલી લાગે છે માધવી ? તું શું એમ ઇચ્છે છે કે મારૂં સાહસ ઓછું થઈ જાય તે સારૂં ? "

માધવીએ હસતા વદને કહ્યું: " એ તો ખરૂં જ તો. તમે વખતો વખત એવું સાહસ કરી બેસો છો કે તે સાંભળી અમારૂં લોહી સુકાઈ જાય છે ! "

ભાઈબ્હેનના દ્વંદ્વયુદ્ધમાં સુરેશ્વરના કઠણ પ્રશ્નનો જવાબ આપવાની જવાબદારીમાંથી મુક્ત થવાના ઉદ્દેશથી તારાસુંદરીએ પૂછ્યું: "અરે સુરેશ્વર, એ લોકોને ઘેર જઈ પેટ ભરી જમી તો આવ્યો પણ એ કેવાં માણસો છે તે તો કંઇ કહ્યું જ નહિ. "

તારાસુંદરી સુરેશ્વરને કોઇ વખતે માનવાચક 'તમે' શબ્દથી તો કોઈ વખત 'તું' શબ્દથી બોલાવતી હતી.

સુરેશ્વરે હસતા વદને કહ્યું: " એ લોકો છે તો બહુ સારાં મોટાં માણસો. શોખીન છે, સુધરેલાં છે, એટિકેટવાળાં છે ! "

પુત્રની વાતચીત કરવાની ઢબ પરથી તારાસુંદરી સમજી ગઈ કે એ લોકો પ્રત્યે સુરેશ્વર પ્રસન્ન હોય એમ જણાતું નથી. તેણે હસતા વદને કહ્યું: " અને તે છોકરી કેવી છે, જેના ગળામાંથી હાર લુંટાઇ જવાનો હતો તે ? "

સુરેશ્વરે કહ્યું: " કોઈ કેવું છે, તે સ્પષ્ટ રીતે તો તે જાતે ન કહી બતાવે ત્યાં સુધી કેવી રીતે કહી શકાય કે ફલાણું માણસ આવું છે ને ફલાણું તેવું છે. "

તારાસુંદરીએ હસતા વદને કહ્યું, " ઉપરથી જોતાં કેવી જણાય છે તે કહેને ? "

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું, જોવામાં તો બહુ સારી જણાય છે, પરંતુ સાંભળવામાં જરા ન ગમે તેવી ખરી ! બાઈ માણસને માટે કેવી ભાષા વાપરવી એ તો હું જાણતો નથી પણ તે છોકરો હોત તો તેને હું ' વાચાળ ' કહેત ખરો; પરંતુ એ પરથી એમ ન ધારવું કે એ અસભ્ય છે, છે તો ગૃહસ્થ માણસ જેવી સભ્ય ને વિનયી. "

' તેની મા કેવી લાગી ? '

આ વખતે સુરેશ્વર હસી પડયો. તે હસતાં હસતાં બોલ્યો: ‘ બહુ ભલું માણસ ! થોડી વારમાં માણસને ઓળખવા જેટલી શક્તિ આવી ગઈ છે એવી સ્પર્ધા તો ન કરી શકું. તો પણ તેને તો હું બરાબર ઓળખી શકયો છું એ બેલાશક કહી શકું છું. બહુ ભલું માણસ; તદ્દન સરળ: પોતાની ઈચ્છા અટકાવવાની તો પ્રવૃત્તિ જ નહિ. વળી આપણે તેને બીજાં માણસો જેવાં ધારી બેસીએ એ ખાતર તે ડગલે ડગલે પોતાની સ્થિતિ આપણને સમજાવ્યા વિના રહે જ નહિ. ’

સુરેશ્વરની વર્ણનશૈલી સાંભળી તારાસુંદરી હસી પડી. તેણે હસતાં હસતાં કહ્યું: “ ત્યારે તો બહુ સારાં માણસોની તું મુલાકાત લઈ આવ્યો જણાય છે. મોટી છોકરી કેવી લાગી ? ”

એ વખતે બહારનાં બારણાં ખખડયાં. તારાસુંદરીએ કહ્યું: “ રસિકલાલભાઈ આવ્યા જણાય છે. જા તો માધવી બારણું ઉઘાડી આવ. ”

માધવીએ બારણું ઉઘાડી જોયું કે બહાર કોઈ અપરિચિત માણસ ઉભો છે. તેને જોઈ માધવી જરા ખંચાઇ ઉભી અને ધીમેથી પૂછવા લાગી, ‘ આપ કોને મળવા માગો છો ? ’

પેલા માણસે કહ્યું: “ સુરેશ્વરભાઈ છે કે નહિ તે જાણવા માગું છું. તેઓ ઘરમાં છે કે ? ”

માધવીએ કહ્યું: “ તેનો ઘા ધોઇ પાટો બાંધવાની તૈયારી થાય છે. તેમને કાલ કરતાં સારૂં છે. ”

આવનારે કહ્યું: “ જો અડચણ ન હોય તો હું એ ઘા ઉઘાડી સ્થિતિમાં જ જોવા ઇચ્છું છું. મારૂં નામ વિમાનવિહારી છે. તેમણે કાલે નગીનાવાડીમાં અમારો—”

વિમાનનું વાક્ય પુરૂં થાય તે પહેલાં માધવી બોલી ઉઠી. ‘ સમજી, સમજી. આપ અંદર આવી બેસો. હું તેમને ખબર આપું છું. ’

વિમાનને અંદર લાવી માધવીએ બેઠકનો ઓરડો બતાવ્યો. પછી તેણે સુરેશ્વર પાસે જઇ જણાવ્યું કે વિમાનભાઇ આવ્યા છે, અને તે તમારો હાથ જોવા માગે છે.

સુરેશ્વરે થોડી વાર વિચાર કર્યા બાદ કહ્યું: "મા, તમે જરા સરી બેસો તો હું વિમાનને અહીં જ બોલાવી મંગાવું."

તારાસુંદરીએ કહ્યું: "ભલેને આવે, હું જરા સરી બેસું છું. જા, માધવી તેમને બોલાવી લાવ."

એક અજાણ્યા યુવક પાસે વારંવાર જતાં માધવીને સંકોચ તો થયો પણ નોકર બજારમાં ગયો હતો અને સુરેશ્વર પાટો છોડી બેઠો હોવાથી પોતાને ગયા સિવાય છૂટકો નહોતો. તેથી તેણે બહાર જઇ વિમાનને અંદર બોલાવ્યો.

માધવી સાથે વિમાન સુરેશ્વર પાસે આવી પહોંચ્યો. સુરેશ્વર પોતાને ડાબે હાથે કરીને ઘા પર થોડું થોડું ગરમ પાણી રેડતો હતો; વિમાનને જોઈ તેણે કહ્યું: "આવો, આવો: આ ખુરશી પર બેસો.'

તે વચનો તરફ લક્ષ ન આપતાં વિમાને તારાસુંદરીને છેક અંદરના ઓરડામાં જતી જોઈ ઉત્સુક નયને સુરેશ્વરને પ્રશ્ન કર્યો: "માજી છે?"

સુરેશ્વરે હસતા વદને કહ્યું, "હા."

વિમાનવિહારી તારાસુંદરી તરફ બે ડગલાં આગળ વધી વિનય પૂર્વક કહેવા લાગ્યો, 'કાલથી સુરેશ્વરભાઇ સાથે અમારો જે સંબંધ બંધાયો છે, તે પરથી તો માજી, આપે મને જોઇ છુપાઈ જવાનું કંઇ કારણ રહેતું નથી."

સુરેશ્વરને વિમાને પ્રથમ પ્રશ્ન પૂછયો કે તરત તારાસુંદરી અંદર જતી અટકી ગઈ હતી. હવે તેને પાછા ફરવું પડયું. તેણે હસતા વદને વિમાન તરફ જોઇ સ્નિગ્ધ સ્વરે કહ્યું, આવ, બેટા આવ."

વિમાને આગળ આવી તારાસુંદરીની પદરજ માથે ચડાવી.

ત્યારબાદ સુરેશ્વરની પાસે આવી વિમાન પ્રશ્ન પર પ્રશ્ન પૂછવા લાગ્યો. રાત્રે કેમ હતું, અત્યારે કેમ છે, લોહી તદ્દન બંધ થઈ ગયું છે કે નહિ, પીડા થાય છે કે નહિ ઇત્યાદિ પ્રશ્નોએ સુરેશ્વરને મુંઝાવી દીધો. બધા પ્રશ્નોના જવાબ ટુંકામાં આપ્યા બાદ સુરેશ્વરે હસતા વદને કહ્યું, " દેશ જ્યારે ક્ષતવિક્ષત થઈ નાના પ્રકારનાં દુઃખથી પીડાય છે, ત્યારે વિમાનભાઇ, એક સાધારણ દેશજનનું આવું નજીવું દુઃખ જોઈ મુંઝાવાનું કંઇ કારણ નથી.'

વિમાને હસતા વદને કહ્યું, 'જો એ જ ઠીક હોય તો પછી કાલે એચાર સામાન્ય દેશજનને પીડાતા જોઈ આપ એટલા બધા મુંઝાયા હતા કેમ ? '

સુરેશ્વરે કહ્યું, " બહુ નહિઃ જેટલી જરૂર હતી તેથી જરાએ વધારે નહિ. વળી એ વખતે દેશજનને ખાતર કુદી પડયો નહોતો, પણ અત્યાચાર વિરૂદ્ધ કુદી પડયો હતો. જો એવું જોયું હોત કે કુસ્તીના અખાડામાં આપની છાતી પર એ બદમાસ ચડી બેઠો છે, તો કદી આપની મદદે આવત નહિ. '

માધવી સરંજામ લઈ ઘા ધોવાની રાહ જોઈ રહી છે એ જોઈ વિમાને કહ્યું, ' એ બાબત પછી વાદવિવાદ કરશું, પહેલાં ઘા ધોવરાવો.' ત્યાર પછી તરતજ તે સુરેશ્વર પાસે જઈ બોલ્યો. " હું પાટો બાંધી આપું ? "

સુરેશ્વરે હસતાં વદને કહ્યું, " ના, માધવી જ બાંધી આપશે."

વિમાને કહ્યું, " આજનો દિવસ કોઈ ડોકટર પાસે બંધાવ્યો હોત તો ઠીક હતું. "

માધવી તરફ જોઈ સુરેશ્વરે હસતા વદને કહ્યું, " આવા પ્રકારના સામાન્ય દરદોમાં તો માધવી જ મારૂં વૈદું કરે છે. મારા પિતાજી ડોકટર હતા એટલે માધવી એમની પાસેથી આવું આવું સારી રીતે શીખી ગઈ છે. " ત્યારબાદ ખડખડ હસી કહ્યું, " માધવી કંઇ કેવળ એલોપેથિક

ડૉક્ટર નથી તે તો હોમિઓપેથિક ડૉક્ટર પણ છે! કાલે રાત્રે બેવાર તેણે મને દવા ખવરાવી છે. એ દવાનું નામ શું ? પેડોફાઇલિમ કે ડલ્કેમેરા ?"

પોતાને વિષે આવી સ્પષ્ટ વાતો થતી સાંભળી માધવીનું મુખ લાલચોળ થતું જતું હતું; તેમાં પણ જ્યારે સુરેશ્વરને હોમિઓપેથિક શાસ્ત્રનું આવું ઉંડું જ્ઞાન દર્શાવતો જોઇ તે ધીમું હસી પડી. તારાસુંદરી પણ હસવા લાગી. એટલુંજ થહિ પણ અજાણ્યો ગણાતો વિમાન વિહારી પણ હસ્યા સિવાય પણ રહી શક્યો નહિ.

તારાસુંદરીએ હસતા વદને કહ્યું, " પરંતુ તું ગમે તેમ કહે, તો પણ માધવીની હોમિઓપેથિક-દવા વખતો વખત અસર કરે છે તેમાં કશો શક નથી ! "

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું, " તે તો ખરૂં; પણ એ દવા વડે શરદી ન્યુમોનિયાના રૂપમાં અને પેટની પીડા કોલેરાના રૂપમાં ફેરવાઈ જાય છે એ પણ ખરૂં છે. "

ફરીથી એક હાસ્ય તરંગ બધાંના મુખ પર ફરી વળ્યો.

સુરેશ્વરે કહ્યું, 'વારૂ વિમાનભાઇ, હોમિઓપેથિક દવામાં આપને શ્રદ્ધા છે કે નહિ ?'

વિમાનને એ શાસ્ત્ર પર જરાયે આસ્થા નહોતી; પરંતુ એ અભિપ્રાય સ્પષ્ટતાપૂર્વક દર્શાવતાં માધવીને ખોટું લાગવાનો સંભવ હોવાથી તેણે કહ્યું, " એ દવા પણ વખતે અસર કરે છે એમાં તો કશો શક નથી. "

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું, " દૈવરૂપી ઔષધની માફક ખરૂં ને ? હજારે એક ભાગ અસરકર્તા નીવડતું હશે કદાચ ! "

માધવીના કુતૂહળી મુખ તરફ દૃષ્ટિપાત કરી વિમાનવિહારીએ કહ્યું, 'ના, ના, આપ હોમિઓપેથિ પર નકામો ગુસ્સો કરો છો. તેમ તો ન જ હોય.'

વિમાનવિહારીનાં વચનો સાંભળી તારાસુંદરી મંદહાસ્ય કરી

બોલી, બેટા, જવા દેને એ વાત ! પોતે તો હોમિઓપેથિ સિવાય બીજી કોઇ પણ જાતની દવા પીતો જ નથી. કેવળ માધવીને ખીજવવા માટે આ બધું કરી રહ્યો છે.'

ત્યારબાદ તારાસુંદરી એક પછી એક વિમાનવિહારી અને તેના કુટુંબના સમાચાર પૂછવા લાગી. તે દરમિયાન માધવીએ સુરેશ્વરને હાથે પાટો બાંધી દીધો.

વિમાનવિહારી તારાસુંદરી સાથે વાતો કરતો હતો ખરો, પણ તેનું ધ્યાન હતું સુરેશ્વરના હાથ ઉપર. જે સફાઇથી માધવીએ ઘા ધોયો, પાટો બાંધ્યો એ બધું જોઈ તે ચકિત થઇ ગયો. અને પોતાને એ બાબતનું જરા જેટલું પણ જ્ઞાન ન હોવા છતાં એ કાર્ય માથે લેવાની વૃત્તિ દર્શાવી હતી તે ખાતર મનમાં શરમાવા લાગ્યો. તેણે આ બધું નિહાળ્યા પછી હસતા વદને કહ્યું, 'હવે હું સમજી શકયો કે આપ શા માટે ડૉકટરને બોલાવવાની જરૂર જોતા નથી. કોઈ પણ ડોકટર આ કરતાં વધારે સરસ રીતે પાટો બાંધી શકે જ નહિ.'

સુરેશ્વર માધવીના લાલચોળ મુખ તરફ જોઈ હસતા વદને બોલ્યો. "માધવી, આવડું મોટું સર્ટિફિકેટ તો મળ્યું; હવે વિમાનભાઇ માટે કંઈ નાસ્તો અને ઠંડું પાણી તો લાવ !'

વિમાને કહ્યું, 'એવી તકલીફમાં ઉતરશો નહિ. હું હમણાં જ જમીને નીકળ્યો છું.'

તારાસુંદરીએ કહ્યું, "એમાં તકલીફ શાની બેટા ? આજે તું પહેલી જ વાર અમારે ઘેર આવ્યો છે તો પછી મીઠું મ્હોં કરાવ્યા સિવાય જવા દેવાય ખરો ? માધવીએ ઘરમાં ખાવાનું તૈયાર કરી રાખ્યું છે, એટલે ખાસ તકલીફમાં ઉતરવા જેવું નથી."

વિમાને હસતા વદને કહ્યું, "મીઠું મુખ કરવું એ જો સંબંધ જોડવાનો એક વિધિ હોય તો લાવો મીઠું મ્હોં કરૂં. બાળપણથીજ જે અભાગિઆએ મા ગુમાવી હોય તે મા મળતી વખતે શા માટે

એ વિધિ ન પાળે? પરંતુ મા નિયમપાલન એ કેવળ નિયમ પાલન જ છે.”

વિમાનની માતૃહીનતાનો ઉલ્લેખ સાંભળી સ્નેહાળ તારાસુંદરીનું માતૃહૃદય પ્રફુલ્લ થઇ ઉઠ્યું; અને સુરેશ્વર તથા માધવીના અધિકારમાં એક ત્રીજાને ભાગ પડાયતો જોઇ અપૂર્વ આનંદથી તેનું હૃદય ઉછળવા લાગ્યું.

અમદાવાદના ગીચ લતામાં વસવાટ હોવા છતાં પ્રકાશ અને વાયુએ શરદઋતુનું રમ્ય માધુર્ય ફેલાવી એવી અનુકૂળ અવસ્થા ઉત્પન્ન કરી હતી કે જેમાં આ નવો સંબંધ મનોરમ અને દૃઢ બની ગયો. વિમાને નાસ્તો કરી તારાસુંદરીને પ્રણામ કરી રજા માગી ત્યારે તારાસુંદરીનું હૃદય નવા વાત્સલ્યરસથી ઉભરાઈ જતું હતું.

---

## પ્રકરણ ૫ મું

## એક જ દોષ

બપોર પછી વરસાદનું એક ઝાપટું આવી ગયું હોવાથી આકાશ નિર્મળ અને વાયુ શીતળ થઇ ગયો હતો. ઝાડ પાન વિનાના અમદાવાદ શહેરનો આકાર પ્રથમ વરશાદના પાણીથી નાહેલા અને પછી સૂર્યના કિરણોથી ખિલી નીકળેલા બાળકની માફક વિચિત્ર થઈ રહ્યો હતો.

પ્રમોદરાય પોતાની બેઠકમાં એક આરામખુરશી પર બેઠા બેઠા ગીતા વાંચતા હતા. તેમના એક હાથમાં લાલ–વાદળી પેન્સિલ હતી. તે વડે તેઓ પુસ્તકમાં સ્થળે સ્થળે લીટા દોરતા હતા. જયાલક્ષ્મી થોડે દૂર એક ખુરશીમાં બેઠી બેઠી એકાદ નવલકથા વાંચી રહી હતી. તે વાંચવામાં એટલી તો તલ્લીન થઇ ગઇ હતી કે આજુ-

બાજુ શું બને છે તેનું પણ તેને ભાન હોય એવું જણાતું નહોતું. એ વખતે સુરમાએ આવી કહ્યું." પિતાજી, સુરેશ્વરભાઇની ખબર તો આજે તદ્દન નજ મળી. વિમાનભાઈ સવારે ગયા હતા કે નહિ તે પણ સાંભળ્યું નથી.'

પ્રમોદરાયે ધીમેથી ચશ્મા ઉતારી દાબડીમાં મૂકતાં મૂકતાં કહ્યું, ' શું આજે સવારે વિમાન નહોતો આવ્યો ? '

સુરમાએ કહ્યું, "ના."

આ જવાબ સાંભળી પ્રમોદરાય અનાવશ્યક ગંભીરતા ધારણ કરી ચિંતાસાગરમાં ડુબી ગયા. જયાલક્ષ્મીનું લક્ષ આ તરફ દોરાતાં તેણે પતિની ચિંતા તરફ જરાપણ નજર ન કરતાં જવાબ આપ્યો કે 'સારૂં હશે, એમાં શું ખબર કાઢવાની હતી.'

જયાલક્ષ્મીનાં વચનો સાંભળી સુરમાએ અપ્રસન્ન સુરે કહ્યું, 'પરંતુ તે જાણવું તો જોઇએ ને !'

દીકરીના મૃદુ ટપકાથી આ અર્થહીન નકામી નચિંતાઈ બતાવવા માટે જરા શરમાઇ જઈ જયાલક્ષ્મીએ કહ્યું, ' તેમ ન હોત તો ખબર આપત. '

પરંતુ આ ખુલાસો સુરમાને જરા પણ સંતોષકારક લાગ્યો નહિ. કારણકે એમાં કાર્યકારણ સંબંધ બિલકુલ નહોતો. તેણે જયાલક્ષ્મીને જવાબ ન આપતાં પ્રમોદરાયને કહ્યું. 'પિતાજી, આપણા શોફરે તો સુરેશ્વરભાઇનું મકાન જોયું છે. તેને ચીઠી લખી આપીએ તો કેમ ?'

આ વખતે પણ પતિના જવાબની રાહ જોયા સિવાય જયાલક્ષ્મીએ ઉત્તર આપ્યો કે 'ભલે તેમ કર.'

પરંતુ પ્રમોદરાયે કહ્યું કે ' સાંજરે ફરવા જતી વેળા હું પોતે ખબર કાઢી આવીશ.'

પરંતુ તેઓ જ્યારે સુરેશ્વરને ઘેર આવ્યા ત્યારે તે ઘેર નહોતો. તેનો ઘા રૂઝાતો આવે છે એવા સમાચાર નોકર પાસે મેળવી, પોતાનું નામ ઠામ આપી પ્રમોદરાય પાછા ફર્યા.

પ્રમોદરાય ઘેર પાછા આવે તે પહેલાં વિમાનવિહારીએ આવી સવારે સુરેશ્વરને ઘેર જઈ પોતે જે કંઈ જોયું હતું તે વિસ્તારથી કહી સંભળાવ્યું.

આ વાત સાંભળતાં સાંભળતાં સુરમાએ કુતુહલવશ થઈ પુછયું, 'સુરેશ્વરભાઇની બ્હેને કેવાં કપડાં પહેર્યાં હતાં? સાડી ખાદીની હશે!'

વિમાને હસતા વદને કહ્યું, 'ખાદી જ તો. કેવળ તેમની બ્હેને જ નહિ પણ માએ પણ ખાદી જ ધારણ કરેલી હતી. બજારમાંથી નોકર આવ્યો તો તેના શરીર પર પણ ખાદી સિવાય બીજું કંઇ નજરે ન પડયું; બિછાનાપર ખાદીની ચાદર, ઓશીકાપર ખાદીની ખોળ્યો, બારીઓપર ખાદીના પડદા, બધું ખાદીમય."

સુરમાએ સંતોષ પામી કહ્યું, "વાહ, એ તો બહુ સારૂં!"

સુરેશ્વરનું સ્વદેશીપણું સુમિત્રાને કોઈ એવાં વિચિત્ર કારણથી અણગમતું થઈ પડયું હતું કે વિમાનને મ્હોડે આ ખાદીકથા સાંભળી તે મનમાં અસંતુષ્ટ થઇ ગઇ. તેણે મશ્કરીમાં કહ્યું, 'સારૂં તો ખરૂં પણ એ બધામાં અવિચારીપણું પણ વધારે જણાય છે.'

સુરમાએ કહ્યું, "એમાં અવિચારીપણું શાનું? ખાદી વાપરવાની પ્રતિજ્ઞા કરનાર તો સર્વત્ર ખાદી જ વાપરે તેમાં શી નવાઇ. તે કંઇ ખાદી સાથે બે ચાર વિલાયતી જણસો તો નજ વાપરી શકે!"

સુમિત્રાએ હસતા વદને કહ્યું, 'પરંતુ વિચાર તો કંઈ સ્ટીમર પર ચડી વિલાયતથી આવતા નથી કે તે ખાદી સાથે ન વાપરી શકાય. હાથ કપાયો, લોહીની ધાર વહેવા લાગી, છતાં લોહી બંધ કરવા માટે આઇરિશ લિનન વપરાય નહિ એ બધું અવિચારીપણું નહિ તે બીજું શું?'

સુરેશ્વરનું કોઇ પણ આચરણ અત્યાર સુધી વિમાનને અસંગત જણાયું નહોતું; એટલું જ નહિ પણ તેનું ઉગ્ર સ્વદેશીપણું જોઇ

તે ઉલટો મુગ્ધ બની ગયો હતો. પરંતુ અત્યારે પોતાની ભાવિ પત્નીનું માન જાળવવા માટે હો કે પછી બીજાં ગમે તે કારણથી હો તેણે સુમિત્રાના મતનું સમર્થન કરી કહ્યું, 'એ ખરી વાત છે. સારી ચીજ પણ વિચાર વિતર્કની હદ કુદાવી જેટલી આગળ વધે તેટલી નુકસાન કર્તા ગણાય. દવા ખાતર જો મદ્યપાન પણ પ્રશસ્ત મનાતું હોય તો લોહી બંધ કરવા માટે આઇરિશ લિનને કંઇ અપરાધ કર્યો નથી.'

વિમાનનાં વચનો સુમિત્રાનાં વચનોનું પુરેપુરી રીતે સમર્થન કરતાં હતાં છતાં સુમિત્રા તેથી સંતોષાઇ નહિ. તે કંઇ બોલ્યા સિવાય બેસી રહી. તેના હૃદયની સૂક્ષ્મ અને અજાણી જે ખાસ તંત્રી ધવાઈ હતી અને તેને લીધે સુરેશ્વર પ્રત્યે આવી અતિરૂપણીય અને અનિર્દિષ્ટ વિરૂપતા સંચાર પામી હતી તે સાથે વિમાનના શબ્દોનો હેતુગત યોગ ન હોવાથી બંનેના શબ્દોનો ભાવાર્થ એકજ છતાં તે દ્વારા કોઈ પણ પ્રકારનું ઐકય જન્મ્યું નહિ.

સુમિત્રાએ જવાબ ન આપ્યો એકલે જરા ઉત્સાહભંગ થઈ વિમાને સુરમાને કહ્યું, 'તમે શું કહો છો ભાભી? હું કહું છું તે ખરૂં કે નહિ?'

સુરમાએ મૃદુ સ્વરે કહ્યું, 'તે કદાચ ખરૂં હોય; પરંતુ જ્યાં દૂધ પીવાથી સરતું હોય ત્યાં સુરાપાન ન કરવું એજ સારૂં છે. આઇરિશ લિનન સિવાય બીજી ચીજ હાજર હોય તો પછી તે બીજી ચીજ વડે કામ ચલાવી આઇરિશ લિનન ન વાપરવું એ શું અપરાધ થઈ ગયો?'

સુરમાના પ્રશ્નનો જવાબ વિમાન આપે તે પહેલાં સુમિત્રા બોલી ઉઠી, 'ના, ના, અપરાધ તો નજ કહેવાય; બધાને પોતપોતાને રસ્તે ચાલવાનો હક્ક છે. પરંતુ જરા સીધી રીતે ચાલે તો સારૂં દેખાય. હાથ પગ હોય એટલે કંઈ ચાલતી વખતે એ આમ તેમ **જોસથી** હલાવ્યા જ કરવા એવું કંઇ છે?'

સુમિત્રાનાં વચનોથી જરા વ્યથા પામી સુરમાએ વિસ્મયપૂર્વક પૂછ્યું. 'પરંતુ સુરેશ્વરભાઈ શું હાથ પગ જોસથી હલાવે છે?'

શાંત, સ્મિત મુખે સુમિત્રાએ કહ્યું, 'જરા એવું તો ખરૂંજ તો! સુરેશ્વરભાઈ પ્રત્યે મને અપૂર્વ શ્રદ્ધા છે. આપણે બધાં તેમના બહુ આભારી બન્યાં છીએ; પરંતુ તેથી કંઇ સત્ય વાત છુપાવવાની જરૂર નથી!'

સુરમા ગુસ્સે થઈ બોલી, 'તેમણે હાથપગ ક્યારે હલાવ્યા તે તો કહે ?'

સુરમાને ગુસ્સે થએલા જાણી સુમિત્રાએ હસતા વદને કહ્યું, 'બે વાર હલાવ્યા. એક વાર કાંકરિઆને રસ્તે અને બીજી વાર ડૉકટર દેસાઈ આગળ.'

સુરમા વધારે ગુસ્સે થઇ બોલી, 'અને નગીનાવાડીમાં બદમાસની સાથે હાથપગ હલાવ્યા હતા તે તો ભૂલી જ ગઇ જણાય છે?'

સુમિત્રા પુલકિત થઈ હસતા વદને બોલી, 'જરા પણ ભૂલી નથી બ્હેન, તે દિવસે દૈવયોગે સુરેશ્વરભાઈ ન આવી ચડયા હોત તો બૈરાંઓની શી દશા થાત તે વિચારતાં શરીર કંપી ઉઠે છે' પરંતુ વિમાનવિહારીની ગણતરી તો કંઇ બૈરાં માણસ સાથે ન કરાય એ યાદ આવવાથી સુમિત્રાએ તેના તરફ નજર કરી કહ્યું, 'સુરેશ્વરભાઇ ન આવી ચડયા હોત તો છેવટે આપને જ એ બદમાસ સાથે કુસ્તીમાં ઉતરવું પડત.' પરંતુ આવી ચર્ચા વિમાનને નહિ ગમે એમ ધારી તેના જવાબની રાહ જોયા સિવાય તેણે વાત બદલી કહ્યું. 'વારૂ સુરે-શ્વરભાઇની બ્હેનનો વિવાહ થયો છે કે નહિ ?'

જરા વિચાર કરી વિમાને કહ્યું. 'બરાબર કહી શકું નહિ; પરંતુ મારા ધારવા પ્રમાણે તો નહિ થયો હોય એમ લાગે છે.'

વિમાનનાં વચનો સાંભળી સુરમાએ હસતા વદને પૂછયું. 'કેવી રીતે ધાર્યું કે તેનો વિવાહ નથી થયો ? સેંથીમાં સિંદુર પૂર્યો હતો કે નહિ ?'

'તે વખતે કદાચ જોયો હોય, પણ અત્યારે યાદ આવતું નથી.'

'માથે ઓઢયું હતું કે માથું ઉઘાડું હતું ?'

જરા વિચાર કરી વિમાને કહ્યું, 'માથું તો ઉઘાડું હતું એવું યાદ આવે છે.'

હસવું ખાળી સુમિત્રાએ કહ્યું, 'વાળ બાંધેલા હતા કે છુટા ?'

વિમાને હસતા વદને કહ્યું, 'મને લાગે છે કે બાંધેલા હતા.'

સુરમાએ હસતા વદને કહ્યું 'વિમાનભાઇ, એ સુરેશ્વરભાઇનો ભાઇ હતો કે બ્હેન એ યાદ આવે છે ખરું ?'

આ વખતે વિમાન ખડખડાટ હસી પડયો અને તે સાથે સુમિત્રા પણ હસવા લાગી.

વિમાને હસતાં હસતાં કહ્યું. 'એવી રીતે હું તમારી જુબાની લઉં તો તમે પણ મારા જેવા જ જવાબો આપો.'

સુરમાએ કહ્યું. 'વારૂ, એક વાત પૂછો જોઉં એટલે હું કેવો જવાબ આપું છું તેની ખાત્રી થાય.'

થોડીવાર વિચાર કરી વિમાને કહ્યું. 'વારૂ કહો જોઉં સુરેશ્વરના ખમીસનાં હાથનાં બટન બંધ હતાં કે ખુલ્લાં ?'

જરા પણ વાર ન લગડતાં સુરમાએ જવાબ આપ્યો. 'ખુલ્લાં હતાં.'

'વારૂ, પગમાં બૂટ હતાં કે સ્લીપર ?'

આ વખતે પણ સુરમાએ જરા પણ વિલંબ ન કરતાં જવાબ આપ્યો, 'બૂટેય નહોતાં ને સ્લીપરેય નહોતાં; ચાંચવાળા દેશી જોડા હતા.'

સુરમાને હરાવી શકાય તેવું નથી એમ જાણી વિમાને સુમિત્રા ભણી જોઇ પૂછ્યું. 'વારૂ સુરેશ્વરભાઈએ ધોતીઉં પહેર્યું હતું કે ખાદીના તાકાનો કકડો પહેર્યો હતો ?'

સુમિત્રાએ હસતા વદને કહ્યું, 'ધોતીઉં હતું. નાની શી લાલ કિનારવાળું. કહો જોઉં બરાબર કહું છું કે નહિ ?'

વિમાને ઉતરેલા મુખે કહ્યું. 'તે તો કહી શકું નહિ; જો ચાલાકી કરી બનાવટી વાત ન કહેતાં હો તો ખરૂં માની લઉં છું.'

સુરમા હસી પડી, તેણે કહ્યું. 'કેવા દુઃખની વાત વિમાનભાઇ !

સામું માણસ ખરૂં કહે છે કે નહિ તે સમજવાનો ઉપાય પણ તમારા હાથમાં નથી.'

આજ સવારે સૂર્યના પ્રકાશમાં સુરેશ્વરના મુખ પરની એક ચીજ વિમાને ધારીને જોઇ હતી. તેથી તે તેને સારી રીતે યાદ રહી ગઈ હતી. રાતે સુમિત્રાનું લક્ષ તે તરફ નહિ ગયું હોય એમ ધારી તેણે પૂછ્યું. ' વારૂ કહો જોઉં સુરેશ્વરભાઇના મ્હોં પર કાળો તલ કોઇ પણ જગાએ છે કે નહિ ? '

સુમિત્રાએ કહ્યું, " કાળો તલ ? એ તો યાદ આવતું નથી' પરંતુ એ વાકય પૂરૂં થાય કે તરત તેણે આનંદપૂર્વક કહ્યું, " સુરેશ્વરભાઇના કાન નીચે એક મોટો કાળો તલ હતો આપ તેની વાત કરો છો કે નહિ ? "

એ તલ વિષે જ વિમાનવિહારી કહેતો હતો એ નાકબૂલ થાય તેમ નહોતું. એક વખત તેને એવી ઇચ્છા થઈ ખરી કે કયા કાન નીચે ડાબા કે જમણા એવો પ્રશ્નો પૂછું, પણ પોતાને એ બાબતની ખાત્રી ન હોવાથી તેણે એ પ્રશ્ન પૂછવો મુલતવી રાખ્યો.

સુરમાએ આનંદ પામી કહ્યું, " પૂછોને ? ગમે તેટલા પ્રશ્નો ! કેમ મ્હોં બંધ થઈ ગયું ?

વિમાને હસતા વદને કહ્યું, " હવે બહુ થયું. હવે તો બંધ રાખીએ તો સારૂં: કારણકે સુરેશ્વરભાઇના બટનમાં કેટલાં છિદ્રો હતાં તે પણ મને લાગે છે કે તમે કહી શકશો ! '

વિમાનના વચનો સાંભળી સુરમા ને સુમિત્રા હસી પડી.

પ્રમાદેરાય આવ્યા એટલે બધાં ડ્રોઇંગ રૂમમાં ભેગાં થઈ વળી વાત ચીત કરવા લાગ્યાં. વિમાનવિહારી નિયમિત રીતે આ સાયં સંમેલનમાં ભાગ લેતો હતો. કોઈ દિવસે કામ સબબન આવી શકાતું તો બીજે દિવસે જયાલક્ષ્મી ચિટ્ટી લખી આમંત્રણ મોકલવાનું ચૂકતી નહિ. એક તો જમાઇનો ભાઇ, અને તેમાં પણ ભવિષ્યનો જમાઇ. તે ઉપરાંત ડેપ્યુટી કલેકટર ! આ ત્રણ મોટા ઓદ્ધાની રૂયે વિમાનવિહારી

આ સંમેલનમાં ખાસ કરીને જયાલક્ષ્મીનો પ્રીતિભાજન થઇ પડયો હતો. પ્રમોદરાયનું કુટુંબ સુધરેલું હોવાથી વિવાહની વાત ચાલતી હતી છતાં વિમાન સુમિત્રા સાથે બીન સંકોચે મળીહળી શકતો હતો; અને પોતે સંકોચ રાખે તો પાછી સુમિત્રા પણ બમણો સંકોચ રાખે એવી શંકાથી તે યથાશકિત સંકોચને દૂર રાખવાનો પ્રયત્ન કરતો હતો.

રાત્રે જમ્યા બાદ વિમાન ઘેર જવા તૈયાર થયો એટલે સુમિત્રાએ તેને કહ્યું, " જો ખાસ અડચણ ન હોય તો કાલે પણ એક વાર સુરેશ્વરભાઇની ખબર કાઢતા આવજો. "

વિમાને એમ કરવાનું વચન આપ્યું. પરંતુ બીજે દિવસે સવારમાં ચા પીધા પછી તે સુરેશ્વરને ઘેર જવાની તૈયારી કરતો હતો ત્યાં તો સુરેશ્વર પોતેજ ત્યાં આવી ચઢયો.

સુરેશ્વરને જોઇ વિમાને આનંદપૂર્વક કહ્યું, " વાહ, ઇચ્છાઓ જો આ રીતે પગે ચાલી ઘેર આવતી હોય તો કેવી મજા ! હું તો આપની પાસેજ આવતો હતો ! "

સુરેશ્વરે હસતા વદને કહ્યું, "એ તો ભારે નવાઇ ! હું તો આપનો દેવાદાર રહ્યો; કાલે કૃપા કરી મારે ઘેર પધાર્યા હતા, તેનો બદલો વાળવા માટે આજે અહીં આવ્યો છું. '

વિમાને કહ્યું, " એમ નહિ બને ! આપણો વેપાર હવે તો કાયમ રહેવાનો. લેણદેણ ચુકવી હિસાબ બંધ કરવો પાલવશે નહિ.'

સુરેશ્વર જરા સંકોચ પામી બોલ્યો, " વેપાર ચાલુ રાખવાની તો મારી ના નથી, પરંતુ દેવાળિયા સાથે વેપાર કરવા જતાં નુકસાન જાય તે ધ્યાનમાં રાખશો. '

આ વાત સાંભળી વિમાન વિહારીએ હસતા વદને કહ્યું, " નુકસાનની બીક રાખીએ તો લાભ થાય એવો સંભવજ ન રહે. વળી નફા-તોટાનો નિર્ણય કરવાનું કામ સહેલું નથી. પરંતુ એ વાત પછી કરશું: કહો, આપના હાથને કેમ છે ? "

હાથ રૂઝાવા આવ્યો હતો. ટુંકાણમાં એ વિષે વાત કહી લીધા બાદ સુરેશ્વરે કહ્યું, " જો અડચણ ન હોય તો ચાલો, પ્રમોદરાયભાઈનું દેવું ચુકવી આવીએ. તેઓ કાલે સાંઝે મારે ઘેર આવ્યા હતા.'

વિમાને હસતાં હસતાં કહ્યું, " ચાલો, પણ ત્યાં એ વ્યવહાર બંધ થાય તેમ નથી. ત્યાં તો આપનાં ખાતાદાર ઘણાં છે. પ્રમોદરાય આપને ઘેર દેવું વાળવા આવ્યા નહોતા, પણ વ્યાજ આપવા આવ્યા હતા. ' એમ કહી વિમાન હસવા લાગ્યો.

---

## પ્રકરણ ૬ ઠું

---

## જન્મ દિવસ પહેલાં

---

નગીનાવાડીમાંના બનાવને લગભગ એક માસ વીતી ગયો છે. સુરેશ્વરનો હાથ તદ્દન સારો થઈ ગયો છે. અને તે અવસર દરમિયાન કેટલીક વાર મુલાકાત થવાથી પ્રમોદરાય અને તેનાં કુટુંબ સાથે સુરેશ્વરનો સંબંધ ગાઢ બની ગયો છે. હમણાં વખતોવખત વિમાન સુરેશ્વરને સુમિત્રાને ઘેર સાંધ્યસંમેલનમાં લઈ જાય છે.

સવારે બેઠકમાં બેઠો બેઠો સુરેશ્વર કોઈ એક દૈનિક પત્રને માટે નિબંધ લખતો હતો. એ વખતે પ્રમોદરાય આવી પહોંચ્યા.

સુરેશ્વરે ઉભા થઇ તેમને માન આપ્યું અને એક ખુરસી પર બેસવાનું કહ્યું.

પ્રમોદરાયે જરા સંકોચ પામી કહ્યું, " સુરેશ્વર તમને મેં ખોટી કર્યા જણાય છે."

સુરેશ્વરે કહ્યું, 'ના, ના, જરા પણ નહિ. આપ બેસો.'

ખુરશીપર બેઠા બાદ પ્રમોદરાયે કહ્યું. ' આવતા શનિવારે સુમિત્રાનો જન્મદિવસ છે. એ વખતે તમને નિમંત્રણ આપવા આવ્યો છું.

સાંજરે જમવાનું પણ ત્યાંજ છે. છોકરાંના જન્મદિવસને દિવસે હું બહારના લોકોને બહુ આમંત્રણ આપતો નથી. પરંતુ તમને અમે બહારના માણસ ગણી શકતાં નથી. સુમિત્રાને જન્મદિવસે તમે હાજર હો એવી બધાંની ઇચ્છા છે.'

સુરેશ્વરે કહ્યું, 'તમારી ઇચ્છાને માન આપવા હું તૈયાર છું.' ત્યારબાદ ક્ષણકાળ વિચાર કરી બોલ્યો, 'શનિવારે તેની જન્મતિથિ છે કે જન્મતારીખ ?'

પ્રમોદરાયે કહ્યું, 'જન્મતારીખ. ઈ. સ. ૧૯......ના અકટોબરની ૮ મી તારીખે સુમિત્રાનો જન્મ થયો હતો. તેજ દિવસે મેં ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટનો ચાર્જ લીધો હતો. સુમિત્રા મારી ઉન્નતિનો પયગમ્બર છે.' એમ કહી તે હસવા લાગ્યા.

સુરેશ્વર કોઈ ખાસ ચિંતામાં ડુબી જઇ એકામપણે હસવા લાગ્યો. પ્રમોદરાયના ગયા બાદ તેણે તરત સુમિત્રાની જન્મતારીખ લખી લીધી. પાસે અભેરાઈ પર જુનાં પુસ્તકોનો ઢગ પડયો હતો. તેમાં કેટલાંક જૂનાં પંચાંગો પણ હતાં. સુરેશ્વર એ પંચાંગોના ઢગમાંથી સુમિત્રાનો જન્મદિવસ જે વર્ષમાં થયો હતો તે વર્ષનું પંચાંગ ખોળવા લાગ્યો. પંચાંગ મળતાં તેણે જોયું કે તિથિ હિસાબે સુમિત્રાનો જન્મદિવસ શનિવારે નહિ પણ શુક્રવારે આવે છે.

આડા બેજ દિવસ હતા. થોડીવાર વિચાર કરી તેણે પંચાંગો યોગ્ય સ્થળે ગોઠવી દીધાં અને પોતે માધવી પાસે જઇ પહોંચ્યો. માધવી તારાસુંદરીનાં પૂજાનાં વાસણો માંજતી હતી. તેણે સુરેશ્વરને જોઇ પૂછયું, 'શું કામ છે ભાઇ ?'

સુરેશ્વરે કહ્યું, 'અહીંનું કામ પુરૂં થયું છે કે નહિ ?'

'હા, હવે કંઈ વાર નથી.'

'ત્યારે ચાલ મને થોડું સુતર આપ.'

'ચાલો' એમ કહી માધવીએ કામ આટોપી લીધું અને તે સુરેશ્વર સાથે ઉપલે માળે ગઈ.

બંને ભાઈબેન ઉપલે માળે એક ઓરડામાં જઈ પહોંચ્યાં. પ્રવેશદ્વારના બારસાખ પર મોટા અક્ષરે લખ્યું હતું કે 'પાછળ પડનાર નકામો જિંદગી ગુમાવે છે.' ઓરડામાં પ્રવેશ કરતાંજ એક બીજું વાક્ય નજરે પડતું હતું. તે વાક્ય 'તમે ફરીથી મનુષ્ય થાઓ' એવું હતું. ઓરડામાં પાંચ રેંટીઆ, પુણીઓનાં બે મોટા બંડલ અને ત્રણ અભેરાઈમાં જુદી જુદી જાતનું સૂતર તથા બીજી સામગ્રી ગોઠવેલી હતી.

ઓરડામાં પ્રવેશ કરી સુરેશ્વરે કહ્યું: "માધવી, બહુ જ ઝીણું સૂતર જોઈએ. રૂમાલ થાય તેવું."

'કેટલા રૂમાલ કરવા છે?'

'ઓછામાં ઓછા ત્રણ.'

થોડીવાર વિચાર કરી માધવીએ કહ્યું: 'એટલા તો થશે.'

સુરેશ્વરે કહ્યું: "જો પુરતું સૂતર ન હોય તો કાલ સુધામાં કાંતી આપવું પડશે. જેમ બને તેમ ઝીણું કાંતવું જાઈએ.'

માધવીએ હસતા વદને પૂછ્યું: "એટલા બધા ઝીણા સૂતરની કોને જરૂર પડી? એવું શોખીન કોણ છે?"

સુરેશ્વરે કહ્યું: "કેવળ શોખીન જ નથી. પણ મુશ્કેલમાં મુશ્કેલ વાત છે. બારીકમાં બારીક સૂતર ન હોય તો તેને પસંદ પડવાનું જ નથી. પ્રમોદરાયની દીકરી સુમિત્રાને ભેટ આપવી છે."

માધવી સૂતર ખોળતી ખોળતી સુરેશ્વર સાથે વાત કરતી હતી; સુરેશ્વરની વાત સાંભળી તે ઉભી રહી અને કૌતુહલપૂર્વક સુરેશ્વર સામું જોઈ બોલી. 'એકાએક તેને રૂમાલ ભેટ કરવાનું કયાંથી સૂઝયું?'

સૂરેશ્વરે હસતા વદને કહ્યું. 'એકાએક તો નહિ; તેના જન્મ-દિવસે તેને ત્યાં હાજર રહેવાનું નિમંત્રણ આવ્યું છે. તે પ્રસંગે ત્રણ રૂમાલ ભેટ આપવાનો મેં વિચાર કર્યો છે. પરન્તુ એ બહુ મુશ્કેલ વાત છે. આઇરિશ લિનનની સાથે દેશી ખાદીની હરિફાઈ થશે. એ હરિફાઈમાં આપણે જીતશું એવી આશા નથી."

માધવીએ એક ટિનની પેટીમાંથી થોડું સૂતર કાઢી સુરેશ્વરના હાથમાં મૂક્યું.

સૂતર જોઈ સુરેશ્વરનું મુખ પ્રફુલ્લ થઇ ગયું. તેણે આનંદ પામી માધવીની પીઠ ઠોકતાં કહ્યું: " વાહ, માધવી વાહ ! બસો વર્ષ પહેલાં તું નક્કી ઢાકામાં સૂતર કાંતતી હોઇશ. આવું બારીક સૂતર તેં ક્યારે કાંત્યું ? "

માધવીએ હસતા વદને કહ્યું: " એ સૂતર વાપરવા માટે નથી કાંત્યું. કેટલું બારીક કાંતી શકું છું તે જોવા ખાતર ખાસ આ સૂતર કાંત્યું છે. આટલા સૂતરમાં ત્રણ રૂમાલ અનાયાસે થશે. "

' ત્રણથી વધારે થશે, ' એમ કહી સુરેશ્વર જવાની તૈયારી કરવા લાગ્યો. થોડો આગળ વધ્યા પછી વળી તે કહેવા લાગ્યો કે ' માધવી, આ સૂતર કાંતવામાં જેટલી મહેનત પડી છે તેટલું જ તને પુણ્ય થશે. કારણ કે આ વડે હું ગુજરાતનાં એક અતિ સુધારક કુટુંબ સાથે લડાઇ જાહેર કરવાનો છું. '

માધવી હસતા વદને બોલી: ' એ તો બહુ સારૂં. '

સૂતર લઈ સુરેશ્વર પાંચકુવાના ચારરસ્તા પર આવેલા નવા રસ્તાની એક જીર્ણ દુકાનમાં પેઠો. તેને જોઇ એક માણસે એકદમ ઉભા થઈ નમસ્કાર કર્યા.

સુરેશ્વરે પૂછ્યું: " આજે કેટલી સાળ ચાલે છે ? "

પેલા માણસે જવાબ આપ્યો: " પાંચ "

' બે બંધ કેમ રહી છે ? '

પેલા માણસે નીચે નજર રાખી કહ્યું: " માણસ મળતો નથી; બે માણસોની તંગાસ છે. એ બે માણસો ન મળે ત્યાં સુધી એ સાળો બંધ રાખ્યા સિવાય છૂટકો નથી. "

' માણસને માટે મેં તને તારે ઘેર લખવાનું કહ્યું હતું ને ? હજુ લખ્યું નથી ?'

પેલા માણસે કહ્યું: “ ભાઇ, તેજ દિવસે મેં લખ્યું હતું. પણ દિવાળીના તહેવાર આવતા હોવાથી તે પહેલાં કોઈ આવે તેમ લાગતું નથી. પાંચ દશ દહાડામાં આવશે ખરા ! ”

‘ પરંતુ આપણે તો દિવાળી પર જ ખરૂં કામ છે બેચર ? ’

‘ હા, તે વાત ખરી, ’ એમ કહી બેચર નીચું મોં કરી ઉભો રહ્યો.

જરા વિચાર કર્યા બાદ સુરેશ્વરે સૂતરનું બંડલ બેચરના હાથમાં આપી કહ્યું: “ જો, ગુરુવારે સાંજ પહેલાં આ સૂતરમાંથી ત્રણ રૂમાલ મને વણી આપજે. કિનારની ચો તરફ રંગીન રેશમી દોરાથી આ પ્રમાણે નામ ને તારીખ લખવાનાં છે. ” એમ કહી તેણે એક કાગળનો ટુકડો બેચરના હાથમાં મૂક્યો.

બેચર એ લખાણ અને સૂતરને ધ્યાનપૂર્વક તપાસી બોલ્યો: ‘ બહુ સારૂં, ’ ત્યાર પછી આનંદ પામી હસતા મુખે બોલ્યો: ‘ હું જાણું છું તેથી કહી શકું છું કે આ સૂતર માધવીબેને કાંતેલું છે: પણ કોઈ અજાણ્યો માણસ તો તે વિલાયતી જ ધારે. ’

સુરેશ્વરે મંદ મંદ હસતાં કહ્યું: “ખરેખર ! સૂતર છે પણ તેવુંજ.”

બેચરે કેટલીક જાતનું રેશમ આણી સુરેશ્વરને સસંદ કરવાનું કહ્યું. તેમાંથી સૌથી ગાઢ રંગનું હતું તે સૂરેશ્વરે પસંદ કર્યું અને કહ્યું: ‘ બેચર, આ સૂતર ચાલશે. ’

બેચરે પસંદ કરેલા સૂતરને જે સૂતરનો રૂમાલ બનાવવાનો હતો તે સૂતર સાથે રાખી કહ્યું: “ ખરાબ તો નહિ લાગે. પરંતુ બજાર-માંથી થોડું બદામી રંગનું જાપાની રેશમ લાવી કિનાર કરી હોય તો બહુ સુંદર લાગે. ”

બેચરની વાત સાંભળી સુરેશ્વરે વિસ્મય પામી કહ્યું: “ જાપાની રેશમ ! આ શું કહે છે બેચર ? વિલાયતી રેશમ ન વપરાય પણ જાપાની વપરાય એમ તને કોણે કહ્યું ? ભારે નવાઈની વાત છે કે એ વાત તને કેમેય કરીને સમજાવી શકતો નથી કે જાપાની ચીજ વાપ-

રવી એ તો આપણે માટે વધારે ગેરવાજબી છે. વિલાયતી ચીજ ન વાપરવી એ આપણી પ્રતિજ્ઞા નથી ! પણ આપણી પ્રતિજ્ઞા તો વિદેશી ચીજ ન વાપરવી એ છે. ”

ગણેશ નામનો એક વણકર દૂર બેઠો બેઠો આ ચર્ચા સાંભળતો હતો; તેણે પાસે આવી પ્રણામ કરી કહ્યું: “ પરંતુ ભાઇસાહેબ, આપણે જાપાન સાથે તો કંઇ કજીઓ નથી. ”

સુરેશ્વર ગણેશ તરફ ફરી બોલ્યો: ‘ તે પરથી જ તું સમજશે કે આ કંઇ કજીઆને માટે થતું નથી. આ બધું પ્રેમને લીધે થાય છે. દેશ પર પ્રેમ રાખતા હોઇએ તો સ્વદેશી વસ્તુઓ વાપરવી એ આપણો ધર્મ છે. દેશ ગરીબ છે માટે પરદેશી ચીજો વાપરી દેશને ઉલટો વધારે ગરીબ બનાવવો નહિ એ આપણી પ્રતિજ્ઞા છે, અને તે વાત સમજવી પણ સહેલી છે. ’

આ સહેલી વાત બેચર અને ગણેશ કેટલે અંશે સમજી શક્યા તે ભગવાન જાણે. પરંતુ મોઢેથી તો ‘એ ખરૂં’ કહી તેવો એકબીજા તરફ જોઈ રહ્યા.

---

## પ્રકરણ ૭ મું

## વિદેશી વિરુદ્ધ સ્વદેશી

---

શુક્રવારે સવારમાં ચા પીધા પછી પ્રમોદરાયના ડ્રોઇંગ રૂમમાં બધાં એકત્ર થઇ ગપ્પાં મારતાં હતાં. વિમાનવિહારી પણ આ મંડળીમાં હાજર હતા. તે ઉપરાંત આજે એક નવા માણસે આ મંડળીને શોભાવી હતી. એ માણસનું નામ શામલાલ હતું. તેની ઉંમર લગભગ ચાળીશેક વર્ષની હશે. એ જયાલક્ષ્મીનો નાનો ભાઈ હતો. તેથી

પ્રમોદરાયનો સાળો અને ચાકરથી માંડીને વિમાન સુધીના બધાંનો મામો થતો હતો.

સુરત જિલ્લાના ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટની ઓફિસમાં તે એક જવાબદારીવાળો ઓદ્ધો ભોગવતો હતો. સમગ્ર જિલ્લાની સ્થાવર કે અસ્થાવર મિલ્કત કે જે અદાલતના તાબામાં આવે તેની જવાબદારી શામલાલ પર હતી. તેની ઇચ્છા મુજબ એ મિલ્કતનું વેચાણ થતું અગર તેની મરજી હોય તો તે એ મિલ્કતનો બચાવ પણ કરી શકતો હતો. તેને માસિક પગાર કેટલો હતો તે તો કોઈ બરાબર જાણતું નહોતું પણ એમ કહેવાતું કે સરકાર બહાદુર તરફથી તેને જે પગાર મળે છે તે તો કેવળ પાનસોપારીમાં જ ખરચાઇ જતો હતો. છતાં તેની પાસે પૈસો ઠીક જમા થયો હતો.

દિવાળીના તહેવારો ભોગવવા માટે તે બ્હેનને ઘેર આવ્યો હતો. આવતી વેળા શેર–બશેર સુરતી બરફી લાવ્યો હતો. એ બરફી તો ક્યારની ખવાઈ ગઇ હતી છતાં તેની ચર્ચા કેમેય કરી બંધ થતી નહોતી. અત્યારે એ વાત ચાલતી હતી કે ખંભાતની સુતરફેણી અને સુરતની બરફી એ બેમાંથી કઇ ચીજ વધારે સારી ગણાય. ચર્ચા કરનારામાંના ઘણાં ખરાં ખંભાતની સુતરફેણીની તરફેણમાં હતાં. સુરતની બરફીનો સ્વાદ તેમણે બહુ ચાખ્યો નહોતો તેથી તેની તરફદારી કરવા તરફ તેઓનુ ધ્યાન નહોતું; છતાં માનનીય અતિથિને નિરાશ ન કરવો એ ખાતર કોઇ સ્પષ્ટ વાત કહી શકતું નહોતું.

શામલાલ મૂછમાં હસતો હસતો બોલ્યો: “ તમે લોકો ગમે તેમ બોલો તોપણ તમારી હાથમાં આવતાં સરી જાય એવી સૂતરફેણી કરતાં સુરતી બરફીની લહેજત કંઇ ઓર જ છે. ”

હાથમાં આવતી સરી જાય પણ મુખમાં જતાં જ અદશ્ય થઇ જાય, તે પણ એક બે નહિ પણ એકાદ ડઝન એ સુમિત્રાએ ગઇ કાલે સાંજે જ પોતાની સગી આંખે જોયું હતું. એટલું જ નહિ પણ તે

દિવસે ખંભાતની સૂતરફેણી સાથે સુરતી બરફી પીરસવામાં આવી હતી ત્યારે બરફી કરતાં સૂતરફેણી તરફ જ વધારે પક્ષપાત થતો જણાયો હતો. તેથી આ નિર્લજ કપટતા જોઈ સુમિત્રાને ગુસ્સો ચઢયો. વળી આ નિર્લજ કપટ પ્રકટ કરવામાં જે બાલીશતા થતી હતી તે જોઇ તેને જરા નવાઇ પણ લાગી.

જો કે શામલાલે તો શરુઆત કરવા ખાતર જ 'તમે ગમે તેમ કહોને' એ વાક્યથી પોતાનું વક્તવ્ય શરુ કર્યું હતું. તો પણ આ વખતે વાચાળ સુમિત્રાની જીભ સળવળવા લાગી. તેણે હસતા વદને કહ્યું: "પરંતુ તમારા દાંતને ભાગી નાખે તેવી બરફી તો પેટમાં જતાં જ વાઢ ઉત્પન્ન કરે તેવી હો મામા !" એમ કહી તે હસવા લાગી.

આ આકસ્મિક આક્રમણથી શામલાલ તો ચુપ થઇ ગયો, અને બીજાં બધાં સુમિત્રાની વાચાળતા અને અવિવેકીપણું નિહાળી વિસ્મિત થઈ ગયાં.

આ શોચનીય વ્યાપારને સહેજ સામાન્ય સ્વરૂપ આપવા ખાતર જયાલક્ષ્મી બોલી: "તું તો દરેક વાતમાં મશ્કરી કરવાની! એ વખતે એ કાશીથી આવતી વેળા કચોરી લાવ્યા હતા. તે માટે પણ તેં કેવું કરી મૂક્યું હતું! પણ શામલાલ, હું ખરૂં કહું છું કે બધાં અંતરમાંથી સુરતી બરફીનાં ભારે વખાણ કરી રહ્યાં છે!"

આ સાંત્વનાનાં વચનોથી શામલાલના મુખ પર હાસ્ય ફેલાયું. તેણે કહ્યું: "બ્હેન, હું પણ જાણું છું કે એ મશ્કરી કરે છે. સુરતી બરફીની નિંદા શું કોઇ કરી શકે?"

આ વખતે પ્રમોદરાય પોતાની ખુરશી પર જરા ઉંચા થઇ બોલ્યા: "એટલી બધી સહેલી વાત નથી! ખંભાતની સૂતરફેણી સાથે હરિફાઈ કરવાની છે એ ધ્યાનમાં રાખજો શામલાલ! તમારે સિદ્ધ કરી આપવું પડશે કે કઇ કઇ બાબતમાં સુરતી બરફી ચડે. હું એવી દરખાસ્ત મૂકું

છું કે તમે સુરતથી ખાસ તૈયાર કરાવીને પાંચ શેર બરફી મંગાવો અને હું ખંભાતથી પાંચ શેર સૂતરફેણી મગાવું. પછી બધાં મળી આપણે સગવડ પડતી ન્યાયપદ્ધતિ ગ્રહણ કરીશું." એમ કહી પ્રમોદરાય પોતે વિશિષ્ટ પ્રકારની મીઠી મશ્કરી કરી છે એમ માની ખડખડ હસવા લાગ્યા.

આ વખતે શામલાલ છાતી કાઢી બોલ્યો: "સાંભળે છે કે સુમિત્રા, પ્રમોદરાયને બરફી કેવી પસંદ પડી છે તે? આ બહાને તેઓ બરફી મંગાવવા માગે છે."

સુમિત્રા કંઈ જવાબ આપે તે પહેલાં એક નોકરે આવી ખબર આપી કે 'સુરેશ્વરભાઇ આવ્યા છે.'

પ્રમોદરાયે નોકરને સુરશ્વરને ત્યાં લઇ આવવાની આજ્ઞા કરી.

શામલાલ જયાલક્ષ્મીને પૂછવા લાગ્યો: "એ કોણ બ્હેન?"

જયાલક્ષ્મી હસતા વદને બોલી 'તે છોકરો નગીના વાડીમાં જે—'

જયાલક્ષ્મીનું વાક્ય પૂરૂં થાય તે પહેલાં શામલાલ બોલી ઉઠયો 'ઓ સમજ્યો, તમારો એ વીરેશ્વર સુરેશ્વર કે?'

શામલાલની આ અહેતુક સલાહને કંઈ જવાબ ન વાળતાં જયાલક્ષ્મી હસવા લાગી; પ્રમોદરાય ભમર સંકોડી બીજી બાજુએ જોઈ બોલ્યા: "પરંતુ ખરેખર તે વીરેશ્વર છે!"

અને સુરમા, સુમિત્રા અને વિમાન અસંતુષ્ટ બની એકબીજા સામું જોવા લાગ્યાં.

થોડી વારમાં સુરેશ્વર આવી પહોંચ્યો અને બધાને નમસ્કાર કરી એક ખુરશી પર બેઠો. તેના હાથમાં એક લાલ ફીતથી બાંધેલું બંડલ હતું.

શામલાલને બતાવી સુમિત્રાએ કહ્યું: "સુરેશ્વરભાઇ, આ મારા નાના મામા છે. ગઈ કાલે આવ્યા છે." ત્યાર પછી શામલાલ

તરફ ફરી તે બોલી: "આમની ઓળખાણ તો તમે આગળથી મેળવી લીધી છે."

ઓળખાણ થયા બાદ સુરેશ્વરે ફરીથી શામલાલને નમસ્કાર કર્યા. તેના જવાબમાં સામા નમસ્કાર કરવાનો કંઇ પ્રયત્ન ન કરતાં ઉપેક્ષાદર્શક સૂરે શામલાલે કહ્યું: "તમારી બધી વાત સાંભળી છે. તે દિવસના બનાવની વાત સંક્ષેપમાં લખી આપશો તો હું સુરતના કોઈ પેપરમાં છપાવી આપીશ. એડિટર મારા ઓળખીતા છે માટે આનાકાની નહિ કરે."

આ અનધિકાર ચર્ચા અને સુરેશ્વર પર ઉપરીપણું ભોગવતો સ્વર સાંભળી બધાં નવાઈ પામ્યાં. ખુદ જયાલક્ષ્મીને પણ પોતાના ભાઈની આ ઢબ પસંદ ન આવી. આ મંડળીમાંથી કેવળ પ્રમોદરાય સિવાયનાં બધાં સુરેશ્વર સાથેની વાતચીતમાં તેને 'આપ' કહી સંબોધતાં હતાં. પ્રમોદરાયના 'તમે' સંબોધનમાં ઉંમરનો અધિકાર અને સ્નેહની સરલતા હતી. પરંતુ શામલાલમાં એમાંનું કંઇ ન હોવાથી તેણે વાપરેલો 'તમે' શબ્દ બધાને અતિશય અસભ્ય લાગ્યો.

સુરેશ્વર મંદ મંદ હસતો બોલ્યો: "આવી સાધારણ વાત વર્તમાન પત્રમાં છપાવવાથી શું વળે ?"

શામલાલ નવાઈ પામી બોલ્યો: "તમારૂં નામ જગજાહેર થશે! આ લાઇન લીધી છે ત્યારે પછી નામ તો બહાર પાડવું જ જોઇએ !"

આ વખતે સુરમા, સુમિત્રા અને વિમાન ત્રણે જણાં એકી સાથે હસી પડયાં. સુરમાએ કહ્યું: "સુરેશ્વરભાઇ લખી આપવાના જ. પરંતુ મામા, તમે તેમને ઓળખતા નથી. નામ બહાર પાડવું એ તો તેમને જરાયે પસંદ નથી."

શાંત અવાજે સુરમા તરફ જોઇ સુરેશ્વરે કહ્યું: "નામ બહાર પાડવું પસંદ નથી એવો દંભ તો કરી શકતો નથી, પરંતુ કપટપણે નામ બહાર પાડવાનું તો કોઇ પસંદ ન કરે."

સુરેશ્વરનાં વચનો સાંભળી શામલાલ ખડખડ હસવા લાગ્યો. હાસ્ય પૂરું થયા બાદ કંઇ અયોગ્ય વાક્ય બોલી સુરેશ્વરને ખોટું લગાડી ન બેસે એવા ઇરાદાથી સુમિત્રાએ વાત બદલી પ્રશ્ન કર્યો: સુરેશ્વરભાઇ આપના હાથમાં શાનું બંડલ છે ?"

સુરેશ્વરે હસતા વદને હાથ લાંબો કરી બંડલ સુમિત્રાના હાથમાં મૂકતાં નમ્ર અવાજે કહ્યું: "એ આજ આપના જન્મદિવસની ભેટ છે. જો કે છે તો તદ્દન મામુલી ચીજ."

આ શબ્દો સાંભળી સુમિત્રાનું મુખ લાલ થઈ ગયું. પરંતુ તરતજ તેણે 'ઓહ! એમ કે? બહુ આભાર!' કહી ધીમે ધીમે બંડલ છોડવાનો પ્રયત્ન કર્યો.

કદાચ સુરેશ્વરની તારીખ સમજવામાં ભૂલ થઇ હોય એમ ધારી વિમાને હસતા વદને પૂછયું: 'સુરેશ્વરભાઈ, સુમિત્રાનો જન્મ-દિવસ કયે દિવસે તે કહો જોઉં ?"

શાંત અવાજે સુરેશ્વરે કહ્યું: "આજ."

વિમાન હસતા વદને બોલ્યો: "આપની વાતચીતપરથી હું સમજી ગયો હતો કે આપે ભૂલ કરી છે. જન્મદિન આજ નથી પણ કાલે છે."

જયાલક્ષ્મીએ સ્મિત કરતાં સાંત્વનાદર્શક સૂરે કહ્યું: "તેમાં વળી શું થઇ ગયું ? એક દિવસની ભૂલેય થાય."

જયાલક્ષ્મીનાં વચનો તરફ લક્ષ ન આપતાં વિમાન તરફ જોઈ સુરેશ્વરે કહ્યું: "વિમાનભાઇ, મેં ભૂલ કરી નથી. આજે જ તેનો જન્મ દિવસ છે. આશો વદ ૬ તો આજે, કાલે નહિ."

સુરેશ્વરનો આ અવિચલ શાંત ભાવ જોઈ બધાંનું કૌતુહલ દૂર થયું. બધાં સમજી ગયાં કે જન્મદિવસની ભેટ આજ લાવવામાં સુરેશ્વરની ભૂલ નથી પણ એક અદ્ભુત રહસ્ય એમાં છુપાએલું છે.

વિમાને પૂછયું: "આપે દેશી તિથિ પ્રમાણે જન્મદિવસ ગણ્યો છે ?"

સુરેશ્વરે હસતા વદને કહ્યું: " આપ કઈ રીતે ગણો છો?"

જે ઢબે સુરેશ્વરે પ્રશ્ન કર્યો તેના જવાબમાં અંગ્રેજી રીત સિવાય બીજું કંઈ જણાવી શકાય તેમ નહોતું. વિમાન મુંઝાતો મુંઝાતો બોલ્યો: " આપે શી રીતે જાણ્યું કે દેશી તિથિ પ્રમાણે આજે જન્મદિવસ છે?"

સુરેશ્વરે હસતા વદને કહ્યું: " એ પ્રશ્ન આપના મૂળ પ્રશ્ન સાથે સંબંધ રાખતો નથી; પ્રશ્ન એ છે કે આજે જન્મદિવસ છે કે નહિ? હું કહું છું કે ખરો જન્મદિવસ આજે જ છે!"

શામલાલ અત્યાર સુધી મુંગે મોંએ સાંભળતો હતો. આ વખતે તેણે આંખો ફાડી કહ્યું: " ઓ બાપ રે! તમે તો એક ચુસ્ત અસહકારી લાગો છો!"

સુરેશ્વર હસતા વદને શામલાલ તરફ જોઇ કહ્યું: " પરંતુ આ વાત સાથે તો અસહકારને કંઈ સંબંધ નથી. તેમ હોય તો તો હોળી, દિવાળી, વગેરે પર્વો કરવાં એ પણ અસહકાર થઈ જાય."

બંડલ ઉખેડતી સુમિત્રાનું બધું ધ્યાન વાતચીત તરફ હતું. હવે તે બંડલ ઉખેડી રહી હતી. તેણે બંડલ ઉખેડી જોયું તો તેમાં કેટલાક રૂમાલ નજરે પડયા. આ અર્થસૂચક ભેટ જોઈ સુમિત્રાનું મુખ શરમથી લાલ થઇ ગયું. પરંતુ પોતાને સંયમમાં રાખી તે એક રૂમાલ બહાર કાઢી બોલી ઉઠી: " વાહ, કેવો મઝાનો! જો તો ખરી મા, કેવું મઝેનું નામ લખ્યું છે!" એમ કહી તેણે રૂમાલ જયાલક્ષ્મીને આપ્યો.

જયાલક્ષ્મી રૂમાલ હાથમાં લઈ પાછો આપતી બોલી: " સારૂં! રાખી મૂક."

પરંતુ રૂમાલની કથા સંક્ષેપમાં પૂરી ન થઈ. રૂમાલ તો બધાંના હાથમાં ફરી પ્રશંસા પામવા લાગ્યો.

પ્રમોદરાયે કહ્યું: " ભારે નવાઈ! મેં તો તમને બે દિવસ પહેલાં ખબર આપી હતી. એ દરમિયાન તમે શી રીતે તૈયાર કરાવ્યા? અને તે પણ આટલા બધા સુંદર?"

અત્યાર સુધી શામલાલ રૂમાલને ચપટીમાં લઈ મસળતો મસળતો તેની પરીક્ષા કરી રહ્યો હતો. તે બોલ્યો: ' તેમાં મુશ્કેલ વાત કંઈ જ નથી. બજારમાં ઘણી દુકાનો છે, તેમાં અડધી કલાકમાં નામ લખાવી લેવાય. ”

આ બાબતનું જેને જ્ઞાન નહોતું તે ગુપચુપ બેસી રહ્યા, અને જેઓને અનુભવ હતો તેઓને જવાબ આપવાની જરૂર જણાઇ નહિ.

શામલાલ હજુ વધારે પરીક્ષા કરવા ખાતર રૂમાલનો એક ખુણો ખૂબ મસળવા લાગ્યો. પછી સર્વજ્ઞની માફક બોલી ઉઠ્યો: “ જાપાની માલ છે. ”

આ સાંભળી સુરેશ્વર કંઈ બોલ્યો નહિ, તેને ઉલટી બહુ મજા પડી.

સુરેશ્વરને મુંગો જોઈ વિમાને પૂછ્યું: “ જાપાની ! આ ખરૂં છે સુરેશ્વરભાઇ ?” તેને ખાત્રી હતી કે જાપાની ચીજ સુરેશ્વર કદી વાપરે નહિ.

સુરેશ્વરે હસતા વદને કહ્યું: “ ના, શુદ્ધ સ્વદેશી છે. ”

રૂમાલ સુમિત્રાને આપતો આપતો શામલાલ બોલ્યો: “ સ્વદેશી માની તમે ખરીદ્યા છે કે ? જાપાની તે જાપાની. એ કંઇ અછાનું રહે. આજકાલ વિલાયતી ચીજ પણ સ્વદેશી તરીકે વપરાય છે. ”

સુરેશ્વરે વિચાર્યું કે આ વચનોનો જવાબ ન આપવો. પરંતુ મૌનતા દ્વારા સત્યને છુપાવવાની મરજી તેને ન હોવાથી તથા હવે પછી આ વાતની ઝાઝી ચોળાચોળ ન થાય એવા ઉદ્દેશથી તેણે કહ્યું: “ એ કદાચ વેચાતી હશે; પરંતુ આ રૂમાલો તો શુદ્ધ સ્વદેશી છે. એ રૂમાલમાં વાપરેલું કપાસ આપણા દેશની જમીનમાં પેદા થયું હતું અને એ કપાસના રૂમાંથી મારી બ્હેને જાતે સૂતર કાંત્યું હતું, અને એ સૂતરમાંથી મારી પોતાની સાળપર આ રૂમાલ વણાયા છે. ”

સુમિત્રા નવાઇ પામી બોલી: “ આવું ઝીણું તમારી બ્હેન કાંતે છે ? ભારે નવાઇની વાત !”

આ વખતે રૂમાલ તરફ વળી બધાંની નજર પડી. ત્રણે રૂમાલ પાછા મિજલસમાં ફરવા લાગ્યા. પ્રમોદરાય, વિમાન, સુરમા, એટલું જ નહિ પણ જયાલક્ષ્મી સુદ્ધાંત બધાં રૂમાલ તથા તે સાથે માધવી અને સુરેશ્વરનાં બહુજ વખાણ કરવા લાગ્યાં.

સુરેશ્વરને કોઇ પણ પ્રકારે હરાવી ન શકવાથી અને થોડે ઘણે અંશે તેની આગળ પાછો પડવાથી શામલાલ મનમાં ગુસ્સે થયો હતો. અકસ્માત એક વાત યાદ આવવાથી તેણે એ બધાનું વેર વાળવા ખાતર કહ્યું: " પરંતુ આ ભેટ બહુ સારી ન ગણાય. છોકરી રૂમાલ વાપરે એ તમે અસહકારી થઈ પસંદ કરો ખરા ?"

સુરેશ્વર ટંઇ જવાબ આપે તે પહેલાં સુમિત્રાએ જવાબ આપ્યો: "એ જાણે છે કે હું રૂમાલ વાપરૂં છું—તેથી તેઓ રૂમાલ લાવ્યા છે. "

" તે વાત ખરી, પણ રૂમાલ સિવાય બીજી ચીજો ઘણી હતી " એમ કહી શામલાલ હસવા લાગ્યો.

સુમિત્રાના મોંપર શરમના શેરડા પડયા. તેણે એકવાર સુરેશ્વરના મુખ તરફ ક્ષણભર નજર કરી. ત્યારબાદ શાંત છતાં દઢ સ્વરે કહ્યું: " પરંતુ મને તો આ રૂમાલ બસ છે. તેથી હું બહુ ખુશી થઇ છું. "

સુરેશ્વરે પ્રફુલ્લ વદને સુમિત્રા તરફ નજર કરી.

---

## પ્રકરણ ૮ મું

---

## અંકુર

---

જન્મ દિવસની બાબતમાં સુરેશ્વરે એક જાતની ઉથલપાથલ કરી મૂકી હોવાથી પ્રમોદરાય સિવાય બીજાં બધાં જરા દુ:ખી થયાં. સુરેશ્વરના આચરણને અનધિકાર ઉપદ્રવ માની જયાલક્ષ્મી મનમાં

દુભાઈ; વિમાન એને સ્વદેશીપણાનું અતિશયપણું માની બેઠો; સુરમાને આ અનાવશ્યક દ્વંદ્વયુદ્ધની કંઈ જરૂર લાગી નહિ; શામલાલ વિનાકારણ સુરેશ્વર પ્રત્યે બળી રહ્યો; અને શિષ્ટાચાર ખાતર મોઢેથી સુરેશ્વરનો પક્ષ લીધા છતાં સુમિત્રાના મનમાં પણ એક જાતની વિરોધની વૃત્તિ પેદા થઇ હતી.

કેવળ પ્રમોદરાય આ ચર્ચામાં રાગદ્વેષ શૂન્ય રહ્યા હતા. તેણે સુમિત્રા ભણી જોઇ શાંતિપૂર્વક કહ્યું: "ત્યારે તો તારો જન્મદિવસ મતાન્તરે બે દિવસ પળાવો જોઈએ." એમ કહી તેઓ હસવા લાગ્યા.

શામલાલ મોં વાંકું કરી બોલ્યો: "ગોસ્વામીજીના મત મુજબ જન્મદિવસ આજે ગણાવો જોઇએ."

આ કટાક્ષ સાંભળી બધાના મોંપર હાસ્ય તરવરી રહ્યું. તે તરફ લક્ષ ન આપતાં પ્રમોદરાયે કહ્યું: "અને ભૂસ્વામીના મત પ્રમાણે આવતી કાલે ગણાવો જોઈએ!" એમ કહી તેઓ હસવા લાગ્યા.

પ્રમોદરાયના ખડખડાટ હસવાના અવાજમાં કંઇ સંભળાય તેવું નહોતું. તે હાસ્ય થંભ્યું એટલે જયાલક્ષ્મીએ કહ્યું: "ગમે તેમ હો, પણ આપણે તો આવતી કાલ માટે તૈયારી કરી રાખેલ છે માટે તે વખતે પણ સુરેશ્વરે આવવું જ જોઇએ."

એક વાર સુમિત્રા તરફ જોઇ, જયાલક્ષ્મી તરફ મોં કરી સુરેશ્વરે હસતા વદને કહ્યું: "પરંતુ મેં તો કાલને માટે કંઈ બાકી રાખ્યું નથી. તે સિવાય આપ લોકોએ પણ મને આજે તદ્દન નામંજુર કર્યો નથી તો પછી આપની બાજુએથી પણ કંઈ બાકી રહેતું નથી."

આ વચનોમાં સુરેશ્વરે જોકે બીજે દિવસે આવવાની સ્પષ્ટ ના પાડી નહોતી છતાં તે બાબતની અસ્પષ્ટ અનિચ્છાનો આભાસ જણાતાં સુમિત્રા મનમાં ગુસ્સે થઇ. સ્વદેશી અને વિદેશીની આ અંધ અને બધિર વિચારનિષ્ઠા તેને સારી લાગી નહિ. તેથી તે સંયમ

જાળવવાની ઇચ્છા છતાં સંયમ જાળવી શકી નહિ. તે ઉશ્કેરાએલા અવાજે બોલી ઉઠીઃ " ત્યારે સ્પષ્ટ કહી દો ને કે કાલે આવવાનો નથી. "

સુરેશ્વરે મૃદુ હાસ્ય કરી જવાબ આપ્યોઃ " ના, એમ કહેવા માગતો નથી. હું એટલું જ જણાવવા માગું છું કે કાલે નહિ આવું તો પણ હવે ચાલે. "

સુમિત્રાનું મુખ વધારે લાલ થઇ ગયું. તેણે પૂછ્યુંઃ " કોને ચાલે ? આપને કે અમને ?"

સુરેશ્વર શાંત સ્વરે બોલ્યોઃ " મને તો લાગે છે કે બંનેને. "

સુમિત્રા કંઈ કહે તે પહેલાં વિમાન બોલી ઉઠયોઃ " પરંતુ એ પક્ષનો અધિકાર એ પક્ષને આપો તો જ ઠીક કહેવાય. આપે કરવાનું છે તેનો વિચાર આપ કરો તો તે ગેરવાજબી ગણાય. "

સુરેશ્વર મૃદુ હાસ્ય કરી બોલ્યોઃ " હું કર્તવ્ય નિર્ધારણ કરતો નથી, હું તો કેવળ નિવેદન કરૂં છું. " ત્યારપછી તેણે સુમિત્રા સામું જોઇ કહ્યુંઃ " મારે શું કરવું તે નક્કી કરવાનો અધિકાર આપનો જ છે. આવજો એમ કહો કે કાલે મારે આવવું જ જોઈએ અને હું આવીશ જ. "

પરંતુ આ સંપૂર્ણ અધિકાર કબૂલ કરી લેવાની સગવડનો લાભ લેવાની પ્રવૃત્તિ સુમિત્રાનાં અભિમાની હૃદયને ન થઇ. કેવળ પોતાની જ ઇચ્છા ઉપર જે વસ્તુ સુલભ થઈ પડી, તે આટલી સહેલાઇથી મેળવતાં તેના મનમાં જરા હીનતાનો ભાસ થયો. છતાં સુરેશ્વર તરફથી આવી રીતે સ્પષ્ટ શબ્દો બોલાયા હોવાથી વિવાદ કરવાનું કંઈ રહ્યું નહોતું. આથી સુરેશ્વરે જ્યારે કહ્યું કે ' આપ જો એમ કહો કે કાલે મારે આવવું જ જોઇએ તો હું આવીશ જ. ' એના જવાબમાં સુમિત્રા કહી શકી નહિ કે ' આવજો. '

સુમિત્રાનું માનસિક સંકટ અનુભવી વિમાને હસતા વદને કહ્યુંઃ " આ બાબતમાં ન્યાય માગવો એ પણ ગેરવાજબી છે. કારણકે આ

પ્રસંગ જો અજીર્ણની ગોળીઓ ખવડાવાનો હોત તો ખુશીથી કહી શકાત કે કાલે આવજો. પરંતુ આ પ્રસંગ તેવો નથી. એટલે એવું નિમંત્રણ કરવું ગેરવાજબી છે. આવે પ્રસંગે તો વગર નિમંત્રણે આવવું એ જ ઉચિત છે." એમ કહી વિમાન ખડખડ હસી પડયો.

સુરેશ્વરે હસતા વદને કહ્યું: "એ વાત હું વગર વિતર્કે સ્વીકારી લઉં છું. માટે આ ચર્ચા અહીંથી જ બંધ પડે એ ઠીક છે."

આ ફેંસલો પણ સુમિત્રાને ન ગમ્યો. તેને લાગ્યું કે આ આત્મોત્સર્ગ દ્વારા સુરેશ્વર પોતાને જરા પણ પાછો પડવા ન દેતાં મહત્વ અને ઉદારતા દર્શાવવાનો પ્રયત્ન કરે છે, તેથી તે મનમાં ખળભળી ઉઠી અને જરા અચકાતે સૂરે કહેવા લાગી: "પરંતુ જો કાલે આવવામાં આપને અડચણ પડે તેમ હોય તો આજે જ—"

સુમિત્રાનાં વચનો પૂરાં થાય તે પહેલાં સુરેશ્વર બોલી ઉઠયો: "તો આજે જ શાક ખીચડી આપી મને વિદાય કરો ખરૂં ને? ના, હું તેમાં રાજી નથી."

અભિમાનથી પીડાતી સુમિત્રાને જરા સંતુષ્ટ કરવા ખાતર સુરેશ્વરે આ વચનો ઉચ્ચાર્યાં હતાં. નહિ તો કોઇ ખાસ પ્રકારના આહાર પ્રત્યે તેને ખાસ લોભ નહોતો.

જુદાં જુદાં કારણોને લીધે શામલાલ સુરેશ્વર પ્રત્યે સંતુષ્ટ નહોતા. અત્યાર સુધી તે લક્ષપૂર્વક સુરેશ્વરની વાતચીત સાંભળતા હતા. આ વખતે તક મળતાં તેઓ બોલી ઉઠયા: "આ તે તમારો કેવો ન્યાય બાપુ? સ્વદેશી તિથિ પ્રમાણે જન્મદિવસ ઉજવવા આવ્યા છો ને વળી શાક ખીચડીનું અપમાન કરો છો? કાલે તો વિલાયતી ખાણું આવવાનું. સ્વદેશી વસ્ત્રો પસંદ કરો છો ને શાક ખીચડી પસંદ નથી પડતી કે?"

એક અતિથિ પ્રત્યે આવું સંભાષણ અસભ્ય તો ગણાય છતાં તેમાં એવી મીઠી મશ્કરી હતી કે બધાંથી ખડ ખડ હસી પડયા સિવાય રહેવાયું નહિ.

સુરેશ્વર પોતે પણ હસ્યા સિવાય રહી શકયો નહિ. તેણે હસતા વદને કહ્યું. 'ત્યારે તો કહેવું પડશે કે મારા મનને અને મુખને પરસ્પર વિરોધ છે.'

શામલાલે ગંભીર મુખે કહ્યું. " એમ તો લાગે છે ખરૂં. "

શામલાલ તરફથી સુરેશ્વરના હૃદયને જે પ્રમાણમાં આઘાત થયો તેથી સુમિત્રાના મનનો વિરોધ મટી ગયો. તે હવે સંધિ કરવા ખાતર પ્રસન્ન મુખે બોલી. " ત્યારે તો સુરેશ્વરભાઈ એજ નક્કી થયું, કે કાલે તમે આવશો. જો જો વળી, હવે કંઈ બહાનું ચાલશે નહિ." ત્યાર બાદ શામલાલ તરફ જોઈ તેણે કહ્યું. " સુરેશ્વરભાઈ વિલાયતી ખાણું ખાય તેમાં તમને વાંધો લાગતો હોય તો કાલે આપણે મોગલાઈ ખાણું કરશું. તેમાં તો તમને કાંઈ વાંધો નહિ આવે ને ? "

સુમિત્રાનાં આ વચનો સાંભળી વળી બધાં હસી પડયાં.

પરંતુ ત્યારબાદ એક નવીન પ્રસંગને અવલંબી નીચે પ્રમાણે સંપૂર્ણ નવીન માર્ગે વાતચીત શરૂ થઈ.

વિમાને કહ્યું. ' મોગલાઇ ખાણામાં કેવળ એકજ વાંધો છે. તેમાં ઘી પુષ્કળ આવે છે તેથી પચવું ભારે થઈ પડે છે.'

આ વાત સાંભળી પ્રમોદરાય બોલી ઉઠયા. ' ભારે પડે છે તેનું કારણ ઘી નથી પણ ઘીને નામે તમે જે પદાર્થ ખાઓ છો તે છે. જો ચોકખું ઘી મળે તો તે પાશેર પી જાઓ તો પણ નડે નહિ. '

પ્રમોદરાયને ખાત્રી હતી કે ચોકખાં ઘીદૂધ વિના હિંદની પડતી દશા થઈ છે જો ઘી દૂધ પુરતાં ને સસ્તાં મળતાં હોત તો હિંદમાં કોઈ પ્રકારનો રોગ હોતજ નહિ. આ પ્રસંગમાંથી અકસ્માત ગોપાલન નો વિષય નીકળ્યો. બીજાંને રસ પડે છે કે નહિ તેનો વિચાર કર્યા વિના પ્રમોદરાય લાંબુ ભાષણ ચલાવવા લાગ્યા. પરિણામે સામો પક્ષ કંટાળવા લાગ્યો. છેવટે જણાયું કે કંઈને કંઇ બહાનું કાઢી બધાં ઉઠી

ગયાં છે. કેવળ નિરૂપાયે સુરેશ્વર બેઠો બેઠો બધું સાંભળ્યા કરે છે. એ બિચારા તરફ પ્રથમથીજ પ્રમોદરાયે એટલું બધુ લક્ષ આપ્યું હતું કે તેનાથી ઉઠી જવાય તેવું રહ્યું જ ન હતું.

એકાદ કલાક પછી જ્યારે સુમિત્રા દયાને વશ થઈ સુરેશ્વરનો ઉદ્ધાર કરવા આવી ત્યારે પણ ગોપાલનનો પ્રસંગ જોરશોરથી ચાલતો હતો. શ્રોતાઓની સંખ્યા ઓછી થઇ ગઇ હતી. છતાં ભાષણનો પ્રવાહ મંદ પડયો નહોતો. છેવટે સુરેશ્વરે કંઈ ઉપાય ન રહેવાથી કબુલ કર્યું કે અસહકારના જુદા જુદા ઉદ્દેશોમાં ગોપાલનને પણ સમાવવાની યોગ્ય ચેષ્ટા થશે.

સુમિત્રાએ કહ્યું 'પિતાજી હજુ સુરેશ્વેરભાઇને રોકવા હોય તો તેમની ખાવા પીવાની ગોઠવણ અહીંજ કરવી પડશે.'

સુરેશ્વર કૃતજ્ઞ નેત્રે સુમિત્રા ભણી જોઈ અનુમતિની રાહ ન જોતાં એકદમ ઉભો થઈ ગયો. અને પ્રમોદરાયને નમસ્કાર કરી કહેવા લાગ્યો. 'મેં પણ આપનો ઘણો વખત લીધો. હવે રજા લઉ છું.'

ઘડિઆળ તરફ જોઇ પ્રમોદરાયે કહ્યુ. " અરે ! બાર વાગવા આવ્યા તો પછી અહીંજ જમવાનું રાખો તો ?'

સુરેશ્વરે કહ્યું 'ના કંઈ જરૂર નથી. આટલું મોડું તો ઘણી વેળા થાય છે. વળી ઘેર ન જાઉં તો બધાં રાહ જોઇ બેસી રહે. માટે હું રજા લઉં છું. એમ કહી તે ચાલવા લાગ્યો.'

સુરેશ્વરને વળાવવા માટે સુમિત્રા સીડી સુધી સાથે આવી. સીડી આગળ ગયા બાદ તેણે હસતા વદને કહ્યું. 'સુરેશ્વરભાઇ, મામા તો અહીં થોડા દિવસ રહેવાના છે. પણ તેમની વાતચીત પરથી ખોટું લગાડતા નહિ. તેમની વાતચીત કરવાની ઢબજ એવી છે.'

સુરેશ્વરે હસતા વદને કહ્યું, 'એવી વાતો સાંભળવાની મને ટેવ છે. વળી તેમની વાતોમાં કંઇ એટલું બધું ખોટું લગાડવાપણું હોતું નથી. મને તેથી કંઇ ખોટું લાગ્યું નથી અને આપ જ્યારે કહો છો ત્યારે તો હવે કંઇ ખોટું લાગશે પણ નહિ. આપ નિશ્ચિત રહેશો.'

સુમિત્રાએ હસતા વદને કહ્યું, 'આપની ભેટ માટે એક વાર ફરીથી આભાર માને છે. મને રૂમાલો બહુ ગમ્યા છે.

સુરેશ્વરે વસતા વદને કહ્યું, એ રાખી મૂકજો. 'હવે મારો હાથ કપાય તો કામ લાગશે.'

સુરેશ્વરનાં વચનો સાંભળી સુમિત્રા હસી પડી બોલી. એ વાત ખરી.

ત્યારબાદ કંઇ ખાસ વિચાર કર્યા વિના બોલી ઉઠી. કેવળ આપનો કેમ, મારો હાથ કપાશે તો પણ કામ લાગશે. વચનો કહેવાતાં તો કહેવાઈ ગયાં પણ પાછળથી તેનું મોં અરૂણોદય વખતના આકાશ જેવું લાલ થઈ ગયું.

સુરેશ્વરે શાંત સૂરે કહ્યું, 'ના, ના, મારા રૂમાલને એટલાં બધાં સૌભાગ્યની જરૂર નથી. આપના અક્ષત હાથમાં તેને સ્થાન મળે એટલુંય બસ છે.' એમ કહી તે જવાબની રાહ ન જોતાં નમસ્કાર કરી સીડીનાં પગથીઆં ઉતરવા લાગ્યો.

રસ્તા પર આવ્યા બાદ બપોરના પ્રખર તાપમાં પણ તેને લાગ્યું કે આકાશમાં જાણે રતાશ તરવરી રહી છે અને સુશીતલ વાયુ મંદ મંદ વહી રહ્યો છે.

---

## પ્રકરણ ૯ મું

---

# વિમાનવિહારીની નબળાઈ

---

સુરેશ્વરના ગયા બાદ સુમિત્રા ક્ષણને માટે સ્તબ્ધ બની સીડી પકડી ઉભી રહી. ત્યાર બાદ પોતાની ઓરડીમાં આવી સુરેશ્વરે આપેલ રૂમાલ નિહાળવા લાગી. બરાબર નિહાળી લીધા બાદ તે તેણે સંભાળથી ઉંચા મૂકયા.

સંધ્યાકાળ પછી સુરમા, સુમિત્રા અને વિમાન રૂમમાં બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. વાતવાતમાં સુરેશ્વરની વાત ચાલી.

સુરમાએ કહ્યું 'સુરેશ્વરભાઈ તદ્દન શુદ્ધ સ્વદેશી છે. જરાપણ અનાચાર સહન કરી શકતા નથી.'

વિમાને કહ્યું. ' પરંતુ તદ્દન શુદ્ધ થવાથી ઘણી વસ્તુઓ નકામી થઇ જાય છે. તેથીજ સોનાને વાપરવા માટે તેમાં મિશ્રણ કરવું પડે છે. અનાચાર ખરાબ ચીજ છે એ ખરૂં, પણ આચારનું અતિ પણું અત્યાચાર ગણાય છે. અંબાશંકર ગોરની નવી દિવસમાં એકજ વાર નાહ્ય છે તો તેનાથી દેવસેવા પણ થઈ શકે છે. પણ જૂની દિવસમાં પચાસ વખત નહાય છે તો તેને દેવમંદિરમાં પેસવા જેટલો અવકાશ પણ મળતો નથી. '

સુરેશ્વર વિરૂદ્ધ ચર્ચા થતી જોઇ સુમિત્રાના મનમાં કોઈ એક જગાએ આઘાત થયો. તે બોલી ઉઠી આપ ત્યારે શું એમ કહેવા માગો છો કે 'અનાચાર પણ અમુક પ્રમાણમાં સહન કરવો ઉચિત છે.'

વિમાને કહ્યું ' ઉચિત છે એમ કહેતો નથી. તો પણ અમુક ખાસ અવસ્થામાં તે સહન કરવાની જરૂર પડે છે.'

એક વાર સુરમા તરફ નજર કરી સુમિત્રાએ કહ્યું ' કેવી અવસ્થામાં એકાદ ઉદાહરણ આપો જોઉં ?'

વિમાન હસતા વદને કહેવા લાગ્યો. 'નગીના વાડીમાં સુરેશ્વરનો હાથ કપાયો ત્યારે તમે પાટો બાંધવા માટે રૂમાલ આપ્યો હતો. તે વખતે અવસ્થા પ્રમાણે વ્યવસ્થા સ્વીકારી હોત તો તેમાં અનાચર ગણાત નહિ.'

સુરેશ્વરે રૂમાલ પાછો આપ્યો હતો એ સંબંધમાં એક દિવસ સુરમા, સુમિત્રા અને વિમાન વચ્ચે ચર્ચા થઈ હતી. અને સ્વદેશી વિદેશીના સંબંધમાંના સુરેશ્વરના વિચારો પર લક્ષ આપી તેઓએ નક્કી કર્યું હતું કે રૂમાલ વિદેશી હોવાથીજ સુરેશ્વરે એ ગ્રહણ કર્યો નહોતો.

આજે સવારે જ્યારે સુરેશ્વરે સુમિત્રાને કહ્યું કે રૂમાલ રાખી મૂકજો. હવે કોઇ વખત મારો હાથ કપાય ત્યારે કામ આવશે ત્યારથી તેને આ બાબતમાં કશો સંશય રહ્યો ન હતો. તેથી આ વખતે તે સુરેશ્વરનો પક્ષ લઈ બોલી. 'પોતાની પાસે ખાદી ન હોત તો તે કદાચ મારો રૂમાલ લેત પણ ખરા.'

સુરમાએ કહ્યું ' તે સિવાય વિલાયતી હોવાથીજ તેમણે રૂમાલ પાછો આપ્યો એમ ન પણ હોઈ શકે. એ તો આપણી અટકળ માત્ર છે.'

આજે સવારે વિમાનના દિલમાં એક સંશય પેદા થયો હતો. તે સંશય કોઇને જણાવતાં તેને આનાકાની થતી હતી. કદાચ એ દ્વારા સુરેશ્વર પ્રત્યે અવિચાર થતો હોય તો એવો તેને સંશય રહ્યા કરતો હતો. પરન્તુ આવી તક મળતાં તે એ વાત કહ્યા સિવાય રહી શકયો નહિ. એક વાર સુમિત્રા ભણી ને બીજી વાર સુરમા ભણી જોઈ તેણે કહ્યું, 'આટલા દિવસ તો એ અટકળ જ હતી. પરન્તુ આજે સવારે સુમિત્રાને ખાદીના રૂમાલ આપ્યા ત્યારથી અટકળ ખાત્રીના રૂપમાં ફેરવાઈ ગઈ છે.'

સુરમા નવાઈપૂર્વક બોલી ' કેમ ! '

વિમાને હસતા વદને કહ્યુ, ' મને તો એમ લાગે છે કે ભેટને બહાને આજ સુરેશ્વરભાઈ ઉપદેશ આપી ગયા છે.'

વિમાનની વાત સાંભળી સુરમા વિનંતિભર્યા સૂરે બોલી, 'વિમાનભાઇ, એમ ધારશો નહિ. કદાચ તેઓ પોતાને ઠીક લાગ્યું તે ભેટ આપી ગયા હોય ! એમાં ઉપદેશ શાનો ? એવો સંશય રાખતા નહિ. ''

વિમાને હસતા વદને કહ્યું, ' ખાદીની સાડી અગર રેંટીઓ પણ આપી શકાત ! છતાં એટલી બધી સ્વદેશી ચીજો છોડી રૂમાલ કે જે બનતાં સુધી બૈરાંઓ વાપરતાં નથી તે આપવાનું કારણ શું ?'

આ પ્રશ્ન સુમિત્રાના મનમાં પણ એકાદ બે વાર ઉઠયો હતો.

પરંતુ આવી સ્પષ્ટ રીતે નહિ. બંડલ છોડતાંજ તેને નગીના વાડીનો પ્રસંગ સાંભરી આવ્યો હતો. પરન્તુ તેમાં અપમાનનો ડંખ હશે એવું તો તેણે વિમાનનાં આ વચનો સાંભળ્યા પછીજ અનુભવ્યું. રૂમાલની ભેટ વિષે બીજા માણસે કેવો અભિપ્રાય બાંધ્યો છે એ જાણતાંજ તેનું ચિત્ત સુરેશ્વર પ્રત્યે દ્વેષ અને કંટાળાથી પરિપૂર્ણ થઈ ગયું. કદાચ વિમાનવિહારીનો અભિપ્રાય ખરો પણ હોય એ સંદેહ તેના અભિમાનથી પિડાતા હૃદયને બાળવા લાગ્યો. ભેટ આપવાને બહાને જન્મ દિવસને રોજ આવી રીતે શિખામણ આપવાનો ને અપમાન કરવાનો એ સુરેશ્વરને શો હક્ક ? એ સિવાય મારો કૌટુંબિક અભિપ્રાય સંપૂર્ણ રીતે જુદો હોવા છતાં સુરેશ્વર કયા વિચારથી મને પોતાના અભિપ્રાય મુજબ દોરવા માગે છે. આખા ગુજરાતનો એ કંઈ ગુરૂ તો નથી. આવા તરંગો સાથે તેને એમ પણ થયું કે બીન જરૂરી ચીજ તરીકે આવતી કાલે અગર અત્યારે જ રૂમાલ પાછા મોકલી આપવા. પરન્તુ સુરેશ્વર પ્રત્યે રોષ પ્રદર્શિત કરવાની કશી સગવડ ન હતી. તેથી અદ્ભુત પ્રણાલી મુજબ એ રોષમાંનો કેટલોક વિમાનવિહારી પર આવી પડયો. તેણે બીજી બાજુએ મોં ફેરવી ગુસ્સા ભર્યા સૂરે કહ્યું 'બૈરી માણસ સાધારણ રીતે રૂમાલ વાપરતાં નથી પણ હું તો તેમ કરૂં છું એ સુરેશ્વરભાઈ જાણે છે.'

વિમાને કહ્યું 'એમ તો તમે બીજી કેટલીય ચીજ વાપરો છો એ પણ તે જાણે છે. એ બધું તજી કેવળ ત્રણ સ્વકેશી રૂમાલ આપવાનું કારણ શું ?'

આ વખતે જરા કઠણ બની સુમિત્રાએ જવાબ આપ્યો, "કોઇ પણ ચીજ આપવાનો વિચાર થયો હતો. તેવામાં રૂમાલ યાદ પડવાથી રૂમાલ આપ્યા. એ કારણ બીજું શું ? એ સિવાય બીજું કારણ ધારવાની જરૂર શી ?"

વિમાન શાંત ભાવે શાંત મુખે બોલ્યો, 'પરન્તુ રૂમાલનો આવો

રહસ્યમય ઇતિહાસ રહ્યો છે ત્યારે એમજ ધારી શકાય કે તેમ કરવાનો કોઇ ખાસ ઉદ્દેશ હોવો જોઇએ. ”

આ વખતે સુમિત્રાને ચુપ રહેવું પડયું. તે આ દલીલ તોડી શકી નહિ. કારણ કે તેને પોતાને પણ આવોજ વિચાર થયો હતો.

તર્કયુદ્ધમાં હારી જવાથી સુમિત્રા ચુપ રહી છે એવું લક્ષમાં આવતાં વિમાનને દુઃખ થયું. લગાર સાંત્વના આપવાના ઉદ્દેશથી તેણે માયાળુ સ્વરે કહ્યું ‘ તેમ હોવા છતાં આ બધું અટકળ સિવાય બીજું કંઈ નથી. કેવળ અટકળ પર આધાર રાખી આપણે કોઇ પણ પ્રકારનો નિશ્ચય કરી શકીએ નહિ. ’

પરન્તુ આ સાંત્વનાનાં વાકયો સાંભળ્યા છતાં સુમિત્રા કાંઇ બોલી નહિ એટલે વિમાનને ચટપટી થવા લાગી. સુમિત્રાની કોઇ પણ પ્રકારની લાગણી દુભવી પોતે શાંત રહી શકે એવી વિમાનની પ્રકૃતિ ન હતી. તેથી કોઈ કામ પ્રસંગે સુરમા બહાર ગઈ એટલે તેણે પશ્ચાતાપ ભર્યા કંઠે કહ્યું ‘સુમિત્રા, વગર સાબીતીએ સુરેશ્વરભાઇ પ્રત્યે સંશય રાખ્યો એ કૃત્ય કદાચ ગેરવ્યાજબી હોય પરન્તુ મને લાગે છે કે એ સંશય પ્રકટ કરતાં તમને માઠું લાગ્યું છે. મારી દલીલો ગમે તેટલી ખરી હોય તો પણ તમને માઠુ લાગે ત્યારે એ દલીલો મારે મન કોડીની થઇ પડે છે. હું બધું સહન કરી શકું પરન્તુ તમારી પ્રત્યેનું અશિષ્ઠ આચરણ સહન કરી શકું નહિ. પ્રત્યક્ષ રીતે તો નહિ જ પરન્તુ સંદેહવશ થઇને પણ નહિ. ’

એકાંત ઓરડામાં આ પ્રેમભર્યા વચનો સાંભળી સુમિત્રાના મુખ પર રતાશ ચઢી આવી. પ્રત્યક્ષ મૂર્તિમાં જે સહજ રીતે પ્રકટ થાય છે તે ઇસારા વડે ઘણી વેળા ખાસ વિશેષતા પ્રાપ્ત કરે છે. તેથી વરસાદના ફોરાંની માફક આ રસગંભાર વાકયોમાં પ્રેમનું અસ્તિત્વ અનુભવવામાં સુમિત્રાને વાર ન લાગી. તે બીજી બાજુએ જોઇ બેસી રહી.’

'મારી વાત સમજ્યાં.'

સુમિત્રાના શરીર પર ચંચળતાનું મોજું ફરી વળ્યું. તેણે બીજી બાજુથી નજર ખસેડ્યા સિવાય મૃદુ કંઠે કહ્યું. 'હા.'

કંપતા સ્વરે વિમાને કહ્યું 'ત્યારે તો એ પણ સમજી શકતાં હશો કે હું કેવા અધીરા હૃદયે માઘ માસની રાહ જોઈ દિવસો ગાળું છુ.'

આના જવાબમાં સુમિત્રાએ એક વાર પોતાનાં શરમાળ નેત્રો વિમાનવિહારી પ્રત્યે ફેરવ્યાં. ત્યાર પછી તેણે ધીમેથી કહ્યું ' એ બધી વાત મને કેમ કહો છો ?'

થોડી વાર ચુપ રહી વિમાન બોલ્યો. " કોઈ દિવસ તો મેં તમને કંઇ કહ્યું નથી. કેવળ આશામાં ને આશામાં બેસી રહ્યો છું. પરન્તુ આજ મારા મનમાં કોણ જાણે કેમ ચંચળતા વધી ગઈ છે. મનને હું કોઈ પણ રીતે સમજાવી શકતો નથી. "

સુમિત્રાએ ઉત્સુક નેત્રે વિમાન ભણી જોઈ પૂછ્યું, 'કેમ ?'

વિમાન જરા હસીને બોલ્યો. " તે તો સમજાતું નથી છતાં મનમાં અપ્રસન્નતા છવાઇ રહી છે એ તો નક્કી. જુઓને સુરેશ્વર ભાઇ જેવા માણસ ઉપર પણ મન વખતો વખત બળી ઉઠે છે. " ક્ષણિક મૌન જાળવી સુમિત્રા બોલી. " સુરેશ્વરભાઈને રૂમાલો પાછા આપું ? મને પણ લાગે છે કે રૂમાલ ભેટ આપ્યા એ તેમણે ગેર-વ્યાજબી કર્યું છે. "

આ સાંભળી વિમાને ગભરાતાં ગભરાતાં કહ્યું, "ના ના, સુમિત્રા, એમ કરતાં નહિ. એમ કરવાથી ભારે અન્યાય કર્યો ગણાશે. પ્રથમ તો સુરેશ્વરભાઇનો તમારા પર ખાસ ઉપકાર થયો છે. બીજું જો તે તમને પોતાની ટોળીમાં ભેળવવા માગતા હશે તો તેમનું તમારા પ્રત્યે આકર્ષણ પ્રબળ માનવુંજ જોઇએ. દરેક પોતપોતાનો પક્ષ જમાવવાનો પ્રયત્ન કરેજ. આપણે પણ કરીએ ને તે પણ કરે. તો પછી તેમાં સુરેશ્વરભાઇનો દોષ શું?'

જયાલક્ષ્મી અને શામલાલ સાથે પ્રમોદરાય એક મિત્રને ત્યાં ગયા હતા. સીડી પર તેનો પદરવ તથા કંઠધ્વનિ સંભળાવા લાગ્યો.

વિમાનવિહારીએ ધીમેથી કહ્યું. "સુમિત્રા, મેં તમને ખોટું લગાડયું હોય તો ક્ષમા કરશો. તો પણ એટલું ધ્યાનમાં રાખશો કે મેં જે કહ્યું નથી તેને મુકાબલે કહ્યું છે તે કંઇજ નથી!'

તરતજ શામલાલ, જયાલક્ષ્મી અને પ્રમોદરાય ઓરડામાં આવી પહોંચ્યાં.'

---

# પ્રકરણ ૧૦ મું

---

## વધુ વાતચીત

---

રાતના બાર વાગી ગયા છે. ઉદ્યોગી અમદાવાદ આખા દિવસના કોલાહલને અંતે અત્યારે શાંતિમાં સૂતું હતું. રાજમાર્ગ પર ગાડીઓના ગડગડાટ બંધ પડી ગયા છે. લોકોનો અવરજવર ઓછો થઇ ગયો છે. કેવળ કોઈ કોઈ વેળા ભોં ભોં કરી રાત્રિના શાંત વાતાવરણને ગજાવી મૂકતી દ્રુતગામી મોટર ગાડીઓ દોડતી જણાય છે.

સુમિત્રા અત્યારે પથારીમાં પડી પડી નિદ્રાદેવીની આરાધના કરતી હતી. પરંતુ નિદ્રાને બદલે ચિંતા દેવી આવીને તેને વ્યતિવ્યસ્ત કરી મૂકતાં હતાં. બીજે દિવસે મળસ્કામાં ઉઠવાનું હતું, તેથી તે ઉંઘને માટે વ્યાકૂલ થઇ હતી, પરંતુ ચિંતાદેવી એ કાર્યમાં વિઘ્ન નાખ્યાંજ કરતાં હતાં. સુમિત્રા વિમાનવિહારીનાં વચનો વિષે વિચાર કરતી હતી. આજ સંધ્યાકાળ સુધી વિમાનવિહારી તેની નજરે સાધારણ હતો. વિવાહનું તે એક ઉત્તમ પાત્ર હતો. અનેકને માટે તે દુર્લભ હતો. પરંતુ પોતાને માટે સુલભ હતો. એવો વિચાર અત્યાર સુધી વિમાન વિષે તે પોષી રહી હતી. આજે એકાએક એ વિવાહનું સત્પાત્ર પ્રેમમંદિરના પ્રણયી રૂપે

જાહેર થયું હતું. એ હવે કેવળ વડિલોની ચિંતાથી વસ્તુ રહી ન હતી તેથી સુમિત્રા મનમાં આજે પહેલીજ વાર તેની વાત ચર્ચી રહી હતી.

પ્રમોદરાય વગેરેના આકસ્મિક આગમનથી વિમૂઢ બની વિમાને કહ્યું હતું કે 'એ વાત યાદ રાખજો કે જે કહ્યું નથી તેને મુકાબલે કહ્યું છે તે કંઇજ નથી.' સુમિત્રા આ શબ્દો યાદ કરી વિચારતી હતી કે પિતાજી અર્ધો કલાક મોડા આવ્યા હોત તો વિમાનવિહારીને બધું કહેવાનો અવસર મળત. વિમાનવિહારી શું કહેવાનો હશે એ વાત તે અનાયાસે કલ્પી શકતી હોવાથી અત્યારે તે પોતાની જાતને વલ્લભાના આસન પર બેસાડી કલ્પના વડે નાના પ્રકારની સ્તુતિ સાંભળી રહી હતી.

પરંતુ આ માનસિક આરાધના અને પ્રાર્થનામાં આપત્તિ કરવા જેવું ન હતું છતાં મનના એક ઉંડા ભાગમાં શા માટે ચટપટી થતી હતી, તે સુમિત્રા સમજી શકતી ન હતી. વિમાનવિહારીનું આનુગત્ય સાધારણ રીતે ચોપડામાં જમા ખાતામાં પડતું છતાં તેને લાગતું હતું કે તેમાં કંઇ નુકસાન થઇ જાય છે. રોગ પ્રકટ થાય તે પહેલાં શરીરમાં જેમ તેનાં પૂર્વલક્ષણો પ્રકટ થાય છે, શરીર તૂટવા માંડે છે, આકળવિકળ થઇ જવાય છે, તેવી કંઇક સ્થિતિ સુમિત્રાની થઈ પડી હતી. એક જાતની લાગણી તો તે અનુભવી શકતી હતી પણ એ લાગણીનું સ્પષ્ટ સ્વરૂપ તેનાથી સમજી શકાતું ન હતું. એ સમયે અકસ્માત સુરેશ્વર યાદ આવ્યો. પરંતુ સ્વપ્નામાં જેમ અસંબંધ અનેક વાતો યાદ આવે છે તેમ સુરેશ્વરની સ્મૃતિ પણ એવી કોઈ અસંબદ્ધ વસ્તુ છે એમ સુમિત્રાને લાગ્યું. સીડી પાસે ઉભાં ઉભાં તેમની વચ્ચે જે વાતચીત થઇ હતી તે તેણે બરાબર તપાસી જોઇ; પણ તેમાં એવું અસાધારણપણું ન જણાયું કે તેને આશંકાજનક માની સંદેહ ઉપજાવી શકાય. મનમાં મનમાં જરા કુતૂહળ અનુભવી સુમિત્રાએ સુરેશ્વરની સ્મૃતિને રજા આપી.

પરંતુ બીજે દિવસે સંધ્યાકાળ વખતે નિમંત્રેલા માણસોમાં સૌથી

પહેલાં આવી સુરેશ્વરે કહ્યું 'જુઓ, આજે પણ મારો ઉત્સાહ બીજા કોઇ કરતાં ઓછો નથી, હું બધાની પહેલાં હાજર થયો છું.' ત્યારે કોઇ એક અજ્ઞાત, અકારણ સંભાવનાના ત્રાસથી સુમિત્રાનું હૃદય ખળ-ભળી ઉઠ્યું.

પરંતુ તરતજ તેણે એ વિહ્વળતા હાંકી કહાડી હસતે મુખડે કહ્યું 'બધાની પહેલા આવો એટલું ન ચાલે. બધાની પાછળ જાઓ ત્યારેજ જણાય કે આપનો ઉત્સાહ બધાથી વધારે છે.'

સુરેશ્વરે હસતા વદને કહ્યું, "એટલા બધા ઉત્સાહની સાબીતી આપવી એ સખત છે, પણ પ્રયત્ન કરવામાં શું જાય!'

એ વચનો સુમિત્રાને બહુ આનંદદાયક ન લાગ્યાં, પરંતુ તે શબ્દોનો જવાબ ન આપતાં તેણે કહ્યું, "આવો આપણે અંદર બેસીએ!"

ઓરડો શણગારવામાં આજે કચાશ રાખી ન હતી. તાજાં પુષ્પોની સુંગધથી સુરેશ્વરનું મન પ્રસન્ન થઈ ગયું. તે ફરતો ફરતો ફુલદાનીમાંનાં પુષ્પગુચ્છો નિહાળવા લાગ્યો.

સુરેશ્વરની પાછળ પાછળ ફરતી સુમિત્રા નવાઇપુર્વક આ બધું જોઇ રહી હતી. તેણે સુરેશ્વરને ફૂલો તરફ આકર્ષાતો જોઇ પૂછ્યું, "સુરેશ્વરભાઇ, આપને ફૂલ બહુ ગમે છે?"

સુમિત્રાનો પ્રશ્ન સાંભળી સુરેશ્વરે પાછળ ફરી કહ્યું, "એમાં શી નવાઇ! આપને શું નવાઇ લાગે છે?"

સુમિત્રા મંદમંદ હસતી બોલી. "હા જ તો"

"કેમ?"

"આપના જેવા કાજગરા માણસને છબી જોવાનું, ફૂલ સુંઘવાનું, ગાન ગાવાનું વગેરે બીનજરૂરી કામ કરતા જોઈ અમને કોણ જાણે શાથી નવાઇ જેવું લાગે છે."

સુમિત્રાનાં વચનો સાંભળી સુરેશ્વરે પ્રસન્ન વદને પૂછ્યું, "મને વધારે નવાઈ એ લાગે છે કે મારા જેવા એક સાધારણ માણસને

કાજગરો માણુસ માની લોકો નકામાં ઠગાય છે. મને એવો કઠોર કાજ-ગરો માણુસ કેમ માન્યો એ કહો જોઉં ?"

સુમિત્રાએ હસતા વદને કહ્યું, "કઠોર તો કહેતી નથી પરંતુ આપ કાજગરા માણુસ છો એ તો જણાઇ આવે છે."

સુરેશ્વરે કહ્યું, "પૃથ્વીપર એવી અનેક ચીજો છે કે તેને લોકો ઉલટી રીતે સમજે છે. તેનું દષ્ટાંત જુઓ પાસેના ઓરડા પરના ફળના માટીના નમુના. તે જોતાં તો અસલ ફળ કરતાં પણ સરસ દેખાય છે. પણ હથોડી વડે ટીપતાં છતાં તેમાંથી રસનું બિંદુ પણ ઝરવાનું નથી. મનુષ્યમાં પણ એવાં અનેક માટીનાં ફળો છે."

સુરેશ્વરની વાત સાંભળી સુમિત્રાએ પ્રસન્નતાપૂર્વક જણાવ્યું, "પરંતુ આપ કંઇ માટીના નમુના નથી. આપ તો છદ્મ માનવી છો."

સુરેશ્વરે ઉત્સાહપૂર્વક પૂછ્યું, "એ કેવી રીતે ?"

સુમિત્રાએ હસતા વદને કહ્યું, " આપ પોતાની જાતને બધી વેળા ઢાંકી રાખવાનો પ્રયત્ન કરો છો."

સુમિત્રાની વાત સાંભળી સુરેશ્વર ખડખડ હસી પડયો. તેણે કહ્યું, "તેથીજ શું તમે કાજગરો માણુસ ધાર્યો ?"

સુમિત્રાએ સ્મિત કરતાં કહ્યું, "કાજગરા માણસોજ પોતાને ગુપ્ત રાખે છે. આપ પોતાની જાતને ઢાંકી રાખવા માટે આટલી બધી ચેષ્ટા કરો છો તેથીજ હું ધારૂં છું કે આપ અતિશય કાજગરા માણુસ છો."

સુરેશ્વર હસતા વદને બોલ્યો, "પરંતુ હું કાજગરો માણુસ નથી. આપના અભિપ્રાય મુજબ તેનું દષ્ટાંત મેં હમણાંજ પૂરૂં પાડયું છે. નવરા માણુ-સોજ ફૂલ સુંઘે ખરૂંને ! તો પછી હું નવરો ખરો કે નહિ. આપને બીજી પણ સાબીતી આજેજ આપીશ કે જેથી આપ મને તદ્દન નવરો માણુસ ધારશો."

બીજી સાબીતી દ્વારા સુરેશ્વર શું કહેવા માગે છે તે થોડીવાર વિચાર્યા પછી તેણે ઉત્સુકતાપૂર્વક સુરેશ્વરને પૂછ્યું," બીજી સાબીતી શું તે કહો જોઉં ?"

સુરેશ્વરે કહ્યું, "બીજી સાબીતી તે ગાયન સાંભળવાની. આજે બધાં કામ છોડી આપનાં અનેક ગાયનો સાંભળીશ."

સુરેશ્વરની વાત સાંભળી સુમિત્રાના મુખપર રતાશ ફરી વળી. આ બે માણસની ઓળખાણ દરમિયાન સુરેશ્વરે કદી પણ તેની સમક્ષ ગાયન સાંભળવાની ઈચ્છા પ્રકટ કરી ન હતી. આજે એકાએક તેને આવો આગ્રહ પ્રદર્શિત કરતો જોઇ તેને નવાઇ કરતાં સંકોચ વધારે થતો જણાયો. પરંતુ તરતજ મનનો ભાવ દબાવી તેણે હસતા વદને પૂછયું, " હું ગાયન ગાઇ શકું છું એ આપને કોણે કહ્યું?"

સુરેશ્વરે કહ્યું, " કહ્યું તો કોઈએ નથી. પણ હું અનુમાન કરૂં છું કે આપ ગાઇ શકતાં હશો. છતાં પણ જો આપના તરફથી એવો જવાબ મળશે કે એ અનુમાન ખોટું છે તો હું મારી ભૂલ કબૂલ કરીશ."

પરંતુ આ વચનોનો જવાબ આપવા જેટલો સમય ન મળ્યો; ઓરડીમાં પેસતાંજ જયાલક્ષ્મીએ પ્રશ્ન કર્યો, 'અહો સુરેશ્વર, આટલા બધા વહેલા!'

સુમિત્રાની સાથે સુરેશ્વરને ઓરડામાં એકલો જોઇ જયાલક્ષ્મી મનમાં ખુશી થઈ નહિ. ઉપકારપ્રાપ્તિ અને તેને લીધે પેદા થએલી કૃતજ્ઞતાને લીધે સુરેશ્વર સાથે ઓળખાણ થઇ હતી છતાં પહેલેજ દિવસથી તે સુરશ્વરને પ્રસન્ન દૃષ્ટિએ જોતી ન હતી. તે એક અસહકારી છે એ જાણી સૌ પહેલાં તેના મનમાં તેના પ્રત્યે કંઇક અભાવ ઉત્પન્ન થયો. ત્યાર બાદ ઉત્તરોત્તર સુરેશ્વરની શક્તિ અને દૃઢતા નજરે પડતાં એ અભાવ વધતો ગયો. જયાલક્ષ્મી સુરેશ્વરની મનમાં મનમાં બીતી હતી અને અગ્નિ સાથેના ધુમાડાની પેઠે એ બીકની સાથે દ્વેષ પણ તેના હૃદયમાં ઉત્પન્ન થતો હતો. તર્કબુદ્ધિ જે સંદેહને કેવળ સંદેહજ ઠરાવે એ સંદેહને ખરો માની જયાલક્ષ્મી વારંવાર સંદેહ વશ બની જતી હતી. તેને બીક લાગતી હતી કે કદાચ વિમાન અને

સુમિત્રાના મેળાપનો રસ્તો કે જે પોતે અત્યાર સુધી યત્નપૂર્વક બાંધ્યે જતી હતી તેમાં સુરેશ્વર વિઘ્ન રૂપે આવી ન પડે. તેથી વિમાનની ગેરહાજરીમાં સુરેશ્વર અને સુમિત્રા એકત્ર રહે તે તેને પસંદ ન હતું. ”

જયાલક્ષ્મીનાં વચનો સાંભળી સુરેશ્વરે હસતા વદને કહ્યું, “વખતની અટકળ કરી શકયો નહિ. મેં તો એમ ધાર્યું હતું કે હું જ કદાચ બધા કરતાં મોડો થઈશ. પરન્તુ અહીં આવતાં તો તેથી ઉલટું જ જણાયું. ”

આ ખુલાસાથી સંતોષ ન પામતાં જયાલક્ષ્મીએ અતિ સંક્ષેપમાં પતવવા ખાતર સુમિત્રાને શામલાલને સુરેશ્વર પાસે મોકલવાનું કહ્યું.

શામલાલ બપોરે જમ્યાબાદ કામ સબબ બહાર ગયો હતો. જતી વેળા હું સાંજ પહેલાં આવી શકીશ નહિ એમ કહી ગયો હતો. તેને બોલાવવાનો હુકમ થતાં સુમિત્રાએ પૂછ્યું. “ મામા આવ્યા છે ? ”

“ હા, હમણાંજ આવ્યા, ”

સુરેશ્વરે સુમિત્રાને પુછ્યું “ કયાં ગયા હતા ? ”

સુમિત્રાએ કહ્યું “ તેઓને ભટકવાનું ઠેકાણું એક કયાં છે. બપોરના ગયા હતા તે હમણાંજ આવ્યા. ”

સુમિત્રાનાં વચનો સાંભળી સુરેશ્વરે જયાલક્ષ્મીને કહ્યું. “એટલી બધી ઉતાવળ કરવાની જરૂર નથી. જરા આરામ લેવા દો. ત્યારબાદ એકાએક તેના મનમાં આવ્યું કે કંઇ જરૂરી કામ સબબ જયાલક્ષ્મી સુમિત્રાને અંતઃપુરમાં મોકલવા માગે છે. તેથી તેણે સુમિત્રા સામુ જોઇ કહ્યું, “ આપને કામ હોય તો આપ અનાયાસે જઇ શકો છો. હું તે દરમિયાનમાં વિમાનભાઈને પકડી પાડું છું. ”

સુમિત્રાએ કહ્યું, “ ના, ના, આપને જવાની જરૂર નથી. તે કયે રસ્તે આવે તેનું ઠેકાણું નથી. મારે કંઇ કામ નથી. આપ નચિંત રહો. ”

જયાલક્ષ્મી સુરેશ્વર તરફ પીઠ કરી આંખનો કુટિલ કટાક્ષ કરી સુમિત્રાને કહેવા લાગી. “ પરન્તુ ઘરમાં તારી જરૂર છે. ”

સુમિત્રાએ એ કટાક્ષનો અર્થ સમજવાનો કંઈ પ્રયત્ન ન કરતાં પૂછ્યું, " શી જરૂર છે મા ! "

પુત્રી એકાએક આવો પ્રશ્ન કરી પોતાને વિપત્તિમાં આણી મૂકશે એવું જયાલક્ષ્મીએ ધાર્યું ન હતું. તેણે ધાર્યું હતું કે આંખના એકજ ઇસારાથી સુમિત્રા ચાલી જશે. તેથી કંઈ જરૂર ન દર્શાવી શકવાથી તેણે આજ્ઞા કરી " કપડાં બદલાવી આવ. "

સુમિત્રાએ નવાઈપૂર્વક પૂછ્યું. " કેમ ? "

" અષાડ મહિનામાં વ્હાઇટવે લેડલોની દુકાનેથી આણેલો ઈંગ્લિશ પોશાક પહેરી આવ. એ તને બહુ શોભે છે. "

જયાલક્ષ્મીની વાત સાંભળી સુમિત્રાનું મુખ લાલચોળ થઈ ગયું. એક બહારના માણસ સમક્ષ પહેરવાનાં કપડાં અને તેની શોભનશીલતા વિષે આવી ચર્ચા કરવી એ તેને અસભ્ય લાગ્યું. તે ઉપરાંત સુરેશ્વરનો સ્વભાવ સારી રીતે જાણતી હોવા છતાં જયાલક્ષ્મીએ તેને નિમંત્રણ કરી તેની સમક્ષ વ્હાઇટવે લેડલોની દુકાનનો નકામો ઉલ્લેખ કર્યો એ બાબત સુમિત્રાને બહું ખોટું લાગ્યું. આ વચનો વડે સુરેશ્વરનું તો અપમાન થયું પણ મારૂં પણ સાથે અપમાન થયું એવી લાગણી તેના મનમાં પેદા થઈ. પરન્તુ કંઈ જવાબ વાળતાં વળી વધારે અનિષ્ટ ચર્ચા ચાલે એવી શંકાથી તેણે સંયમ જાળવી કહ્યું, " ત્યારે તમે સુરેશ્વરભાઈ પાસે રહો. હું હમણાંજ કપડાં બદલી લાવું છું. પરન્તુ મને સહજ વાર થશે. "

જયાલક્ષ્મીએ પ્રસન્નતા પૂર્વક કહ્યું " ભલે વાર લાગે. હું તેમની પાસેજ છું ને ! "

વ્હાઇટવે લેડલોની દુકાનનાં કપડાં વિષેની વાતચીતથી સુરેશ્વર ગુસ્સે ન થયો. કારણ કે જયાલક્ષ્મીના સ્વભાવથી તે અત્યાર અગાઉ પરિચિત થઈ ગયો હતો. આથી આ કૌતુકપ્રદ આત્મપ્રચાર જોઈ તે ઉલટો આનંદ પામ્યો હતો. પરન્તુ જયાલક્ષ્મીની આજ્ઞામુજબ સુમિત્રા નિર્વિવાદે કપડાં બદલાવવા ગઈ ત્યારે તેના મનમાં આઘાત

થયો ખરો. તેને લાગ્યું કે મનશૂન્ય દેહને અનાયાસે વિદેશી કપડાં વડે શણગારતાં જેને જરાએ સંકોચ નથી તેને માધવીના પવિત્ર હાથે કાંતેલા સુતરના રૂમાલ ભેટ આપવામાં નકામો શ્રમ લીધો એટલુંજ. ગઇ કાલે તેના મનમાં આશાનું એક ઝાંખુ કિરણ પ્રકટ થયું હતું તે અત્યારે એક ક્ષણમાં ભૂસાઈ ગયું. અને થોડી વાર પહેલાં શરીર અને મનમાં જે ઉત્સાહ વ્યાપી રહ્યો હતો તે એક ક્ષણમાં ભાંગી પડયો. તેને એવો વિચાર થયો કે સુમિત્રા આવે તે પહેલાં જતો રહું તો સારૂં. પણ છેવટે ધૈર્યશીલ વૈદ જેમ આશાહીન અવસ્થામાં પણ રોગીને છોડતો નથી તેમ સુરેશ્વરે પણ ઠેઠ સુધી રહેવાનો ઠરાવ કર્યો.

જયાલક્ષ્મીએ કહ્યું “ છોકરી એવી સાદી છે કે કદી પણ સારી ચીજ પહેરવાઓઢવામાં સમજતી જ નથી. કેવો સુંદર પોશાક છે! પણ હજુ તેણે બે દિવસ સિવાય વધારે દિવસ પહેર્યો જ નથી. એની કિંમત શી પડી છે તેની ખબર છે સુરેશ્વર ? ”

આવા ખુલ્લા પ્રશ્નથી પણ સુરેશ્વરની ચમક ન ભાગી. તે સ્પૃહાહીન નેત્રે જોઈ રહ્યો હતો.

થોડીવાર સુધી સુરેશ્વરના પ્રશ્નની રાહ જોયા બાદ જયાલક્ષ્મીએ કહ્યું, “એક સો વીસ રૂપીઆ !”

---

# પ્રકરણ ૧૧ મું

## પ્રિય–અપ્રિય ચર્ચા

થોડીવારમાં અનુક્રમે શામલાલ, સુરમા, વિમળા, વિમાનવિહારી અને તેના બે ભાણેજો વગેરે ત્યાં આવી પહોંચ્યાં.

વાતવાતમાં અસહકારની વાત ચાલી. કોંગ્રેસના સ્વયંસેવકદળ વિષે ચર્ચા થવા લાગી.

વિમાનવિહારીએ કહ્યું: "ગમે તેમ કહો તોપણ વગર વિચાર્યે એટલાં બધાં માણસોની દળમાં ભરતી કરવામાં આવે છે કે કેવળ આ એકજ દોષ ખાતર આપની ચળવળ મારી જશે એમ મને લાગે છે. અશિક્ષિત સૈન્ય કેવળ આક્રમણ માટે જ નકામું નથી પણ આત્મરક્ષણ માટે પણ તેટલું જ નકામું છે. જર્મન લડાઈ તો હજુ હમણાં જ બંધ પડી છે. અસંખ્ય જર્મન સૈનિકો જ્યારે વાવાઝોડાની માફક બેલ્જીઅમ ઉપર આવી પડયા હતા, ત્યારે ઇંગ્લાંડમાંથી કારકુનો અને વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં અને હિંદમાંથી અસંખ્ય ભિખારીઓને તેની સામે મોકલવામાં આવ્યા હોત તો કંઇ સરત ખરૂં? આવડી મોટી જીવસટોસટની લડાઈ વખતે પણ અશિક્ષિતને શિક્ષિત કરવા જેટલા સમય સુધી રાહ જોવી પડી હતી. તેમ ન કરવામાં આવ્યું હોત તો નકામો લોકક્ષય થાત, પરિણામ કંઇ ન આવત."

વિમાનનાં વચનો સાંભળી થોડીવાર ચુપ ગયા બાદ સુરેશ્વરે હસતા વદને કહ્યું: "વિમાનભાઈ, કોઈ દૃષ્ટાંત બધા વખતને માટે બધી સ્થિતિમાં ઉપયોગી માની શકાય નહિ. આપે જે વાત કહી તે જર્મન લડાઇને માટે ઉચિત છે, પણ તેજ દૃષ્ટાંત હિન્દની વર્તમાન પરિસ્થિતિને પણ બરાબર લાગુ પડશે એમ ધારો છો કે? બે દૃષ્ટાંત લઈ જુઓ. ઘરમાં આગ લાગી હોય તે વખતે ઘરનાં બધાં માણસો નદી કિનારે જઈ પાણી ભરવાની તેમ રેડવાની કેળવણી લેવા બેસે તો શું ઘર બચે ખરૂં? ઘરમાં લૂટારા પડયા છે, લૂટ શરૂ થઈ છે. તે વખતે ઘરનો માલીક એક ઓરડામાં પેસી જઈ, ઓરડાનાં કમાડ વાસી દઇ, પોતપોતાનાં પુત્રપૌત્રાદિને પટ્ટાબાજી શીખવવા બેસે તો એ વર્તણુંકને તમે કેવી ગણો?"

સુરેશ્વરનાં દૃષ્ટાંતો સાંભળી કોઈ કોઈ ખડખડ હસી પડયાં. વિમાને હસતા વદને કહ્યું: "આ લોકોનાં હાસ્ય પરથી જ સમજી શકો છો કે એવી વર્તણુક હાસ્યકર જ થઈ પડે. પરંતુ તેથી કંઈ એમ સિદ્ધ થતું નથી કે લૂટારા પડે કે તરતજ બૂમાબૂમ કરી મૂકી આખી

શેરી ભેગી કરવાથી સગવડ મળે છે. તેથી તો ઉલટી ગડબડ વધી જાય છે અને એ ગડબડ લૂટારાઓને તક આપે છે. ઘરમાં આગ લાગે તો પાડોશીઓ આવી શું કરે છે તે જાણો છો? તેઓ બધી ચીજો આગમાંથી બચાવી પોતપોતાના ઘરમાં જઇ ભરે છે. જો એ બધી ચીજો બળી ભસ્મ થઈ ગઈ હોત તો રાખ પણ પડી રહેત! પણ આતો રાખેય રહી નહિ."

વિમાનની વાત સાંભળી શામલાલ બહુ ખુશ થઈ ગયો. તે વિમાનને શાબાસી આપતો બોલ્યોઃ " શાબાશ! ખૂબ કરી!! વળી અહીં તો આગ લાગી નથી. આગ લાગી છે, આગ લાગી છે એવો ભય બતાવી તેઓ ગૃહસ્થનું ઘર ખાલી કરતા ફરે છે! દેશના લોકોને છળકપટથી ભોળવી ફંડ ઉભું કરે છે. દશ વીશ લાખ રૂપીયા ભેગા કરી પછી મૌનવ્રત ધારણ કરી બેસે છે."

સુરેશ્વરનું મન ખળભળી ઉઠયું હતું. તેમાં પણ શામલાલનો આ ગંદો આક્ષેપ સાંભળી તેની શાંત પ્રકૃતિમાં એકાએક રુદ્ર તેજનો સંચાર થયો. પરન્તુ સુમિત્રાને શામલાલનાં વચનોથી ગુસ્સે નહિ થવાનું વચન આપ્યું હોવાથી તેણે પોતાનો બધો ગુસ્સો મહા મહેનતે સંભાળી લઈ લાલચોળ મુખડે જવાબ આપ્યો, "આપે કદી હિસાબ માગ્યો હતો કે?"

પ્રશ્ન સાંભળી શામલાલના મુખમાંથી એક વચન પણ સર્યું નહિ. ત્યારબાદ ગંભીર વિસ્મય અને વિરક્તિ સાથે આંખો ચઢાવી તેણે મોટે સાદે કહ્યું: "હું હિસાબ માગું? એ શું બોલ્યા? મેં કદી એકેય પૈસો આપ્યો હોય ત્યારે ને? હું તો એક ગવર્નમેન્ટ ઓફિસર છું. શું મને મારી જવાબદારીનું ભાન નહિ હોય?"

સુરેશ્વરે દઢ સ્વરે કહ્યું, "ધારી લઇએ કે છે. પરન્તુ એક પૈસો આપ્યા સિવાય હિસાબની વાત કયા અધિકારની રૂએ કરી શકો છો?"

શામલાલ એકાએક ચોગણા વેગથી સળગી ઉઠયો. તેણે કઠોર

સ્વરે કહ્યું: "શા માટે ન કરી શકું ? અલબત કરીશ જ. પાંચસો વાર કરીશ ! મેં ફાળો નથી આપ્યો તેથી શું કંઇ દેશના પૈસાનો હિસાબ માગવાનો અધિકાર જતો રહ્યો ?"

સુરેશ્વરે તેવાજ દૃઢ અવાજે કહ્યું "હું તો કહું છું કે આપને એ અધિકાર છે. પરન્તુ હિસાબ માગવો એટલે જે રૂપીઆ એકત્ર થયા છે તે જે ઉદ્દેશથી એકત્ર કરવામાં આવ્યા છે તે ઉદ્દેશમાં વપરાય છે કે નહિ અને બાકી રહેલા પૈસા સુરક્ષિત છે કે નહિ તે જાણવું. આપ એક સરકારી અમલદાર થઈ શું એમ કહેવા માગો છો કે પૈસા ચોરાયા સિવાય જે ઉદ્દેશ ખાતર એકત્ર થયા છે તે ઉદ્દેશ પાર પાડવા માટે વપરાય છે કે નહિ ? શું એ પ્રશ્નનો જવાબ હામાં મળે તો આપ ખુશી થાઓ ખરા ? "

સુરેશ્વરનો આ પ્રશ્ન સાંભળી શામલાલ એક વાર જયાલક્ષ્મી તરફ અને બીજી વાર વિમાન તરફ જોઈ બોલ્યો, "તે તો હું કદી કહીશ નહિ. તમારા પ્રશ્નનો જવાબ આપવો એ કંઈ મારી ફરજ નથી એ તમે ખાસ યાદ રાખશો " એમ કહી તે જયાલક્ષ્મી તથા વિમાન તરફ જોઈ હસી પડયો.

આ વખતે સુરેશ્વરને પણ હસવું આવ્યું. તે નરમ અવાજે બોલ્યો "ના ના, આપની એ કંઇ ફરજ નથી. આપની ઇચ્છા હોય તોજ પ્રશ્નનો જવાબ આપશો. નહિ તો કંઈ નહિ. " ત્યાર પછી તે વિમાન તરફ જોઇ બોલ્યો, "બરાબર પસંદગી કરી લોકોની ભરતી કરતાં ખૂબ પસંદ કરનારાઓનેજ સ્વયંસેવક દળમાં આવી ઉભું રહેવું પડે એવી અત્યારે દેશની સ્થિતિ છે ! અને બધા કરતાં વધારે આશાહીન કોની પાસે થવું પડે છે તે જાણો છો ? દેશના કેળવાએલા વર્ગ આગળ અમે તદ્દન હતાશ થઇ જઇએ છીએ. બહુજ દુઃખપૂર્વક મહાત્મા ગાંધીજીએ તેમની મદદની આશા છોડી દીધી છે. "

વિમાને કહ્યું. "પરન્તુ મને એમ લાગે છે કે દેશનો શિક્ષિત

વર્ગ જો આપની આ ચળવળને જીવનમાં ઉતારી શકતો ન હોય તો તે આ ચળવળની વિરુદ્ધની વાત થઇ કહેવાય. માથાની સાથે પગ સંગતિ ન રાખે અને પોતાની મેળે આગળ વધવા માગે તો તે અવશ્ય શરીરને દૂર ઘસડી જશે ખરા પણ તેનો રસ્તો કદાચ સત્યાનાશનો પણ હોય ! વળી આ અસહકારની પદ્ધતિ મને લાગે છે કે હિંદના સ્વભાવવિરુદ્ધ છે. હિંદની જમીનમાં એ પદ્ધતિ ખિલી નીકળશે નહિ. આપણા ભક્તિરસથી લદબદતા દેશમાં વૈરાગ્ય હારી જશે એ નક્કી છે. આપણે માણસની સાથે કજીઓ કરી શકીએ, પણ તેને છોડી રહી શકીએ નહિ. એ આપણા ધર્મવિરુદ્ધ છે."

આ વખતે સુરમાએ વચ્ચે પડી કહ્યું. "વિમાનભાઈ, હવે તો તમારી કચકચ અમારાથી સહન થતી નથી. જો હવે વધારે ચાલશે તો અમારે નાસી જવું પડશે."

જયાલક્ષ્મી અત્યારસુધી મુંગી બેઠી હતી. એક પેન્શનર મેજીસ્ટ્રેટના મકાનમાં એક સરકારી અમલદારની સાથે એક અસહકારી માણસ પોતાના પક્ષની ચર્ચા કરે એ તેને અણગમતું થઈ પડયું હતું અને સુરેશ્વરની આ બેઅદબી ખાતર પ્રતિક્ષણે તેનો ગુસ્સો વધતો જતો હોવા છતાં કેવલ અતિથિસત્કારની ભાવના જ તેને સંયમમાં રાખી રહી હતી. સુરમાનાં વચનો સાંભળી તેણે કહ્યું, "આજે તો એવા નમાલા વિષયની ચર્ચા છોડી કંઈ આનંદની વાત કરો તો સારૂં."

વિમાને હસતા વદને કહ્યું, "આ વિષય કંઇ નમાલો ન ગણાય. આખો દેશ જેની ચર્ચા કરે છે તે વિષય તુચ્છ હોય ખરો ? છતાં આજ તો એ વાત જવા દઇએ એ ઠીક છે. વારૂ વિમળા, કંઈ ગાઓ જોઇએ."

ત્યાર પછી તેણે સુરેશ્વરને સંબોધી કહ્યું, "સુરેશ્વરભાઈ, આપે કદાચ વિમળાનું ગાયન કદી નહિ સાંભળ્યું હોય !"

ગાયન સાંભળવાનો ખાસ આગ્રહ લઇને જ સુરેશ્વર આજે અહીં આવ્યો હતો, પરંતુ હવે તેના ઉત્સાહહીન ચિત્તમાં લગારેય ઉત્સાહ રહ્યો ન હતો. તેથી તેણે અનુત્સાહપણે કહ્યું. "ના"

ત્યારે સાંભળો; વિમળા બહુ સુંદર ગાય છે."

વિમળાએ શરમાઇ જઇ કહ્યું, "આપ વિમાનભાઇની વાત ખરી માનતા નહિ. હું જરાય સારૂં ગાઈ શકતી નથી!"

શામલાલે મનમાં નિશ્ચય કર્યો હતો કે સુરેશ્વર સાથે હવે વાત ન કરવી; પરંતુ અકસ્માત એ વાત વિસરી જઈ તે બોલી ઉઠયો, "તમે લોકો વળી ગાયનમાં તે શું સમજો! રાગરાગિણીનું તો ભાન ન હોય ત્યાં ગાયનમાં શું સમજાય. તમને તો 'વંદેમાતરમ્' સારૂં લાગે."

સુરેશ્વરે પુલકિત થઇ કહ્યું, "વંદેમાતરમ્'નું ગાયન શું આપને સારૂં ન લાગે?"

સુરેશ્વરનો પ્રશ્ન સાંભળી શામલાલ થોડીવાર તેના સામું જોઈ રહ્યા. ત્યાર પછી દાંત કચમચાવી બોલ્યો, "ના, સારૂં નહિ જ લાગે! જાણે કેમ મારી જુબાની લેતા ન હો! હું શું સાક્ષીના પાંજરામાં ઉભો છું! તમારી સાથે વાત કરવી એ પણ મોટી મુશીબત છે!"

શામલાલનાં વચનો સાંભળી બધાં ખડખડ હસી પડયાં.

સુરેશ્વરે શાંતિપૂર્વક કહ્યું, "એ મુશ્કેલીમાં આપ ઇરાદાપૂર્વક વારંવાર પડો તેમાં મારો શો અપરાધ?"

શામલાલે કહ્યું, "તમે વચનો વડે વચનો તોડી મનગમતી વાત કઢાવી લેવા માગો છો! કાયદો ભણ્યા લાગો છો?"

વળી એક હાસ્યતરંગ ઓરડામાં ફરી વળ્યો.

સુરેશ્વરે હસતા વદને કહ્યું, "મને તો આપ અસહકારી માનો છો; તો પછી મારાથી 'કાયદો' શી રીતે ભણાય?"

વિમાને સુરેશ્વરના કાનમાં કહ્યું, "આ ફારસ માટે આપને ધન્યવાદ આપું છું. હવે ગાયન શરુ થવા દો."

સુરેશ્વરે ધીમેથી કહ્યું, "ભલે, થવા દો."

વિમાને વિમળા તરફ જોઈ કહ્યું, "હવે વખત ગુમાવશો એ નહિ ચાલે, ગાયન શરૂ કરો."

વિમલાએ સંકોચ પામતાં કહ્યું, "સુમિત્રા બ્હેનને આવવા દો, તે ગાશે."

સુમિત્રાનું નામ સાંભળતાં જ બધાને એ વાત યાદ આવી કે અત્યાર સુધી જેને માટે આ સમારંભ થાય છે તેજ ગેરહાજર રહેલ છે. જયાલક્ષ્મીએ સહેજ નવાઇ પામી કહ્યું, "તે અત્યાર સુધી શું કરે છે? એક કલાક થયાં ગઈ છે ને! જા તો વિમળા, તેને બોલાવી લાવ."

ગાયન ગાવાની ફરજમાંથી મુક્તિ મળતાં વિમળા દરખભેર દોડી; પરન્તુ થોડે દૂર જતાં જ સુમિત્રા સામી મળી.

ઉજ્વલ વિદ્યુતનાં પ્રકાશમાં સુમિત્રાની પ્રસન્ન મધુર મૂર્તિ જોઈ બધાં મુગ્ધ થઈ ગયાં. કેવળ બે માણસોના વિસ્મયની સીમા ન રહી!

જયાલક્ષ્મીએ આંખો ફાડી પૂછયું, "આ શું સુમિત્રા!"

સુરેશ્વરે તેથી પણ વધારે નવાઇ પામી કહ્યું, "ખરેખર! આ કેવી નવાઈ!"

સુમિત્રા મંદ મંદ હસતી બોલી, "કેમ? એમાં નવાઇ શી લાગે છે?

---

## પ્રકરણ ૧૨ મું

---

## કૃતજ્ઞતા બતાવી

---

લુગડાં બદલવાને બહાને જયાલક્ષ્મી અને સુરેશ્વર પાસેથી છુટી પડી સુમિત્રા સીધી પ્રેમોદરાય પાસે જઈ પહોંચી. પ્રમોદરાય પોતાના ઓરડામાં આરામ ખુરશી પર આંખો મીચી પડયા હતા. પગરવ

સાંભળી તેમણે આંખો ઉઘાડી સુમિત્રાને આવેલી જોઇ પૂછ્યું. "કેમ બેન, કંઇ કામ છે ?"

સુમિત્રા પિતાના મસ્તક તરફ જોઇ ઉભી રહી ખુરશી પર હાથ ટેકવી રાખી બોલી. "પિતાજી, આજે મને એક ખાદીનો સૂટ ભેટ આપશો ? વધુ કિંમત નહિ પડે પિતાજી; સાડી અને બ્લાઉસ બંનેના મળીને સાતથી આઠ રૂપીઆ થશે."

થોડી વાર વિચાર કરી પ્રમોદરાયે કહ્યું. "પૈસાને માટે તો કંઈ સવાલ નથી પરન્તુ તારી માને એ પસંદ પડશે ?"

સુમિત્રાએ કહ્યું, "મારી માને તો ખચિત પસંદ નહિ જ પડે. પરન્તુ મને બહુ ઇચ્છા થઈ છે. ખાદીની સાડી પહેરવી એ શું ગુનો છે કે આ વિનંતિ કરવી એ અનુચિત લેખાય ? જો તેમ હોય તો હું આ વાત જતી કરવા તૈયાર છું."

પ્રમોદરાય મંદ મંદ હસતા સ્નેહશીલ અવાજે બોલ્યા, "બેન, તારી આ માગણીમાં જરા પણ ગેરવાજબીપણું નથી. પોતાના દેશમાં તૈયાર થએલું કાપડ વાપરવું એમાં જો અન્યાય લેખાય તો પછી પરદેશનું કાપડ વાપરવા જેટલું પાપ હું બીજે કયાંય જોતો નથી. પરન્તુ તારી મા આ બાબતમાં વિચાર કરવા ઇચ્છતી નથી એ જ મોટા દુઃખની વાત છે" એમ કહી તેઓ કાંઇક વિચાર કરવા લાગ્યા.

સુમિત્રા થોડી વાર શાંતિથી ઉભા રહ્યા બાદ બોલી, "તો પછી જવા દો એ વાત. ખાદીનાં કપડાં ઘરમાં લાવવાથી જો ઘરની શાંતિમાં ભંગ થતો હોય તો એનું કંઇ કામ નથી."

પ્રમોદરાય મનમાં મનમાં જયાલક્ષ્મી સાથે કાલ્પનિક ચર્ચા કરતા હતા. ખાદીના વ્યવહારની તરફેણમાંની દલીલો જેમ જેમ જયાલક્ષ્મી ઉવેખતી હતી તેમ તેમ તેઓ અબુઝ જયાલક્ષ્મી પ્રત્યે મનમાં મનમાં ગુસ્સે થતા જતા હતા. એવે વખતે સુમિત્રાના શબ્દો તેના કાનમાં ગયા કે તરત તેણે કર્કશ સ્વરે કહ્યું, "ના, ના, શા માટે એમ કરવું ? તારી માની દલીલો તદ્દન વજુદ વિનાની છે."

જયાલક્ષ્મી પ્રત્યે આ અકારણ ક્રોધ પ્રગટેલો જોઈ સુમિત્રા હસી પડી; તે બોલી, "મા તો અહીં કંઇ કહેવા આવી નથી પિતાજી !"

પ્રમોદરાય જરા ભોંઠા પડી હસતા મુખે બોલ્યા, "કહેવા આવી નથી, પરંતુ હું તેને બરાબર ઓળખું છું. જે બનવાનું હોય તે ભલે બને. પછીથી જોઈ લેવાશે. પરંતુ અત્યારે તો રાત પડવા આવી છે. આ વખતે ખાદીનો સૂટ ક્યાંથી મળશે?"

સુમિત્રાએ કહ્યું, "પિતાજી ! હમણાં તો દિવાળીનો સમય છે એટલે દુકાનો મોડી રાત સુધી ઉઘાડી રહે છે. રાયપુરની કોઈ એક સ્વદેશી દુકાનેથી દશ મિનિટમાં માલ લાવી શકાશે.'

તરત જ પ્રમોદરાયે ઘરના મુનિમને બોલાવી બજારમાંથી ખાદીનાં વસ્ત્રો ખરીદવાનો હુકમ આપ્યો.

સુમિત્રાએ મુનિમને કહ્યું, "રમેશભાઈ, પંદર મિનિટમાં આવવું જોઈએ. વળી જુઓ, સાડીનો રંગ ધોળો જોઇએ. નકશીદાર કે રંગીનની જરૂર નથી. ઉપરથી જોતાં જ ખાદી લાગે. મદુરાની સાડી માની કોઇ ભૂલ ન કરી બેસે તેવી જોઈએ."

રમેશ ગયો એટલે પ્રમોદરાયે સુમિત્રાના મુખ સામું જોઇ કહ્યું, "સુમિત્રા, સુરેશ્વર આવ્યા છે કે નહિ?"

ખાદીના પ્રસંગ પછી તરત જ સુરેશ્વરનો પ્રસંગ નીકળતાં સુમિત્રાના ગાલ પર રતાશ તરી આવી. ખાદીના પ્રસંગમાંથી જ પ્રમોદરાયને સુરેશ્વર યાદ આવ્યો છે અને પોતાના ખાદી પહેરવાના આગ્રહ સાથે પોતાના પિતા સુરેશ્વરને કોઈ પણ રીતે જોડે છે એ સંશય સુમિત્રાના મનમાં પેદા થતાં જ તેને એક પ્રકારનો સંકોચ જણાવા લાગ્યો. તેણે મંદ અવાજે કહ્યું, "હા આવ્યા છે." તે જવાબની રાહ જોયા સિવાય ત્યાંથી ધીરે ધીરે જતી રહી.

આ ટુંકો જવાબ સાંભળી પ્રમોદરાય જરા ચિંતાતુર થઈ ગયા. સુરેશ્વર તો આવવાના જ હતા. તેમાં અસાધારણપણું કંઈ ન હતું. પરંતુ

મનમાં એક પ્રકારનો કાર્યકારણનો યોગ કલ્પી પરીક્ષા માટે પ્રશ્ન કરતાં સંશયગ્રસ્ત જવાબ મળતાં તેણે કલ્પેલી શંકા જાણે સત્યરૂપે પ્રતીત થવા લાગી. તેને લાગ્યું કે ઇશાન ખુણામાંના એક નાનાં વાદળાંની માફક તેના સંસારમાં આ ખાદી અને સુરેશ્વરનો આવિર્ભાવ શુભચિહ્ન નથી. કદાચ એક પ્રકારનાં વાવાઝોડાની ભવિષ્યવાણી છે.

સુમિત્રા મુનિમની રાહ જોતી પોતાના ખાનગી ઓરડામાં જઈ બેઠી. પ્રમોદરાયના પ્રશ્નથી તેના મનમાં સંકોચના રૂપમાં જે કંઇ ઉપસ્થિત થયું હતું તે ધીમે ધીમે રૂપાંતર પામી કંટાળો અને પશ્ચાત્તાપનું રૂપ ધારણ કરવા લાગ્યું. પોતાની માતાના મત વિરૂદ્ધ ખાદી પહેરવી એ સુરેશ્વરના પ્રભાવની તાબેદારી સ્વીકારવા જેવું છે એ વિચાર તેના મનમાં આવતાં જ તેનું અધીરૂં, ભાવનાશીલ હૃદય એકાએક સુરેશ્વર વિરૂદ્ધ બંડ ઉઠાવવા લાગ્યું. તેને લાક્યું કે આવાં નજીવાં કારણોથી ઉશ્કેરાઇ ખાદી પહેરવી એ એક પ્રકારની દુર્બળતા ગણાય; અને હું જ્યારે બધાને વિસ્મય પમાડી ખાદીના પોશાકથી સજ્જ થઇ ડ્રોઇંગ રૂમમાં જઈ ઉભી રહીશ ત્યારે સુરેશ્વરના વિજયી મુખ પર સંતોષની કેવી રેખાઓ ફુટી નીકળશે ? આ વિચાર મનમાં આવતાં જ આ કલ્પિત દુર્બળતાને જીતવાનો નિશ્ચય કરી તેણે પોતાનો કબાટ ઉઘાડયો અને તેમાંથી જયાલક્ષ્મીએ સૂચવેલો વ્હાઇવે લેડલોની કંપનિમાંથી ખરીદેલો ફેશનેબલ પોશાક બહાર કાઢી પહેરી લીધો. પરન્તુ જ્યારે તે પોતાનો પોશાક કેવો લાગે છે તે જોવાને દિવાલ પર લટકાવેલા અરીસા તરફ ગઈ ત્યારે તેને એ પોશાકનો આડંબર જોઈ અતિશય શરમ આવી. તેનું ઉદ્ધત ચિત્ત તદ્દન મંદ પડી ગયું; તેને લાગ્યું કે મારા પોતાના જ ઘરમાં કુટુંબના સંમેલનમાં આટલો બધો ભપકો ન શોભે. તે એક ખુરશી પર બેસી ગઈ. ઉંડી ચિંતામાં પડી આ વિચાર પર ચિંતન કરવા લાગી.

સુરેશ્વરની તરફથી આ પ્રશ્નનો વિચાર કરતાં તેને જણાયું કે

ખાદી પહેરવામાં તેના પ્રત્યે શિષ્ટાચાર સિવાય હું બીજું કંઈ દર્શાવતી નથી. તે એક ચુસ્ત સ્વદેશી છે. તેણે મહા પ્રયત્ને તૈયાર કરાવી સ્વદેશી રૂમાલ ભેટ આપ્યા છે. તે આજે મારે ઘેર અભ્યાગત રૂપે આવેલા છે. માટે વિલાયતી વસ્ત્ર પહેરી તેના હૃદયને આઘાત પહોંચાડવો તેના કરતાં સ્વદેશી વસ્ત્ર પહેરી તેને જરા સંતોષ આપવો એ થોડી સદ્‌ગૃહસ્થાઈ સિવાય બીજું કંઈ નથી. તેમાં વળી સુરેશ્વરના પ્રભાવની તાબેદારી કયાં આવી ?

અચાનક તેના મનમાં અગાઉ સીડી ઉતરતાં સુરેશ્વર સાથે થએલી વાતચીત અને તે વખતે તેની પ્રસન્ન મૂર્તિ યાદ આવી. સુમિત્રાએ તીક્ષ્ણતાપૂર્વક વિચારી જોયું કે સુરેશ્વરના તે વખતના ચહેરા પર કૃતજ્ઞતા અને આનંદ સિવાય બીજું કંઈ જણાતું ન હતું અભિમાન કે દંભની રેખા માત્ર માલુમ પડતી ન હતી. આ નજીવી બાબતથી હર્ષ પામેલાં તેનાં નયનો આજે મને સર્વાંગે ખાદીનો પોશાક પહેરેલો જોઈ કેટલાં પ્રફુલ્લ થશે ? આ વિચાર તેના મગજમાં અસ્પષ્ટ આકારમાં આવતો જતો હતો ત્યાં એક ચાકરડીએ આવી કહ્યું, " બ્હેન મુનિમજીએ આ બંડલ આપ્યું છે. "

સુમિત્રાએ બંડલ લઇ, એકાદ ક્ષણ વિચાર કરી, તરત જ એ બંડલ તોડ્યું અને એકદમ એ વસ્ત્રો પહેરી લઈ દર્પણ પાસે જઈ ઉભી. પોતાના સ્વાભાવિક રીતે જ સુંદર શરીર પર બંધ બેસતો સાદો પોશાક જોઈ તેને બહુ સંતોષ થયો. તેણે વિલાયતી પોશાક કબાટમાં મૂકી દીધો અને ઉતાવળે પગલે પ્રમોદરાય પાસે આવી તેનો આશીર્વાદ માગ્યો. પ્રમોદરાયે બે હાથ વડે અંતઃકરણ પૂર્વક આશીર્વાદ આપ્યા.

સુમિત્રાએ કહ્યું, " પિતાજી હું ડ્રોઈંગ રૂમમાં જાઉં છું તમે પણ જલદી આવજો. વાર લગાડશો નહિ. મને લાગે છે કે બધાં આવી ગયાં છે. " એમ કહી તે દિવાનખાના તરફ દોડી.

સુમિત્રા ગયા બાદ પ્રમોદરાય થોડીવાર ચિંતાતુર ચહેરે ઉભા

રહ્યા. એવામાં એકાએક તેને સૂઝયું કે જયાલક્ષ્મી અને બીજાં બધાંના હુમલામાંથી સુમિત્રાનો બચાવ કરવો પડશે. આ વાત યાદ આવતાંજ તેઓ દિવાનખાના તરફ રવાના થયા.

---

## પ્રકરણ ૧૩ મું

---

## જન્મદિવસ

---

નવીન વસ્ત્રથી સજ્જ થઈ સુમિત્રાને દિવાનખાનામાં પ્રવેશ કરતી જોઇ જયાલક્ષ્મી અને સુરેશ્વરને નવાઇ લાગી તેનું કારણ શામલાલ પ્રથમ સમજી શકયો નહિ. પરન્તુ તરત જ તેના વસ્ત્રો તરફ ખેંચાતાંજ તે ખુરશી પરથી ઉભો થઇ સુમિત્રાની સાડીનો છેડો હાથમાં લઇ તપાસતો તપાસતો બોલ્યો, “ ઓહો ! આ તો ખાદી જણાય છે ! ’

સુમિત્રાએ હસતાં હસતાં કહ્યું, “ હા. દેશી કાપડ છે. ”

સુરેશ્વર તરફ દૃષ્ટિપાત કરી શામલાલે કહ્યું, “ આ પણ તમારી સાળમાં વણેલું છે કે શું ? ”

સુરેશ્વર કંઇ જવાબ આપે તે પહેલાં સુમિત્રાએ જવાબ આપ્યો, “ના, ના, એ તેમની સાળ પર શા માટે વણાએલું હોય? આ તો આજે મને પિતાજીએ ભેટ આપી છે. ”

સુમિત્રાની વાત સાંભળી જયાલક્ષ્મી વિસ્મય અને વિરક્તિ સૂચક સ્વરે કહેવા લાગી, “ તેણે તને ભેટ આપી ? આ ભેટ ખરીદી કયારે ને વળી આપી કયારે ? ”

સુમિત્રાને લાગ્યું કે આ પ્રશ્નનો જવાબ ન આપતાં આ પ્રસંગ અહીંથીજ બંધ કરવો. પરન્તુ પ્રમોદરાય આવે એટલે આ વાત ફરીથી ન ઉખળે એ ખાતર તેણે સવિસ્તર હકીકત કહી સંભળાવતાં કહ્યું, “

અહીંથી ગયા બાદ હું સીધી પિતાજી પાસે ગઈ અને તેમની પાસે ખાદીનો સટ ભેટ મળવાની ઇચ્છા દર્શાવી. તેથી તેમણે મને આ બધું મંગાવી આપ્યું. ”

સુમિત્રાની વાત સાંભળી જયાલક્ષ્મીના હૃદયમાં આગ સળગી. તેને એવી ઇચ્છા થઈ કે આ હઠીલી દીકરીને અહીંને અહીં ખૂબ બોલ બોલી સંભળાવું. પરંતુ આટલાં બધાં માણસો સમક્ષ, ખાસ કરીને વિમાનવિહારી સમક્ષ, એક પ્રકારનો કજીઓ કરી દેખાડવો એ તેને ઠીક ન લાગ્યું. તેથી તે પોતાના ગુસ્સાને જરા દબાવી કહેવા લાગી, “મારી આજ્ઞાનું ઉલંઘન કરવાનો આથી વધારે સારો ઉપાય ન મળ્યો કે ? ”

જયાલક્ષ્મીનો તિરસ્કાર સાંભળવા માટે તો સુમિત્રા તૈયાર થઈ આવી હતી. પરંતુ આ અભિમાનથી પીડા પામતાં ગંભીર વચનો સાંભળવા માટે તૈયાર ન હતી. તેથી માતાની આ આર્ત વાણી સાંભળી તેણે ગળગળા સ્વરે કહ્યું, “ મા, જો એમ જ કહેતાં હો તો હમણાં ને હમણાં આ વસ્ત્રો બદલી આવું છું; પરંતુ આજને માટે આ નવાં લુગડાં શું ખરાબ છે ? ”

જયાલક્ષ્મી ફીકું હાસ્ય હસી બોલી, “ ભલે પહેર્યાં; હવે ગાય મારી પગરખાંનું દાન કરવાનું કંઇ કારણ નથી.”

શામલાલ સુરેશ્વર તરફ આંખનો ઇસારો કરી બોલ્યો, “ સુરેશ્વર, તમારા વાવેલા તલનું તાડ થયું. ”

સુરેશ્વર મંદ મંદ હસતો બોલ્યો, “ ત્યારે તો નવાઇનો બનાવ ગણાવો જોઇએ ! તલ વાવતાં તાડ ઉગે એ ચમત્કારિક બનાવ છે !”

સુરેશ્વરના જવાબ તરફ કંઈ જ ધ્યાન ન આપતાં શામલાલે કહ્યું, “ તમે તો દિવાસળીની એક જ સળી સળગાવી છે, પણ આ તો લંકાકાંડ થવા બેઠો છે.”

સુરેશ્વરે આ વાકયથી ન ગભરાતાં કહ્યું, “ કેવળ દિવાસળીની

એક જ સળી લંકાકાંડ મચાવી શકતી નથી. સળી એવી જગાએ પડવી જોઇએ કે જ્યાં સળગી ઉઠે તેવો સામાન હોય."

શામલાલ થોડીવાર સુરેશ્વરના મુખ તરફ જોઈ રહ્યો. પછી બોલ્યો, "સળગી ઉઠે તેવા સામાનની જરૂર શી? તમે જ સળગતી દિવાસળી ફેંકી છે!"

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું, "તે કંઈ પાણીમાં ફેંકી નથી?"

વિમાનવિહારીનું ચિત્ત સુરેશ્વર પ્રત્યે જરા ખાટું થયું હતું; તેમાં વળી સુમિત્રાએ ખાદી પહેરી અને તે પ્રસંગની ચર્ચા કરતાં સુરેશ્વરને આ રીતે આનંદપૂર્વક વાતચીત કરતો જોયો એટલે તેને ખૂબ લાગી આવ્યું. તે જરા કંટાળાભર્યા સૂરે બોલ્યો, "પરંતુ દિવાસળી પાણીમાં ન પડતાં દારૂગોળાના ઢગલા પર પડે તેથી શો પરમાર્થ સધાય તે ધ્યાનમાં ઉતરતું નથી."

સુરેશ્વર વિમાનવિહારી તરફ જોઇ હસતા મુખે બોલ્યો, "હોલવાઈ ન જાય એટલું જ. દિવાસળીની સળગતી સળીને માટે પાણીમાં પડવા જેવી દુર્ગતિ બીજી એકેય નથી તે આપ માનો છો કે નહિ?"

વિમાનવિહારી જરા ઉશ્કેરાઇ જઈ બોલ્યો, "પરંતુ તેથી શું દારૂગોળાના ઢગલા પર પડવું એ જ દિવાસળીની સળગતી સળી માટે કૃતકૃત્યતા છે?"

સુરેશ્વરે કહ્યું, "હા જ તો. જેનો સ્વભાવ સળગાવવાનો છે અને જેનો સળગવાનો છે, તેનો સંયોગ એ જ એકબીજાની કૃતકૃત્યતા ગણાય. અગ્નિ ન હોત તો દારૂગોળો શા કામનો? ધારો કે આપ એક ગુરૂ છો. આપના જ્ઞાનની જ્યોત ત્યારે જ સાર્થક થાય કે જ્યારે આપના શિષ્યોમાં એ જ્યોત વડે સળગી ઉઠે તેવો દાહ્ય પદાર્થ હોય."

વિમાન આ પ્રશ્નનો કંઈ જવાબ આપે તે પહેલાં જયાલક્ષ્મીએ કહ્યું, "વિમાન, તમે એક ગવર્નમેન્ટ ઓફિસર છો. આવી રીતે

અગ્નિ અને દારૂગોળાની વાતો કરવી તમને ન શોભે. તમારે જેટલી સાવચેતી રાખવી જોઇએ તેટલી તમે રાખતા નથી."

દીકરીને માર મારી વહુને કેટલી શિખામણ આપી શકાય તે સુરેશ્વર જાણતો હતો. પરંતુ તેના ચિત્તમાં આજે આનંદનો પ્રવાહ વહેતો હતો. તે પ્રવાહમાં જરાતરા મલિનતા તણાઈ જતી હતી. તેને લાગતું હતું કે આજે હું વિજયી છું, તેથી પરાજિતની કટૂક્તિ જય-લાભનો ન છોડી શકાય તેવો અંશ હોવાથી તેના તરફ મારે લક્ષ આપવું ન જોઇએ. વિમાનવિહારી કંઇ બોલે તે પહેલાં સુરેશ્વરે કહ્યું, "ખરેખર! આપ વારંવાર ભૂલી જાઓ છો."

વિમાને હસતાં હસતાં કહ્યું, "એ સત્તાને લીધે શું હું તમારો શત્રુ છું?"

સુરેશ્વર કંઇ જવાબ આપે તે પહેલાં પ્રમોદરાય આવી પહોંચ્યા. પ્રમોદરાયે ધાર્યું હતું કે જયાલક્ષ્મીની બંડખોર મૂર્તિ સામે ઝૂઝવા માટે તૈયાર થઇ જવું બહેતર છે. તેથી તેઓ તે માટે કેટલીએ દલીલો ગોઠવતો આવ્યા હતા. પરંતુ આવતાં જ જયાલક્ષ્મીના શાંત ચહેરા તરફ નજર પડી. તેથી તેઓ મનમાં જયાલક્ષ્મીનાં વખાણ કરવા લાગ્યા. જયાલક્ષ્મીની સુજનતાના દેવા રૂપે તેમણે ખાદીની વિરુદ્ધના પક્ષની આગેવાની લીધી.

તે વખતે વિમાનના પ્રશ્નના જવાબમાં સુરેશ્વર કહેતો હતો કે, "પરંતુ ગમે તેમ કહો પણ ખાદી વિરુદ્ધ સરકારના આચરણનું કોઇ પણ રીતે સમર્થન કરી શકાય તેમ નથી."

વિમાને કહ્યું, "સમર્થન કરી શકાય છે. ગંગાજી અને ગંગાજળ હિંદુઓને માટે પવિત્ર જણસ છે, પરંતુ તેથી કરીને કંઈ કોઈ હિંદુ પોતાના ઘરમાં ગંગાજળની રેલ પસંદ કરશે નહિ. ખાદી કંઈ ખરાબ નથી. સરકાર પણ તેમ માનતી નથી. પરંતુ ખાદીને જો સરકારને વિપત્તિમાં નાખવાનું હથિયાર બનાવવામાં આવતી હોય તો સરકાર

હિંદુઓ ગંગાજળની રેલને પોતાના ઘરમાં આવતી અટકાવે તેમ અટકાવી શકે."

વિમાનની દલીલ સાંભળી પ્રમોદરાય ખૂબ ખુશી થયા અને બોલ્યા, "બરાબર છે, સારી વસ્તુની વપરાશ જો ખરાબ રીતે થતી હોય તો તે ચીજને સારી ગણવી નહિ એ વધારે સારૂં છે. આ રીતે જોતાં સરકાર ખાદી વિરુદ્ધ પડે તેમાં અન્યાય જેવું કંઈ નથી."

પરંતુ આ કૃતજ્ઞતાનું સારૂં ફળ ન આવ્યું. અત્યાર સુધી જયા-લક્ષ્મી કંટાળાથી ચુપ બેઠી હતી, પરંતુ અપરાધી સ્વામીના મુખે આ વિપરીત વચનો તેને અસહ્ય થઈ પડયાં. તે જરા વ્યંગના રૂપમાં બોલી, "પરંતુ તેમ હોય તો એક ગવર્નમેંટ ઓફિસરને માટે ખાદી વાપરવી એ અન્યાય નથી એ કયા હિસાબે? એ મારા ધ્યાનમાં ઉતરતું નથી!"

ઉત્સાહના પૂર આગળ આવી નિષ્ઠુર અડચણ નડતાં પ્રમોદરાય બિચારા ડઘાઇ ગયા. શું કહેવું તે તેમને સૂઝયું નહિ પણ ત્યાર બાદ જરા મંદસ્વરે બોલ્યા, "ના, ના, એ વાતને એક જ બાજુએથી વિચારવી ન જોઇએ! એમાં તો દરેક બાજુએથી વિચાર કરવો જોઇએ."

પરંતુ આ વચનોએ જયાલક્ષ્મીનું ધ્યાન ખેંચ્યું નહિ. આ સંબ-ધમાં વધારે ચર્ચા ન કરતાં સુમિત્રા સામે જોઈ તેણે કહ્યું, "વિમાન તારે માટે ભેટ લાવ્યો છે; જો પેલી ટિપાઈ ઉપર તે પડી છે. ઉઘાડ જોઉં."

માતાના આદેશ મુજબ, સુમિત્રાએ જોયું કે ટેબલહારમોનિ-યમની પાસે અબનુસની ટિપાઈ પર રંગીન કાર્ડબોર્ડની એક સુંદર પેટી પડી છે. એ પેટી ઉઘાડતાં સુમિત્રાએ જોયું કે તે કાર્ડબોર્ડની પેટીમાં એક પાલિસ કરેલી ચકચકિત ચાંદીની પેટી છે. તે પેટી ઉઘાડતાં તેણે જણાયું કે ત્રણ પ્રકારના એસેન્સથી પરિપૂર્ણ રૂપાના તાર વાળી ત્રણ કાચની મોટી મોટી શીશીઓ એ પેટીમાં ગોઠવા-એલી છે.

આવતી વેળા એ વસ્તુ વિમાનવિહારીએ કોઇ ન જાણે તેમ તે જગાએ મૂકી હતી પરન્તુ થોડી વાર બાદ શામલાલની નજર તેના પર પડી એટલે બધાં એ હકીકત જાણી ગયાં. સુમિત્રાની ભેટ સુમિત્રા જ ઉઘાડે એવા ઉદ્દેશથી તેમાં શું છે તે કોઈ જાણતું ન હતું.

એક શીશી ઉઘાડી સુંઘતાંજ સુમિત્રા મૃદુ સ્વરે બોલી, " બહુ સરસ સુગંધીદાર છે, " ત્યારબાદ વિમાન તરફ જોઇ મૃદુ મુખે તેને નિઃશબ્દે ધન્યવાદ આપી પેટી બંધ કરવા લાગી.

શામલાલે ઉતાવળથી હાથ લંબાવી કહ્યું, " લાવ લાવ, અમે જોઇએ તો ખરા. તું પ્રથમ ઉઘાડે એવી ઇચ્છાથી અમે અત્યાર સુધી જાણી શકયા નથી કે તેમાં શું છે. "

પેટી હાથમાં લઇ શામલાલે એક પછી એક ત્રણે શીશીમાંનું અત્તર સુંઘી જોયું. ત્યાર પછી પેટીના ઢાંકણા પરનું લેબલ વાંચી જોઇ બોલી ઉઠયો, " મને તો અત્યારસુધી એ જ વિચાર આવતો હતો કે આમ કઇ રીતે થયું ! સ્પ્રીંગ દબાવતાં બરાબર કામ આપે છે. પેટીની ચારે બાજુનું પાલિસ એક જ સરખું છે. ત્રણે શીશી પણ એક જ સરખી, બધી ચીજો તદ્દન સાફસુફ ! આ બધું શી રીતે થયું હશે ! પણ હવે મારી શંકા જતી રહી. આ તો દરિયાપારની ચીજ છે. લેબલ તો છે મેઇડ ઇન ઇંગલાંડનું. " ત્યાર બાદ કાર્ડ-બોર્ડની પેટીની એક બાજુએ જોઇ વિસ્મય પામી બોલી ઉઠયો. " ઓહો ! આ કિંમતી ચીજની કિંમત પાંસઠ રૂપીઆ પન્દર આના છે ! " એમ કહી તે દિગ્મૂઢ બની થોડી વાર વિમાનના મોં સામું જોઈ રહ્યો.

જયાલક્ષ્મી ગંભીર પણે બોલી, " તેઓ જ્યારે આપે છે ત્યારે કિંમતી ચીજજ આપે છે. " ત્યાર બાદ વિમાન સામે જોઈ તેણે કહ્યું, "પરન્તુ આટલો બધો છુટો હાથ કામનો નહિ. "

વિમાને આ વાતનો કંઇ જવાબ ન આપ્યો. તે જરા હસ્યો. સુરેશ્વરે ત્રણ રૂમાલ ભેટ આપ્યા હતા. કિંમતની સરખામણીમાં એ ભેટ વિમાનની ભેટ કરતાં તદ્દન ઉતરતી હતી, માટે સુરેશ્વરની સમક્ષ આવી વાત કહેવી યોગ્ય ન હતી. બીજો વખત હોત તો ખુદ વિમાન પોતે આવી વાતની સામો થાત. પરન્તુ આજે તેનું મન એટલું વિમુખ થયું હતું કે જયાલક્ષ્મીના આઘાતથી સુરેશ્વરનો બચાવ કરવાનું તેણે ઉચિત ન ધાર્યું.

પરન્તુ આજે સુરેશ્વરને કશી પરવા ન હતી. તેના મનમાં ઉભરાતા આનંદે આઘાતના બધા રસ્તા તદ્દન બંધ કરી દીધા હતા. લૉટરીની ટિકિટમાં દશ રૂપીઆ ખરચી લાખ રૂપીઆ મળતાં જેવો ઉલ્લાસ થાય તેવો ઉલ્લાસ આજે સુરેશ્વરના મનને ઘેરી વળ્યો હતો. શામલાલનું વાક્ય તેને વારંવાર યાદ આવતું હતું કે ખરેખર તલનું તાડ થયું છે!

સમગ્ર ભરતખંડના વિપુલ માનવસંઘમાં કેવળ એક સ્ત્રીના વિમુખ ચિત્તને ખરે રસ્તે વાળી શકવાથી તેના મનમાં થતું હતું કે મારી બધી સાધના સફળ થઈ છે; મારૂં કપાસ, મારો રેંટીઓ, સુતર, શાળ વગેરેમાંનું કાંઈ અફળ ગયું નથી.

પરન્તુ તે જાણતો ન હતો કે વીજળીથી ખેંચાતી સોયની માફક સુમિત્રાનું ચંચળ ચિત્ત આ વાતચીત દરમ્યાન ફરી ગયું હતું. શામલાલ અને વિમાનની સાથે સુરેશ્વરને આનંદથી વાતચીત કરતો જોઇ તેનું મન ધીરે ધીરે વિરૂપ થતું જતું હતું. સુરેશ્વરનું કામ સળગાવવાનું અને સુમિત્રાનું કામ સળગવાનું આ આશયની વાતચીત સુરેશ્વરને મ્હોંએ સાંભળી સુમિત્રાને બહુ ગુસ્સો ચઢયો હતો. કેવળ વખતને અનુસરી તેણે પોતાના ગુસ્સાને કબજે રાખ્યો હતો.

કેટલાકના હાથમાં ફર્યા બાદ જ્યારે પેટી પાછી સુમિત્રાના હાથમાં આવી ત્યારે તેનું તોફાને ચડેલું ચિત્ત કંપાસની સોયની માફક

આમ તેમ ડોલાં ખાતું હતું. તેણે કેડેથી રૂમાલ કાઢી એક શીશી-માંથી થોડુંક અત્તર કાઢી તેનાં પર છાંટયું અને પછી તેની સુગંધ લેવામાં તે તલ્લીન થઈ ગઈ.

શામલાલે કહ્યું, "એ રૂમાલ સુરેશ્વરે આપેલો રૂમાલ છે કે ?"

શામલાલ તરફ નજર ન કરતાં સુમિત્રાએ નીચું મ્હોં રાખી જવાબ આપ્યો, 'હા.'

સુરમાએ હસતાં હસતાં કહ્યું, "સારૂં થયું ! દેશી રૂમાલમાં વિલાયતી અત્તર."

પ્રમોદરાય આનંદમાં આવી બોલી ઉઠયા, "પરન્તુ એ તો સારૂં ગણાવું જોઇએ. આપણા હિંદના વિશેષત્વ સાથે જ્યારે વિલાયતનો સાર રૂપ પદાર્થ મળશે ત્યારે વાસ્તવિક રીતે આપણો ઉદય થશે." એમ કહી તે હસવા લાગ્યા.

જયાલક્ષ્મી જરા વ્યંગ ભર્યાં અવાજે બોલી, "એ ઉદયને હજી ઘણી વાર છે."

સુરેશ્વરે હસતાં હસતાં મૃદુ સ્વરે કહ્યું, "મને પણ લાગે છે કે ઘણી વાર છે. એમ બને તે પહેલાં હિંદનાં વિશેષત્વને જાગ્રત કરવું પડશે. તેમ નહિ થાય તો જે છે તેનું મિલન થશે નહિ અને થશે તો એ મિલન સુખરૂપ થશે નહિ."

વિમાને કહ્યું, "ત્યારે શું આપ આપના દેશી રૂમાલ અને મારૂં વિલાયતી અત્તર એ બંનેના સંયોગોને અશુભ ગણવા માગો છો?"

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું, "અશુભ ગણું કે ન ગણું એ વાત જવા દઇએ તો પણ આ સંયોગને મિલન તો કહી શકતો નથી. કારણ કે બંનેમાંના એકમાં ભાવગત વિરોધ છે. પરન્તુ એ બધો વાદવિવાદ આજે જવા દઈએ. હવે તો એકાદ ગાયન થવા દો. એમ કહી તેણે સુમિત્રા સામું જોઈ કહ્યું, "અમે બધા આપનાં ગાયનની રાહ જોઈ બેઠા હતા. આપ કૃપા કરી એકાદ ગીત સંભળાવો."

ગાયન થયું, પણ રંગ જામ્યો નહિ. બેસુરી આબોહવામાં સૂર કોઈપણ પ્રકારે પોતાને પ્રગટ કરી શક્યો નહિ.

જમતી વેળા શામલાલે કહ્યું, "અરે સુરેશ્વર, આ કોળાનું શાક તો તમારે નહિ ચાલે."

સુરેશ્વરે કૌતુક પામી પૂછ્યું, "કેમ?"

શામલાલે હસતાં હસતાં કહ્યું, "આતો વિલાયતી કોળું છે. તમે લોકોએ તો વિલાયતી ચીજ માત્ર બોયકોટ કરેલી છે."

શામલાલનાં વચનો સાંભળી બધાં હસવા લાગ્યાં.

વિમળાએ ધીમેથી કહ્યું, "ત્યારે તો આ ચટણી પણ નહિ ચાલે, તે પણ વિલાયતી આંબોળિઆં નાંખી કરેલી છે."

વળી એક પ્રકારનો હાસ્ય તરંગ બધાના મ્હોંપર ફરી વળ્યો.

સુરેશ્વરે હસતા મુખે કહ્યું, "કેટલીક વિલાયતી ચીજો બહુ જરૂરની હોવાથી અમે તજી દીધી નથી. આ બંનેનો પણ તેમાં સમાવેશ થાય છે."

જમી રહ્યા બાદ રજા લેતી વખતે સુરેશ્વરે સુમિત્રાને એકાંતમાં કહ્યું કે "આજ હું બહુ આનંદ પામી રજા લઉં છું."

સુમિત્રાએ શરમથી લાલચોળ થઇ ગએલાં મ્હોંએ કહ્યું, "કેમ? મારો આ પોશાક જોઇને ખરૂં?"

સુરેશ્વરે સંતોષપૂર્વક કહ્યું, "હા, તમારૂં અનુમાન ખરૂં છે."

સુમિત્રા સખત અવાજે બોલી, "પરંતુ એમાં ખુશી થવા જેવું નથી. આ તો મારો એક તરંગ છે. અને કદાચ હવે પછી મને કદી ખાદી પહેરતી જોઇ શકશો નહિ."

સુરેશ્વરે જરા પણ દીલગીર ન થતાં કહ્યું, "તે તો કોણ જાણે, પરંતુ આજે આપે ખાદીનો પોશાક પહેર્યો છે, અને ભવિષ્યને માટે પણ 'કદાચ' શબ્દ વાપરો છો એ બે વસ્તુ મને આનંદ આપવાને બસ છે. તે સિવાય બીજી રીતે જોઇએ તો પણ જુઓને, મનના તરંગમાં પણ અમુક જાતનું ધોરણ હોય છે. આ વખતે તો આ

કૃપાપૂર્ણ તરંગ ખાતર આપને મારી આંતરિક કૃતજ્ઞતા જણાવવા રજા લઉં છું." એમ કહી નમસ્કાર કરી સુરેશ્વર રવાના થયો.

સુમિત્રા દિગ્મૂઢ બની તેજ સ્થળે થોડીવાર ઉભી રહી. ત્યાર પછી ધીરે ધીરે ઘરમાં ગઇ.

રજા લેતી વેળા વિમાનવિહારીને પણ સુમિત્રા સાથે વાતચીત કરવાની તક મળી. તેણે કહ્યું, "વિલાયતી કપડાં બાળી મૂકવાનું નક્કી કર્યું છે કે શું?"

સુમિત્રાએ નીચું જોઇ કહ્યું, "હજુ તો નક્કી કર્યું નથી, તોપણ ભવિષ્યની વાત અત્યારથી કહી શકાય તેમ નથી."

વિમાનવિહારીનું મ્હોં ઉતરી ગયું. તેણે પૂછ્યું, "સુરેશ્વર એ બાબતમાં કંઇ ઉપદેશ આપી ગયા નથી?"

સુમિત્રાએ સખત અવાજે કહ્યું, "હજુ સુધી તો દીધો નથી; પણ કદાપિ આગળ ઉપર દે ખરા."

તે રાત્રે બહુ વાર સુધી પથારીમાં પાસાં ફેરવતાં ફેરવતાં સુમિત્રા અસંબદ્ધ ભાવે અસંખ્ય બાબતોનો વિચાર કરવા લાગી. કહેવાની જરૂર નથી કે તે શયન કરતી વખતે પણ ખાદીની સાડી પહેરી રાખીને સૂતી હતી.

---

## પ્રકરણ ૧૪ મું

---

## દ્વંદ્વ યુદ્ધ

---

સુમિત્રાના જન્મદિવસ પછી બે માસ વીતી ગયા છે. તે દરમિયાન સુરેશ્વર, વિમાન અને સુમિત્રા કેટલીકવાર મળ્યાં છે પરંતુ એ મુલાકાતોથી એ ત્રણે જણનો એક બીજા સાથેનો સંબંધ ગુંચવણ

ભર્યો બની ગયો છે. ત્રણેની માનસિક અવસ્થા દહાડે દહાડે વિચિત્ર બનતી ચાલી છે. ત્રણે જણાં એકત્ર થાય કે તરત વાદવિવાદ શરૂ થાય અને એ વાદવિવાદમાં મનના ઉંડા તળીઆને વિષે રહેલો વિરોધ ભાષાદ્વારા વલોવાઇ ઉપર તરી આવે. આ રીતે દરેક મુલાકાત ત્રણે-ના મતમતાંતરનો ઘાતપ્રતિઘાત દર્શાવનારી થઇ પડતી.

આ વિરોધ વિમાન અને સુરેશ્વર વચ્ચે સર્વદા સ્પષ્ટ જણાતો હતો. સુરેશ્વર અને સુમિત્રા વચ્ચે કોઈ કોઈ વખતે જણાતો હતો અને વિમાન અને સુમિત્રા વચ્ચે કદાચિત જ જણાતો હતો. વિમા-નવિહારી દરેક વિષયમાં બધી રીતે સુમિત્રાનું મન મેળવી ચાલતો હતો. સુમિત્રા અને સુરેશ્વર વચ્ચે હંમેશાં વાદવિવાદ થતો તેથી તે એમ ધારતો કે આ દ્વંદ્વયુદ્ધમાં સુમિત્રાનો પક્ષ લઇ તે તેના ચિત્તને વશ કરી શકશે. પરંતુ મનુષ્યનું મન એટલું બધું સરળ નથી એ તે જાણતો ન હતો. વિરૂદ્ધતાથી મિત્રતા વધતી નથી છતાં આકર્ષણ વધે છે. ઐક્ય કરતાં વિરોધ અધિક મર્મસ્પર્શી છે.

નદી જ્યારે સપાટ જમીનપર થઇને વહે ત્યારે શાંત રહે છે. પરંતુ જ્યારે ઊંચી નીચી સાંકડી જગામાં થઇને જાય ત્યારે વિકટ થઈ જાય છે. આ પ્રાકૃતિક નિયમ મુજબ વિમાન સાથે વાતચીત કરતાં સુમિત્રા બહુ શાંત લાગતી હતી. પરંતુ સુરેશ્વરની સાથેની વાતચીતમાં તે અધીરી બની જતી હતી. પરંતુ સુરેશ્વર તે વખતે પોતાનું ધૈર્ય છોડતો નહિ. પાણી અને પથરાનો સંઘર્ષ થતાં પાણી અધીર બની ઉછળવા લાગે, પરંતુ એ ફીણવાળા ઉચ્છ્વાસમાં પત્થર તો સ્તબ્ધ બની સ્થિર રહે છે.

પરંતુ આ વિરોધ અને સંઘર્ષને લીધે ધીમે ધીમે અજાણતાં સુરે-શ્વર પ્રત્યે સુમિત્રાનું આકર્ષણ વધવા લાગ્યું. બહુધા તો વિમાનવિહારી એકલો જ સુમિત્રાનાં સાંધ્યસંમિલનમાં ભાગ લેતો હતો. પરંતુ તેની વિરોધ વિનાની, વિવાદ વિનાની વાતો સાંભળી સુમિત્રાને તરત જ

કંટાળો આવતો હતો. તેની સાથેની વાતચીતમાં ન હતી થતી ઉશ્કેરણી, ન હતી વહેતી ઉત્સાહની નદી, ન હતો વાદવિવાદ કે ન હતો વિચાર. સુમિત્રાની હાએ હા ભણનાર હજુરિઆની પેઠે વિમાન વર્તતો હોવાથી સુમિત્રાને મન એ કલાકનો સમય લાંબા યુગ જેવડો જણાતો હતો. આ વખતે વાતચીતમાં કંઇ માલ રહેતો ન હોવાથી એ કલાકનો પ્રસંગ કેવળ બે મિનિટમાં ખલાસ થઈ જતો હતો.

સુમિત્રા વખતોવખત કોઇ એક વિવાદવાળો પ્રસંગ ઉત્પન્ન કરવા જતી હતી, પરંતુ એ વિવાદમાં ભાગ લેવાનો ઉત્સાહ વિમાન દર્શાવતો નહિ. કેવળ અવિરોધદ્વારા જ નહિ પણ જરૂર પડે તો પોતાનો મત બદલીને પણ તે સુમિત્રાનો મત સ્વીકારતો. પરંતુ સુમિત્રાને તે જરાયે ગમતું નહિ. સુરેશ્વરના સબળ અને દલીલો સાથેના વિરોધને મુકાબલે વિમાનવિહારીનું હાજીહાપણું તેને તદ્દન ફીકું ફચ લાગતું હતું.

કોઈ એક માસિકમાં સુમિત્રાએ 'નારીનિગ્રહ' નામક એક નિબંધ છપાવ્યો હતો. નિબંધનો સાર એ હતો કે પુરૂષો જુના વખતથી છળ કપટ વડે નારીજાતિને તેમના સ્વભાવિક અધિકારોથી વંચિત રાખતા આવ્યા છે. તેને લીધે નારીજાતિ ધીમે ધીમે દુર્બળ અને પરાશ્રિત થતી જાય છે; નહિ તો નારીજાતિ કદી...વગેરે, વગેરે.

આ નિબંધ જે દિવસે પ્રગટ થયો તેજ દિવસે સાંજે સુરેશ્વર અને વિમાન બંને સુમિત્રાને ઘેર આવ્યા હતા. નિમાન એ નિબંધનાં ભારોભાર વખાણ કરવા લાગ્યો. તેણે કહ્યું કે એ નિબંધ દલીલો અને વિચારના ગૌરવથી અપૂર્વ બન્યો છે. આ પહેલાં બીજું કોઇ આવી સુંદર રીતે નારીજાતિની વકીલાત કરી શક્યું નથી.

કૌતુહલી સુરેશ્વર સુમિત્રાના સામું જોઈ આગ્રહપૂર્વક કહેવા લાગ્યો, “ લાવો તો ખરાં ! સ્ત્રી જાતિના હક્ક વિષે તેમાં કેવીક વકીલાત કહી છે જોવા તો દો. ”

સુમિત્રાએ શરમાઇ જઈ કહ્યું, “ ના, ના, એમાં કંઈ માલ

નથી. તે આપને ગમશે નહિ. ”

સુરેશ્વરે હસતા વદને કહ્યું, “ વિમાનભાઇને આટલો બધો ગમ્યો છે તો પછી મને નહિ ગમે એમ શા પરથી કહો છો ? આપ શું એમ કહેવા માગો છો કે વિમાનભાઈની પસંદગી અને મતની કશી કિંમત નથી, અથવા મારામાં રસ અનુભવવાની છાંટાભાર શકિત નથી ? ”

સુમિત્રાએ કહ્યું, “ ના, તેમ તો કહેતી નથી.”

સુરેશ્વરે હસતા વદને કહ્યું, “ તો પછી વિમાનભાઇ અને મારી વચ્ચે ભેદ શા માટે રાખો છો ? લેખ એમને વંચાવ્યો છે તો પછી મને વંચાવવામાં શી હરકત છે ? ”

સુમિત્રા એકદમ બોલી ઉઠી, “ મેં વંચાવ્યો નથી, તેમણે જાતે વાંચી લીધો છે. ”

સુરેશ્વરે કહ્યું. “ તો પછી મને આપ પોતે ન વંચાવો ? બધી બાબતમાં વિમાનભાઈ અને મારી વચ્ચે એક જ જાતનો વ્યવહાર રાખવો તેનો કંઈ અર્થ છે ?”

આ એકદમ ફેરવાએલી દલીલ સાંભળી સુમિત્રા નવાઈ પામી. તેણે હસતા વદને કહ્યું, “ ના, તેનો કંઈ જ અર્થ નથી. ” ત્યાર બાદ તેણે વધારે વાદવિવાદ ન કરતાં માસિક પત્ર લાવી સુરેશ્વરના હાથમાં મૂકયું.

સુરેશ્વર સુમિત્રાનો લેખ કાઢી વાંચવા લાગ્યો અને થોડીવારમાં તેમાં ગરક થઈ ગયો. સુરેશ્વરે પૂરૂં વાંચી રહ્યો ત્યાં સુધી સુમિત્રા અધીરી બની એકાગ્ર ચિત્તે રાહ જોવા લાગી. તે દરમિયાન વિમાનવિહારી તેની સાથે નાના પ્રકારની વાતો કરતો જતો હતો, પરંતુ ખાસ પ્રયત્ન કર્યાં છતાં તે તેમાં ધ્યાન રાખી શકતી ન હતી. વાંચી રહ્યા બાદ સુરેશ્વર પોતાના લેખની કેવી સમાલોચના કરશે, નિંદા કરશે કે સ્તુતિ કરશે એ વિચાર તેને પાગલ બનાવી રહ્યો હતો; થોડી વાર

પહેલાં વિમાનવિહારીએ જે અતિશય વખાણ કર્યાં હતાં, તે આ વખતે તેને જરાયે આશ્વાસન આપતાં ન હતાં.

વાંચી રહ્યા બાદ સુરેશ્વરે સુમિત્રા સામું જોઈ મંદહાસ્ય કરી કહ્યું, "પરંતુ આમાં આપે બરાબર વકીલાત કરી નથી; વકીલાત કરતાં પુરુષ જાતિ સાથે ઝઘડો વધારે કર્યો છે. અને એ ઝઘડો પણ કેવો! શરીરના જુદા જુદા અવયવો વચ્ચે જે ઝઘડો થયો હતો તેવો. મોં એઠું એઠું ખાય તેથી હાથોએ બંડ ઉઠાવી કહ્યું હતું કે ખાવાનું બધું મુખને અને અમારે તો મજૂરી કરવાની. એમ કદી બનવાનું નથી. અમે તો ઉંચાનીચા થઈશું જ નહિ. પરંતુ આ ઝઘડાને પરિણામે મોં કરતાં હાથને કંઈ ઓછું સોસવું પડયું ન હતું. ઉંચાનીચા ન થવાને પરિણામે તેની એમ કરવાની શકિત જ નષ્ટ પામી હતી. તેવી રીતે અન્નપૂર્ણાના કાર્યને દાસીપણું ગણી આપ પુરૂષજાતિને ભૂખે મારવાનો પ્રયત્ન કરશો તો એટલું તો નક્કી જાણજો કે આપ પણ પુષ્ટ રહી શકશો નહિ." એમ કહી સુરેશ્વર મંદ મંદ હસવા લાગ્યો.

સુરેશ્વરની આ વિરુદ્ધ સમાલોચનાથી સુમિત્રાનું મોં લાલચોળ થઇ ગયું. પ્રથમ તો તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર પડયો નહિ, પરંતુ થોડી વાર પછી તેણે દઢતા લાવી કહ્યું, "આપનો આ દંભ, આ અહંકાર એ જ આપની વિરુદ્ધ અમારી પહેલી ફરિયાદ છે. પુરુષ જાત એમ માને છે કે જો અમે કમાઈ લાવીશું નહિ તો બૈરીઓ બિચારી ભૂખી મરી જશે. પરંતુ એજ તમારો અમારી પ્રત્યેનો સૌથી મોટો જુલમ છે."

સુરેશ્વરે શાંત વદને કહ્યું, "આપની સમજ બરાબર નથી. અમે એમ ધારીએ છીએ એ માન્યતા જ અમને અન્યાય કરનારી છે. શકિત અને પ્રકૃતિની જુદાઇ હોવાથી જ અત્યાર સુધી સ્ત્રીપુરુષ વચ્ચે અધિકારની વહેંચણી થતી આવી છે. જો આપ તે સબબ ફરિયાદ કરવા માગતાં હો તો પ્રતિવાદી તરીકે ખુદ સૃષ્ટિ કર્તાને જ ઠરાવજો, પુરુષોને નહિ."

સુમિત્રા ઉશ્કેરાઇ જઇ બોલી, " પરંતુ અમારી શકિત અને પ્રકૃતિ માટે તમે લોકો જવાબદાર નથી ? અમને પુરુષોએ દુર્બળતામાં સબડાવી રાખ્યાં છે તેથી જ અમે દુર્બળ બની ગયાં છીએ. "

સુમિત્રાની વાત સાંભળી સુરેશ્વરના મુખ પર નવાઇથી ભરપૂર હાસ્ય ફેલાઈ ગયું. તેણે કહ્યું, " આજ વાત આપે આપના લેખમાં જુદી જુદી વખતે એકથી વધારે વાર જણાવી છે. પરંતુ એ તો બહુ જૂની સાર વિનાની દલીલ છે. આવી દલીલ હજુ તમે કયાં સુધી કરશો ? આ દલીલના જવાબમાં હું જો એમ કહું કે એક જાતિને બીજી કોઇ જાતિ હંમેશાં બળહીન કરી તાબામાં રાખી શકે તો તે પરથી બીનશકે સાબીત થાય કે નિર્બળ જાતિ કરતાં એ જાતિ બળવાન છે, તો આપ શો જવાબ આપશો ? "

સુરેશ્વરનો પ્રશ્ન સાંભળી સુમિત્રા થોડી વાર વિચારમાં પડી ગઈ. ત્યાર બાદ તેણે ધીમેથી કહ્યું, " એમ કહીશું કે એ પરથી એમ પણ સાબીત થઇ શકે કે હંમેશને માટે પુરુષોએ સ્ત્રીજાતિને નાના પ્રકારના છળકપટ વડે દબાવી રાખી છે. "

સુમિત્રાનો જવાબ સાંભળી સુરેશ્વર હસી પડયો. તેણે કહ્યું, " અર્થાત્ આપ સ્વીકારો છો કે પુરુષો સ્ત્રીઓના કરતાં શકિતમાં તો નહિ પણ બુદ્ધિમાં તો નક્કી મોટા છે ? "

વિમાને અત્યાર સુધી આ વાતચીતમાં ભાગ લીધો ન હતો. કઇ રીતે સુમિત્રાનો પક્ષ લઇ સુરેશ્વર પર હુમલો કરવો એ અત્યાર સુધી તે વિચાર્યા કરતો હતો. આ વખતે તેણે સુમિત્રાને જવાબ આપવાની તક ન આપતાં કહ્યું, " છળકપટને બુદ્ધિ કહેવી એ અજુકતું છે. તે દુષ્ટ બુદ્ધિ કહીં શકાય. "

સુરેશ્વરે કહ્યું, " પરંતુ દુષ્ટ બુદ્ધિનો પણ બુદ્ધિમાં જ સમાવેશ થાય છે. તે ઉપરાંત બુદ્ધિ દુષ્ટ હોય તો પણ તે એક પ્રબળ શકિત છે તેમાં કશો શક નથી. "

વિમાન ઉશ્કેરાઈ જઈ બોલ્યો, “ ત્યારે તો જૂલમ, જબરજસ્તી પણ એક પ્રકારની પ્રબળ શકિત ખરૂં કે નહિ ? ”

સુરેશ્વરે શાંત સ્વરે કહ્યું, “ અલબત, કારણ કે એ બધાંનો અટકાવ કેવળ શકિત દ્વારા જ થઈ શકે છે. દલીલો અથવા નિબંધો દ્વારા નહિ. ખાસ કરીને આજકાલ માસિક પત્રોમાં સ્ત્રીઓની જાગૃતિના સંબંધમાં જે ચર્ચા થાય છે તે વડે તો નહિ જ. ” ત્યાર પછી તેણે સુમિત્રા તરફ જોઇ શાંતિથી કહ્યું, “ મારો અવિનય ક્ષમા કરશો, પણ આ વાત તો મારે કહેવી જ પડશે કે નારી જાતિની જાગૃતિ સંબંધીના લેખોનો એક જ ઉદ્દેશ છે અને તે સાહિત્ય સૃષ્ટિનો છે; જાગૃતિ કઇ રીતની થવી જોઈએ તે સંબંધી મને લાગે છે કે એ નિબંધો લખનારની ધારણા બરાબર નથી હોતી, તેથી જ એવા નિબંધોમાં પુરુષ જાતિ પ્રત્યે કડવાં વચનો સિવાય બીજું કંઇ ખાસ મળતું નથી. ”

આ સ્પષ્ટ અને કઠોર વચનો વિરુદ્ધ શું કહેવું તે ન સૂઝવાથી સુમિત્રા દિગ્મૂઢ બની બેસી રહી. પણ વિમાનવિહારી રાતોપીળો થઇ બોલી ઉઠયો, ” સ્ત્રીઓ પુરુષોની પ્રત્યે કડવાં વચનો વાપરે છે એમ આપ કહો છો ખરા પરંતુ હમણાં જ આપે જે કડવાં વચનો વાપર્યા તેવાં ને તેટલાં વચનો બધી સ્ત્રી જાતિ મળીને પણ વાપરી શકે છે ? માફ કરજો સુરેશ્વર, સ્ત્રી જાતિના સંબંધમાં આપ જરા સંયમી અને શિષ્ટ થશો તો કંઇ વધારે હરકત નહિ થાય. ’

વિમાનવિહારીના તિરસ્કારથી નવાઇ પામી સુરેશ્વરે કહ્યું, “ ખરી વાત છે. પરંતુ સ્ત્રી જાતિએ પુરુષ જાતિ વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યું છે તેથી શું તેઓ પુરુષ જાતિ તરફ કેવળ સંયમ અને શિષ્ટતાની જ આશા રાખે છે ? સાધારણ પૂર્વપક્ષ પણ સાંભળવા ઇચ્છતી નથી ? ” ત્યાર બાદ તેણે સુમિત્રા સામે જોઈ કહ્યું, “ જુઓ, આપ તો હવે અંતઃપુર છોડી બહાર આવવા માગો છો. બહાર કંઈ લીંપેલાગુંપેલા રસ્તા નથી. ત્યાં તો ઢેકાઢળીઆ ને કાંકરાનો પાર નથી. બહાર આવવાની

ઇચ્છા છતાં આપ જો એ દેકાઢળીઆ અને કાંકરાની બીક રાખશો એ ચાલશે નહિ. એટલું યાદ રાખશે કે ગુલાબનું વાવેતર કરવા જતાં તેની સાથેના કાંટા પણ વાવવા પડશે."

સુમિત્રા હસતી હસતી બોલી, "તે તો અમે જાણીએ છીએ."

સુરેશ્વરે હસતા વદને કહ્યું, "એ જાણો છો તો પછી તે સાથે આ વાત પણ જાણી લેજો કે એક જ પક્ષ તરફથી ભય અને ભકિત એ બંનેની આશા રાખતાં નહિ. દેવમૂર્તિ મંદિરમાંથી બહાર નીકળી ભકતને મારવા ધસે, તો ભકત નક્કી ભય પામે, પરંતુ તે સાથે ભકિત પુષ્પાંજલિ અર્પવાનું પણ બંધ રાખે એ નક્કી છે."

આ વખતે તો સુમિત્રા ખડખડ હસી પડી. તે બોલી, 'બંધ રાખવું પડશે નહિ. આપ હવે બંધ રાખો. દેવી કહી મને ભ્રમમાં ન રાખતાં માનવી તરીકે જ મને ઉભી રહેવા દો તો બસ છે."

સુરેશ્વર વિમાન વિહારી તરફ જોઈ હસતો હસતો બોલ્યો, "જોઇ વિમાનભાઇ આ લોકોની માનસિક અવસ્થા! સ્ત્રીજાતિ તરીકે તેઓ આપણી પાસેથી કોઈ પણ જાતની ખાસ શિષ્ટતા ઇચ્છતાં નથી. છતાં મે તેમના નિબંધની ખરી સમાલોચના કરી એટલે આપ મને અસભ્ય ગણી અપરાધી ઠરાવતા હતા." ત્યાર બાદ તેણે સુમિત્રાને ઉદ્દેશી કહ્યું "પરંતુ આપની ભાષા બહુ સુંદર છે. કેવી પ્રાસાદિક, માધુર્યપૂર્ણ છે? અમારા પ્રત્યે જે કારણ વિનાની ગાળો વરસાવી છે તેમાં સાંત્વના લેવા જેવું એટલું જ છે કે આપે જે કંઈ કહ્યું છે તે સુંદર રીતે જ કહ્યું છે." એમ કહી સુરેશ્વર હસવા લાગ્યો.

તે દિવસે સુરેશ્વરના ગયા બાદ પણ વિમાનવિહારી થોડી વાર પાછળ રહ્યો. સુમિત્રાને જરા ચિંતાતુર જોઇ તેણે કહ્યું, "સુરેશ્વરની અસલ મૂર્તિ ધીમે ધીમે પ્રગટ થતી જાય છે! તેની સાથે જેમ જેમ વધારે ગાઢ સંબંધ થતો જશે તેમ તેમ જણાશે કે તેણે આજે જે ઉદ્ધતાઇ પ્રગટ કરી છે તે પણ હજુ સાગર આગળ :જલબિંદુ સમાન હતી."

સુમિત્રાએ વિસ્મય પામી કહ્યું " તેમણે ક્યારે ઉદ્ધતાઈ પ્રદર્શિત કરી ? "

વિમાનવિહારીએ કચવાતાં કચવાતાં કહ્યું " જો તમે તે સમજી શકતાં ન હો તો પછી તે સમજાવવું જરૂરનું નથી. તમે શું એમ માનો છો કે ઉદ્ધતાઈ કેવલ ઉદ્ધત વચનો દ્વારાજ પ્રગટ થાય છે ? "

વિમાનવિહારીની વાત સાંભળી સુમિત્રા થોડી વાર મુંગી મુંગી બેસી રહી. ત્યાર બાદ તેણે હસતા વદને કહ્યું " સુરેશ્વરે ભાઈ જો કંઈ સમસ્યામાં બોલ્યા હોય તો તે હું કેવી રીતે સમજી શકું ? "

સુમિત્રાનો આ મશ્કરીભર્યો નાનોશો જવાબ સાંભળી વિમાન ઉશ્કેરાઈ જઇ બોલ્યો, " સમસ્યા ? તમને અને તમારી જાતિને તે આડકતરી રીતે કપટી કહી ગયા નથી ? તેમણે એમ ન કહ્યું કે તમારો નિબંધ લખવાનો ઉદ્દેશ કેવલ સાહિત્ય સરજવાનો જ હતો ? "

સુમિત્રા મંદ મંદ હસતી બોલી . " હા. એ વાત ખરી. પરંતુ વિવેચન કરવા જતાં એવા શબ્દો બોલવા એ કંઈ ઉદ્ધતાઇ ગણાય ? " વિમાનવિહારી વધારે ઉશ્કેરાઇ બોલ્યો. "વિવેચન ! તમે વિવેચન કોને કહો છો ? અનર્થક, અકારણ નિંદા કરવી એ જો વિવેચન ગણાતું હોય તો પછી ગાળાગાળીને પણ ઉપદેશ કહી શકાય ! સુમિત્રા, એક વસ્તુ ને બીજી વસ્તુ સાથે ભેળવી ગુંચવાઓ નહિ. તમારા નિબંધમાં વાસ્તવિક દલીલો નથી એમ કહેવાથી શું તમારા નિબંધની સમાલોચના થઈ કે નિંદા થઇ ? સમાલોચના અને નિંદા વચ્ચેનો ફરક સમજવા જેટલી બુદ્ધિ મારામાં છે અને તેથી જ એ સાંભળી હું ધૈર્ય રાખી શકું નહિ !'

વિમાનવિહારીની વાતચીતનાં છેલ્લાં વચનો સાંભળી સુમિત્રા શરમાઇ ગઈ. તેણે કહ્યું, " પણ વિના કારણ મારા નિબંધની નિંદા કરવાથી સુરેશ્વરભાઇને શો ફાયદો ? "

વિમાને કહ્યું, " ફાયદો તો કંઇ નહિ. એવો તેમનો સ્વભાવ લાગે

છે. એક પ્રકારના લોકો એવા હોય છે કે તેઓ બીજાની સાથે એક મત થવામાં નાનમ માને છે. તેથી તેઓ કારણ હોય કે ન હોય તો પણ બધી વાતમાં વિરુદ્ધ પડી પોતાની વિશિષ્ટતા જાળવી રાખે છે. મેં કહ્યું કે તમારા નિબંધમાં પુષ્કળ દલીલો છે, માટે જ તેણે સામો પક્ષ લઈ કહ્યું કે બીજું બધું છે પણ વાસ્તવિક દલીલોજ ક્યાં છે ?"

પરંતુ વિમાનવિહારીની આટલી બધી વાતો તથા પાછળથી થયેલી પુષ્કળ પ્રશંસા છતાં સુમિત્રાએ જ્યારે એકાંતમાં બેસી પોતાનો લેખ ફરીથી વાંચવા માંડયો ત્યારે તેને સુરેશ્વરની નિંદાપ્રશંસા જ પ્રામાણિક લાગી. તેને એમ જ લાગ્યું કે પોતાનો નિબંધ જાણે સુંદર પોશાકમાં વીંટળાએલા બેડોળ દેહ જેવો છે.

---

## પ્રકરણ ૧૫ મું

---

# અપવાદ અને તેનું ફળ

---

કોઇ ખાસ કાર્ય સબબ સુરેશ્વરને કાઠિઆવાડમાં જવું પડયું હતું. ત્યાંથી પાછા ફરતાં તે પોતાના શાળખાતા માટે એક હોશિયાર વણકર લેતો આવ્યો હતો. તે વણકર કેટલાક દહાડા થયાં સુંદર ઝીણા સૂતરની ત્રણ જોડ સાડીઓ તૈયાર કરતો હતો. સાડીઓ તૈયાર થઈ એટલે સુરેશ્વર તે ઘેર લાવ્યો.

માધવી ઘરનું કામ કરતી હતી. સુરેશ્વરે તેને ખોળી કાઢી કહ્યું: "બ્હેન, જો તો ખરી ! આ સાડીઓ તને આપણી શાળ ઉપર વણાએલી લાગે છે ખરી ?"

માધવી સાડીઓ જોઈ વિસ્મય પામી બોલી, "ખરેખર ભાઈ,

બહુ સુંદર બની છે! મદુરાની સાડીની કિનાર કરતાં આ કિનાર જરાયે હલકી થઈ નથી."

સુરેશ્વરે કહ્યું: "મદુરાના કારીગર પાસે શીખેલા માણસ પાસે એજ કામ કરાવતાં ખરાબ થાય ખરૂં ?"

માધવીએ વસ્ત્ર આમતેમ તપાસી પૂછયું, "કેટલા રૂપીએ પડી ?"

સુરેશ્વરે કહ્યું: "દસ રૂપીઆ સાત આને જોડ પડી."

માધવીએ મનમાં હિસાબ ગણી કહ્યું, "ત્યારે તો અગીઆર રૂપીઆ બાર આને વેચવાની ખરૂં કે ? એટલી કિંમત કંઈ બહુ ન કહેવાય. ભાઈ, આજે જ દુકાને મોકલી આપો. મને લાગે છે કે આજે જ વેચાઈ જશે."

સુરેશ્વરે હસતા વદને કહ્યું: "એક જોડ તારા માટે રાખવાની છે."

માધવીએ ઉતાવળથી કહ્યું: "ના, ભાઈ, આટલું સુંદર કપડું ઘરમાં રાખવાથી શો ફાયદો ? સ્ત્રીઓ ખાદી પહેરવા ઇચ્છતી નથી, તેથી આવું સુંદર કપડું મળે તો કદાચ પહેરતાં શીખે."

સુરેશ્વરે કહ્યું: "ગમે તેમ થાય પણ માધવી, જ્યારે તું ખાદી સિવાય બીજું કંઇ પહેરતીજ નથી તો પછી એક જોડ સાડી ઘરમાં રાખવી જ જોઇએ. કયાંય આવવું જવું હોય તો પહેરવા થાય. "ત્યાર પછી તેણે હસતાં હસતાં કહ્યું: "તે સિવાય રજનીકાંતને ઘેરથી જો કોઈ તારી તપાસ કરવા આવે તો એકાદ સારી સાડીની જરૂર પડે!"

રજનીકાંતના ઘરનો ઉલ્લેખ સાંભળી માધવીનું મુખ રાતું થઇ ગયું. આ ઉલ્લેખમાં એટલું જ રહસ્ય હતું કે રજનીકાંત નામનો એક પ્રૌઢ ધનવાન માણસ બીજી વાર રાંડયો. તેણે ત્રીજી વાર તપાસ માંડી. તેવામાં તેને બાતમી મળી કે સુરેશ્વરની બ્હેન માધવી હજુ કુમારિકા છે. રજનીકાંતની નજર તેના પર પડી. તેણે કોઇ માણસ સાથે આડકતરી રીતે સુરેશ્વરને આ વાત કહેવરાવી. પણ સુરેશ્વરે

એ વાત કહેનારને એવો તો ધમકાવ્યો તે બિચારાને પાછું જવું ભારે થઈ પડયું. આ બનાવની યાદ સુરેશ્વર જ્યારે જ્યારે બ્હેનને ખીજવવી હોય ત્યારે આપતો.

માધવી લાલચોળ મુખે હસતી હસતી માથું હલાવતી બનાવટી ગુસ્સો કરી કહેવા લાગી. "ભાઈ, એ વાત હવે ફરીથી યાદ કરશો તો સારૂં પરિણામ નહિ આવે એ હવે કહી રાખું છું હો !" ત્યાર બાદ એકાએક કોણ જાણે કયાંથી તેને સાંભળી આવ્યું કે આ સાડી-માંની એક જોડ સુમિત્રાને અપાય તો ઠીક. તેણે કહ્યુંઃ "ભાઇ, આમાંની એક જોડ સુમિત્રાને આપો તો–"

આ વખતે સુરેશ્વરના મ્હોં પર રતાશ ફરી વળી. રજનીકાંતના ઘરની વાતના જવાબમાં સુમિત્રાની વાતનો એવો અર્થપૂર્ણ ઇસારો હતો કે સુરેશ્વર કોઇપણ રીતે એ ઇસારાની અસરથી છૂટી શકયો નહિ. તેણે શરમાતે મ્હોંએ કહ્યુંઃ "સુમિત્રાને દેવાથી શું વળે ?" ત્યાર બાદ તે એકદમ બોલ્યો ઃ "અપાય ખરી, પણ તે વગર કિંમતે નહિઃ તે વેચાતી લે તો સારૂં. હવે તેને એવી લત લાગી છે કે પૈસા ખર-ચીને પણ એક જોડ સાડી ખરીદી શકશે."

માધવી ઉત્સાહ પામી બોલી, "ત્યારે તો બહુ સારૂં ! પરીક્ષા કરી જોઇએ કે ખરીદે છે કે નહિ."

થોડા દિવસ પહેલાં સુમિત્રાને ખાદીનાં વસ્ત્રોમાં સજ્જ થએલી જોઈ સુરેશ્વરે આનંદ પ્રગટ કર્યો હતો. તેના જવાબમાં સુમિત્રાએ જે વચનો કહ્યાં હતાં તે આજે તેને યાદ આવ્યાં. તેને લાગ્યું કે આટલી બધી વહેલી પરીક્ષા જતાં કદાચ ઠોકર ખાવી પડશે. સુમિત્રાના મ-નમાં હઠ હશે તો તે કદાચ સામી પડશે. પરંતુ લોભે તરતજ આ સંદેહને દૂર હડસેલી મૂકયો.

સાંજે સુરેશ્વર એક જોડ સાડી લઈ સુમિત્રાને ઘેર જઇ પહોં-ચ્યો. સુરમા કેટલાક દિવસો થયાં સાસરે ગઈ હતી. જયાલક્ષ્મી બપો-

રની કોઇને ઘેર બેસવા ગઈ હતી. હજુ પાછી ફરી ન હતી. અને પ્રમોદરાય પોતાની લાયબ્રેરીમાં બેસી એક ચિત્તે શંકરાચાર્યનું વેદાન્ત-ભાષ્ય વાંચતા હતા.

સુરેશ્વર આવ્યાની વાત સાંભળી સુમિત્રા બહાર આવી.

સુમિત્રાને જોઇ સુરેશ્વરે નમસ્કાર કર્યા. તેણે હસતા વદને કહ્યું: "આજે હું અતિથિ નથી: આજે વેપારી થઈ આપને ત્યાં વેચાણ કરવા આવ્યો છું."

સુમિત્રા હસતાં હસતાં બોલી, "એમ કે? આપ શું વેચવા આવ્યા છો તે બતાવો જોઉં?" ત્યારબાદ સુરેશ્વરની પાસે પડેલું બંડલ જોઈ તે ઉપાડી કહ્યું, "આ લાગે છે. ઉઘાડી જોઉં?"

"હા."

બંડલ ઉઘાડતાં જ ખાદીની સાડી જોઈ પ્રથમ તો સુમિત્રાનું મુખ મલિન થઇ ગયું; પરંતુ તરતજ તેણે હાસ્ય કરી કહ્યું: "વાહ, બહુ સુંદર સાડી છે! આ શું આપની સાળમાં વણાએલી છે?"

સુરેશ્વરે પ્રસન્ન વદને કહ્યું: "હા, મારી જ સાળમાં વણાએલી છે. સાડી ખરેખર બહુ સુંદર બની હોવાથી એક જોડ મેં મારી બ્હેન માધવીને માટે ખરીદી છે. અને એક જોડ આપને માટે લાવ્યો છું. જો ઇચ્છા હોય અને જરૂર હોય તો આપ રાખી શકશો. એમ કહી તે ઉંચા અવાજે હસવા લાગ્યો. તેણે કહ્યું, "બરાબર વેપારીની માફક જ કહું છું કે નહિ?"

સુમિત્રાએ હસતા વદને કહ્યું, "ભાવતાલ ઠરાવશો ત્યારેજ કહીશ કે વેપારી ખરા કે ખોટા; અત્યારે તો કંઇ સમજી શકતી નથી." ત્યારબાદ તેની નજર એક છેડે ચોંટાડેલી ચિઠ્ઠી પર પડી. તે વાંચી તેણે કહ્યું: "આ શું કિંમત છે?"

સુરેશ્વરે કહ્યું: "હા."

"એકની કે બેની?"

"એની."

સુમિત્રા નવાઈ પામી બોલી, એક જોડની કિંમત? બહુ સસ્તું! આ કિંમત જો એકજ નંગની હોત તો પણ હું સસ્તી ધારત. "ત્યાર બાદ તેણે ધીમેથી કહ્યું, " પરંતુ કિંમત બહુ સસ્તી હોવા છતાં મને એ ખરીદવામાં મોટી અડચણ છે."

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું, "તો પછી જો અડચણ ન હોય તો કિંમત આપ્યા સિવાય લો."

એક વાત સુમિત્રાના ઓઠે આવી પાછી ફરી. તેણે થોડી વાર મૌન સેવ્યા બાદ કહ્યું, " તેથી આપને શો લાભ?"

સુરેશ્વરે કહ્યું, "સંસારમાં શું લાભ એક જ જાતનો હોય છે? રૂપીઆ, આના, પાઈનો લાભ એ લાભ ગણાય છે ખરો પરંતુ તે તો સાધારણ લાભ છે. મનુષ્યના હિસાબનો ચોપડો કંઈ કાગળનો જ બને તેવું કંઈ સર્વદા બનતું નથી."

સુમિત્રાના નીચા નમેલા ગુલાબી મુખપર સિંદુરીઆં વાદળામાં વીઝળી ઝબુકે તેમ હાસ્ય સ્ફુરી ઉઠયું. તેણે જરા ઉશ્કેરાઈ જઈ કહ્યું, "પરંતુ તે પ્રકારનો હિસાબી ચોપડો મારી પાસે હોય ખરો."

સુરેશ્વરે આનંદ પામી કહ્યું, "જો તેમજ હોય તો પછી કંઈવાંધો નથી! કૃપા કરી આ જોડ સ્વીકારી દયાના ખાતામાં થોડું કંઈ ઉધારી નાંખો."

આ વખતે સુમિત્રા હસી પડી બોલી, "વાતચીતમાં તો આપને કોઈ હરાવી શકે તેમ નથી!"

સુરેશ્વરે હસતા વદને કહ્યું, "જો એમજ હોય તો પછી આ સાડી રાખી જાઉં?"

માથું હલાવી સુમિત્રાએ કહ્યું, "ના."

"કેમ સ્વમાનનો પ્રશ્ન ઉભો થશે?"

"એમ પણ હોય. એ શું અન્યાય છે?"

"ના, અન્યાય નથી. જો સ્વમાન કરતાં પણ મોટો કંઈ વાંધો હોય તો!"

સુરેશ્વરની વાત સાંભળી માધવીનું મુખ ફીકું પડી ગયું. સ્વમા કરતાં મોટા વાંધાને ઉદ્દેશી આ વાકય કહેવામાં સુરેશ્વરનો શો આશ છે તેનું અનુમાન કરી સુમિત્રાનું વિસ્મયથી ચકિત બની ગયેલું ચિ પ્રબળ ઉશ્કેરણીથી કંપવા લાગ્યું. વાત ન કરતાં મૂંગા રહેવાથી સ્થિ ઉલટી વધારે સંગીન બની જશે એ તેના જાણવામાં હોવા છતાં તે કાં બોલી શકી નહિ.

સુમિત્રાની સ્થિતિ જોઈ સુરેશ્વર મૃદુ હાસ્ય કરતો બોલ્યો, "મ લાગે છે કે મેં આપને બહુ મુંઝવણમાં નાખ્યાં છે; પરંતુ દેશ કેટલે બધો ચિંતાગ્રસ્ત છે તે ધ્યાનમાં રાખી આપ મને ક્ષમા આપશો એવ આશા રાખું છું."

સુરેશ્વરની વાત સાંભળી સુમિત્રાની આંખોમાં પાણી આવ્યાં. આર્ત્ત કંપિત કંઠે બોલી, "આપ મને ક્ષમા કરો. આપની આ સામા વાત પણ કબૂલ રાખી શકતી નથી. પરંતુ કેમ કબુલ રાખી શકતી નથ તે સાંભળશો?"

ઉત્સાહહીન સ્વરે સુરેશ્વરે કહ્યું, "જો ખાસ હરકત ન હોય તો કહો." સુમિત્રાએ કહ્યું, "આપની આ સાડી ખરીદવી હોય તો મારે તેના પૈસ મારી પાસેથીજ કાઢવા પડે. કારણકે મા પાસેથી માગું તો તે ગુસ્સે થા અને પિતાજી પાસેથી માગું તો તે બિચારા વિપત્તિમાં આવી પડે. ત આપ જાણતા જ હશો. મારા પોતાના પૈસા તો નથી."

સુમિત્રાના તરફ દૃષ્ટિ કરી સુરેશ્વરે કહ્યું, "પ્રયત્ન કરશો તો આ પોતાના પૈસા વડે કિંમત ભરી શકશો. પરંતુ આ ઘરમાં તો તે સંભ વિત નથી."

આ અપવાદથી દુઃખી થઈ સુમિત્રાએ પ્રશ્ન પૂછયો, "તે કે રીતે બને?"

સુરેશ્વરે શાંત સ્વરે કહ્યું, " જાતે કમાઇ પૈસા આપવા એ આ ઘરમાં સંભવિત નથી. અમે રેંટીઆ વેચીએ છીએ, ભાડે આપીએ છીએ, એટલુંજ નહિ પણ ઉધાર આપીએ છીએ, દાનમાં આપીએ છીએ. આપ એક રેંટીઓ લઇ સૂતર કાંતી આ સાડીના પૈસા આપી શકો તેમ છો. મારી બહેન માધવી મને લાગે છે કે પંદર દિવસમાં આવી રીતે આ સાડીની કિંમત ભરી શકે. "

બીજી બાજુએ મ્હોં ફેરવી સુમિત્રાએ કહ્યું, "આપની બ્હેન કદાચ તેમ કરી શકે પણ હું ન કરી શકું. "

સુરેશ્વર એક ક્ષણ વિચાર કરી બોલ્યો, "એમ ન બને તો કંઇ નહિ. પણ જો આપની પાસે તમારા પોતાના પૈસા હોત તો શું કરત? ખરીદત ખરાં? "

સુરેશ્વરની આ કુતૂહળતા સુમિત્રાને પસંદ ન પડી. તે થોડી વાર મૂગી રહી. પછી કંટાળી બોલી, "તે જાણવાથી આપને શો ફાયદો?

સુરેશ્વરે હસતા વદને કહ્યું, " બીજો તો કંઈ નહિ પણ પણ જરા કુતૂહળ તો શાંત થાય. "

સુમિત્રાએ કહ્યું, "હું આપના ટોળામાં ભળી છું કે નહિ તે જાણવાનું કુતૂહળ કે બીજું? વારૂ, મને આપના ટોળામાં ભેળવી શકો તો શું આપને સ્વરાજ મળશે ખરૂં? "

સુરેશ્વર હસતો હસતો બોલ્યો, "સંપૂર્ણ તો નહિ પણ આપે જેટલું અટકાવી રાખ્યું છે તેટલું તો મળશેજ. "

આ તિરસ્કારથી સુમિત્રાનો ચહેરો લાલચોળ થઈ ગયો. તે ગુસ્સાથી કંપતી કંપતી બોલી, "સુરેશ્વરભાઇ, સ્વદેશીનો પ્રચાર કરવો એ જ આપનું વ્રત હોય તો આ ઘરની આશા આપ તજી દેજો. આ ઘરમાં આપ કંઈ કરી શકશો નહિ. "

આ સાંભળી સુરેશ્વર મંદ મંદ હસવા લાગ્યો. ત્યાર પછી તેણે ધીરે ધીરે કહ્યું " બહારના આકાર પરથી જો અંદરની સ્થિતિ જણાતી

હોત તો દારૂગોળામાંથી કદાપિ અગ્નિ વરસત નહિ. માટે આપના ઘરનો બહારનો દેખાવ જોઈ મારે નિરાશ થવાનું કંઈ પણ કારણ નથી. સ્વદેશીનો પ્રચાર કરવો એ જ જો મારૂં વ્રત હોય તો એટલું અવશ્ય જાણજો કે આપને ઘેર મારૂં એ વ્રત તૂટશે નહિ, પણ ઉલટી ઉજવણી થશે. વારૂ, ત્યારે હું જાઉં છું. " એક કહી સુરેશ્વર ઉઠી ઉભો થયો.

બરાબર તે જ વખતે જયાલક્ષ્મીએ એ ઓરડામાં પ્રવેશ કર્યો અને ચોતરફ જોઈ સુરેશ્વર પ્રત્યે તીવ્ર કટાક્ષ ફેંકી બોલી " સ્વદેશીનો પ્રચાર કરવો એ તમારૂં વ્રત નથી એ હું જાણી શકી છું; પરંતુ તમે અમારી પાછળ કેમ લાગ્યા છો તે કહો જોઉં. અમારો કંઈ ગુનો છે ? અમે કંઈ ચોર નથી. છતાં તમે અમને ચોર બનાવી વિપત્તિમાં નાં-ખવાનો પ્રયત્ન કરશો તો તેથી શું તમારૂં ભલું થશે ? "

સુરેશ્વર આંખો ફાડીને જયાલક્ષ્મી સામે જોઈ રહ્યો. થોડી વાર પછી તેણે કહ્યું " હું તો આ બધી વાતનો અર્થ કંઈ જ સમજતો નથી. "

જયાલક્ષ્મી તેવાજ ઉદ્ધત સ્વરે બોલી, " વારૂ, અર્થ હું હમણાં સમજાવું છું. પરંતુ આ બધું તમને યોગ્ય લાગે છે ? વખત જોયા સિવાય જ્યારે ત્યારે આવી મારી છોકરીને ગાંડી બનાવી મૂકવાની ચેષ્ટા કરવી એ શું સદ્‌ગૃહસ્થનું કાર્ય છે ? એ તો બિચારી છોકરૂં છે. વળી આજકાલમાં તેનો વિવાહ થવાનું નક્કી થયું છે ? "

આ ગલિચ ફરિયાદ સાંભળી ક્રોધ અને અપમાનથી સુરેશ્વરનું મ્હોં લાલચોળ થઈ ગયું. તેણે બહુ મહેનતે પોતાની જાતને સંભાળી લીધી. ત્યાર બાદ તેણે કહ્યું " વખત જોયા સિવાય આવું છું એ તો કહેવાય તેમ નથી. કારણ કે ઘણીખરી વેળા તો આપ લોકો મને બોલાવો છો ત્યારે જ આવું છું. પરંતુ ત્યાર પછીની ફરિયાદનો જ-વાબ આપવાની મારી ઇચ્છા નથી. "

" વારૂ, તે ન આપવો હોય તો કંઈ નહિ, પરંતુ આનો જવાબ આપવાની જરૂર લાગે છે ખરી ? " એમ કહી જયાલક્ષ્મીએ એક રજીસ્ટર્ડ કાગળ સુરેશ્વરના હાથમાં આપ્યો અને કહ્યું, " આ કાગળ વાંચી જુઓ. "

સુરેશ્વરે કવરમાંથી કાગળ બહાર કાઢી પહેલેથી છેલ્લે સુધી વાંચી જોયો, અને વાંચી રહ્યા બાદ ફરીથી કવરમાં નાખી જયાલક્ષ્મીને પાછો આપ્યો. ત્યાર બાદ તે દૃઢ સ્વરે બોલ્યો, "આપે તો બધું સાચું જ માન્યું છે પરંતુ આપ પણ એ વાત ખરી માનો છો ? " એમ કહી તેણે સુમિત્રા સામી નજર કરી.

સુમિત્રા પોતાનું વેદનાથી ફીકું પડી ગયેલું મ્હોં માંડ માંડ ઊંચું કરી દીલગીરીથી બોલી, " કઇ વાત કહો જોઉં ? "

" આ ચિઠ્ઠીની વાત ? હું એક છુપી પોલિસનો માણસ છું, જાસૂસ છું, મારો આ ખાદીનો પોષાક બનાવટી છે, અને મારો સ્વદેશ પ્રેમ લોકોને છેતરવા માટેની ઠગાઇ છે. "

સુરેશ્વરની વાત સાંભળી સુમિત્રાનું મ્હોં, ગુસ્સાથી લાલચોળ થઇ ગયું. તેણે ક્રોધથી કંપતા અવાજે કહ્યું, "ના, હું તેમાંનો એક અક્ષર પણ ખરો માનતી નથી ! છતાં આપે જાસૂસ બની, ખોટો અભિનય કર્યો હોય તો પણ મારામાં જે સ્વદેશભકિત જાગ્રત થઇ છે તે તદ્દન શુદ્ધ છે; તે માટે આપને હું ધન્યવાદ આપું છું. "

જયાલક્ષ્મી તરફ કટાક્ષ ફેંકી બોલી, " જૂઠે જૂઠી વાચાળતા બતાવ નહિ સુમિત્રા ! "

સુમિત્રા એ વચનો તરફ ધ્યાન ન આપતાં સુરેશ્વરને સંબોધન કરી કહેવા લાગી, "આપે મને એક દિવસે બચાવી હતી તે હું લગારે ભૂલી ગઇ નથી. પરંતુ હું આજે આપને મારા અપમાન કરતાં પણ અનેક ગણા વધારે અપમાનથી બચાવી શકી નહિ તે ખાતર મને ક્ષમા કરશો. આ ઘરમાં આપ હવે નહિ આવો તે હું જાણું છું, પરંતુ કૃપા કરીને

એક સારો રેંટીઓ મને મોકલી આપશો. હું આપની શિખામણ મુજબ એ સાડીની કિંમત વાળી આપીશ. એ સાડી મને આપી જાઓ." એમ કહી તેણે સુરેશ્વરના હાથમાંથી સાડીનું બંડલ લઈ લીધું.

સુમિત્રાનાં આ અદ્ભુત અને અણધાર્યાં વચનો સાંભળી સુરેશ્વ-રના મ્હોં પર હર્ષ અને વિસ્મયની લાગણીઓ એકી સાથે ફુટી નીકળી. તેણે શાંત અવાજે કહ્યું, "પ્રભુ, આપનું ભલું કરો. આપે આજે જે રીતે માન રાખ્યું છે તે રીત કરતાં વધારે સારી રીતે અપમાનિત માણસનું માન શી રીતે જળવાય તે મારા ખ્યાલમાં પણ આવતું નથી ! હવે મારા મનમાં કંઈજ દુઃખ રહ્યું નથી ! જે દિવસે તમારી ખાદી પહેરેલી અદ્દ્ભુત મૂર્તિ જોઈ હતી તે દિવસથી એક પ્રકારની આશા મારા હૃદયમાં જાગૃત થઈ હતી. તે આશા આટલી બધી ઉતાવળે સફળ થશે તે મેં સ્વપ્નામાં પણ ધાર્યું ન હતું. સુમિત્રા, એ ભૂલશો નહિ કે આપણા દેશની અવસ્થા શોચનીય છે [ તમે કેવળ તમારી માતાનાંજ પુત્રી નથી પણ જનની જન્મભૂમિની પણ તમે કન્યા છો."

ત્યારબાદ જયાલક્ષ્મી તરફ ફરી સુરેશ્વરે કહ્યું, "મા, સાંભળો, હું ખરેખર જાસુસ નથી; જો કે તમારે મન તો હું અત્યારે જાસૂસ કરતાં પણ ભયંકર છું. છતાં એટલું યાદ રાખશો કે આપની એ કલ્પના જૂઠી છે. હું એક ગરીબ સ્વદેશસેવક છું. આપ મારા પર ગમે તે કારણે ગુસ્સે થયાં હો તો પણ કૃપા કરી મારા આ નમસ્કાર સ્વીકારશો. કારણ કે આપ સુમિત્રાના મા છો !"

ત્યારબાદ નીચે નમી જયાલક્ષ્મીને નમસ્કાર કરી સુરેશ્વર ઓરડા ની બહાર નીકળી ગયો.

---

# પ્રકરણ ૧૬ મું

## એમ બને ખરૂં ?

દારૂખાનાની કોઠી જેમ અગ્નિ અને પ્રકાશ બંને ધારણ કરી સળગે છે, તેમ સુરેશ્વરનું મન પણ વેદના અને આનંદ એકી સાથે વહન કરી સળગવા લાગ્યું. અપમાનની ભયંકર ગ્લાનિથી હૃદય દારૂણ રૂપે સળગતું હતું તેજ વળી આનંદની પ્રભાથી બીજી બાજુએથી ઝબકારા મારતું હતું. દેસાઈની પોળમાંથી નીકળી સુરેશ્વર સીધો રીચીરોડપર આવી પહોંચ્યો. ત્રણ દરવાજા પસાર કરી સલાપોસ રોડ પર થઈ મીરજાપુરમાં આવેલા વિમાનવિહારીના મકાન આગળ આવી ઉભો. અંદર જવું કે નહિ તે વિચારે તેને થોડીવાર અટકાવ્યો. છેવટે નજ જવું એવો નિશ્ચય કરી ત્યાંથી પાછો ફર્યો અને સીધો વિકટોરિયા ગાર્ડન તરફ ચાલ્યો.

સુરેશ્વરે વિકટોરિઆ ગાર્ડનમાં પ્રવેશ કર્યો ત્યારે શિઆળાની સખત ટાઢનો પ્રતાપ ધીમે ધીમે વિસ્તાર પામતો જણાયો. સંધ્યાકાળ થઇ ગયો હતો. વીજળીના દીવા ખદ્યોતની માફક અંધકારના પ્રબળ પ્રતાપને ઝાંખો પાડવાનો પ્રયત્ન કરતા હતા. બગીચામાં માણસો ઓછાં થતાં જતાં હતાં તેથી સુરેશ્વર સહેલાઇથી એક બાંકડો મેળવી શકયો.

ઉશ્કેરાએલા કાન અને તપી ગએલી આંખોને રાજમાર્ગના કોલાહલ અને જુદા જુદા દેખાવોમાં ડૂબાડી તેણે પોતાનાં અધીરાં હૃદયને ધીમે ધીમે થોડું ઘણું શાંત કરી લીધું હતું. સળગતો કોયલો જેમ ધીરે ધીરે પોતાની કાળાશ તજી તેજસ્વી બને તેમ તેનું ચિત્ત જયાલક્ષ્મીએ અર્પેલી કાળાશ તજી સુમિત્રાની કલ્પનાવડે પ્રકાશિત થવા લાગ્યું. આજે તેણે સુમિત્રા પાસેથી જે મૂલ્યવાન સંપત્તિ પ્રાપ્ત

કરી હતી તે કેવળ બોજાદાયક જ નહોતી પણ તેની પાછળ પ્રતિકૂળ શક્તિવિરૂદ્ધનો જય ગર્વભેર ડોકીઉં કરી ઉભો હતો. પહેરેગીરે ખભે હાથ મૂકયો ત્યાં તો રાજકુમારીએ તેના કંઠમાં માળા પહેરાવી દીધી હતી. સુરેશ્વર કલ્પના વડે સુમિત્રાની એ ગુસ્સાથી લાલચોળ થઈ ગએલી મૂર્તિ અને કંઈ પણ ડર રાખ્યા વિનાનાં વાકયો યાદ લાવવા લાગ્યો, અને જેમ જેમ તે યાદ કરતો ગયો તેમ તેમ સુમિત્રાની સુંદર મૂર્તિ લડાઈમાં મેળવેલા વિજયની વિજયવધૂ રૂપે રૂપાંતર પામવા લાગી. તેને લાગ્યું કે આજે મારા તપોવનના શુષ્ક આંગણામાં સિદ્ધિ મૂર્તિ ધારણ કરી આવી ઉભી છે. એ સિદ્ધિની માટીની દેવીપ્રતિમામાં પ્રાણસંચાર થયો છે.

સુરેશ્વરનો આ અપાર આનંદ કંઈ અકારણ નહોતો, અને સુમિત્રા પાસેથી તેણે જે કંઈ મેળવ્યું હતું તેમાં જ તે બંધાઇ રહ્યો નહોતો. જે અખંડનું જ્ઞાન અતીન્દ્રિય દ્વારા હૃદયમાં નિત્ય હયાત હોય છે, તે જ્ઞાન મનુષ્ય ખંડમાંથી ઇન્દ્રિય દ્વારા મેળવે છે. સાકાર દ્વારા નિરાકારનો અનુભવ થાય તેમ આજે સુરેશ્વર સુમિત્રામાં વિશ્વવિજયિની મૂર્ત્તિ જોઈ શકયો હતો. ગુજરાતનાં એક કરોડ સ્ત્રીપુરુષોમાં કેવળ ડેપ્યુટિ કલેકટરની પુત્રીનું ચિત્ત જીત્યું એ સામાન્ય ઘટના આજે તેને સામાન્ય જણાઇ નહિ.

દીલગીરી વિસરી સુરેશ્વર જ્યારે ઘેર આવ્યો ત્યારે માધવી રૂની પૂણીઓ તૈયાર કરતી કરતી પોતાના મનમાં ગણગણતી બેઠી હતી. સુરેશ્વર પોતાના જોડા નીચે જ ઉતારી આવ્યો હતો. તેણે દૂરથી માધવીને એક ચિત્તે કામમાં ગુંથાએલી જોઇ બહુજ ધીમેથી આવી ધક્કો માર્યો.

આ અણધારી ઘટનાથી ચમકી તેણે પાછળ જોઈ કહ્યું, “ અહો ? હું તો પ્રથમ જ સમજી ગઈ કે આ કામ ભાઇસાહેબ સિવાય બીજા કોઇનું ન હોય. ”

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું " એમ કે? ભાઇ છે એમ જાણે તો માણસ આટલું બધું ચમકી ઉઠે ખરૂં!"

માધવી એ હસતાં હસતાં કહ્યું "ભાઇ છે એમ જાણ્યા છતાં ચમકી તો જવાય જ. કારણકે સમજવું અને ચમકવું એ બંને ક્રિયા સાથે થતી હોવાથી વિચાર કરવાનો અવકાશ રહેતો નથી." ત્યાર પછી તેણે સુરેશ્વરની આનંદી મૂર્ત્તિ જોઈ પૂછ્યું. "ભાઇ તમે આનંદમાં જણાઓ છો. સુમિત્રાએ સાડી ખરીદી લાગે છે."

સુરેશ્વરે હસતા વદને કહ્યું, " કેવળ ખરીદી છે એટલું જ નહિ પણ તેની કીંમત પણ બહુ જ સારી રીતે આપવાનું જણાવ્યું છે."

માધવીએ આગ્રહપૂર્વક પૂછ્યું, " કેવી રીતે કહો તો ખરા?"

સુરેશ્વરે કહ્યું, " તેણે કહ્યું છે કે હું પોતે રેંટીઓ કાંતી તેમાંથી જે કંઈ ઉપજશે તે વેચી કિંમત ભરી આપીશ."

સુરેશ્વરની વાત સાંભળી માધવીનું મન વિસ્મયથી ભરપૂર થઈ ગયું " એકીસાથે આટલી બધી ઉન્નતિ! મને વિશ્વાસ પડતો નથી ભાઇ! એ અતિ ભક્તિ તો નહિ હોય?"

સુરેશ્વરે કહ્યું, " ના, ના, તેમ નથી. કોયલાની ખાણમાંથી સુમિત્રા મળી છે માટે તું એમ ન માનતી કે તે અસલ હીરો નથી. ભગવાને તેના પર પહેલ પાડવા શરૂ કર્યા છે. થોડીવારમાં તે ચકચકિત થઈ જશે."

માધવી આ વાતનો કંઈજ જવાબ ન આપતાં બોલી, " વારૂ ભાઈ, સુમિત્રાની માએ આ બાબતમાં કંઈ વાંધો ન લીધો? તે ત્યાં હાજર હતાં."

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું, " હાજર તો હતાં, ટુંકામાં કહું તો તેઓ હતાં માટે જ આ વાત બની. હું તો સાડીઓ પાછી લાવવાની તૈયારીમાંજ હતો."

માધવી વિસ્મય પામી બોલી, " એ શી રીતે ? "

સુરેશ્વરે હસતા વદને કહ્યું, " એ વાત સાંભળતાં તને દુઃખ થશે એમ માની મેં તને એ ન કહેવાનો ઠરાવ કર્યો હતો. પણ જ્યારે આટલી વાત સાંભળી તો પછી બાકીની પણ સાંભળી લે. " એમ કહી તેણે સુમિત્રાને ઘેર બનેલી બધી વાત કહી સંભળાવી.

વાત સાંભળી માધવી થોડી વાર સ્તબ્ધ બની બેસી રહી. ત્યાર બાદ થોડી વાર રહી બોલી, " દેવતાને દાનવ કહેતાં જેટલું પાપ થાય તેટલુંજ પાપ તમને જાસૂસ કહેતાં થાય. તમારા આ અપમાનની વાત સાંભળી મને બહુ દુઃખ થાય છે. પરંતુ એક દિવસ નક્કી આ દુઃખ દૂર થશે. કયારે કહું ભાઈ? "

સુરેશ્વરે કુતૂહલતાપૂર્વક પૂછ્યું. " કયારે કહે જોઉ ? "

માધવી હસતે મુખે બોલી. " જ્યારે તમે સુમિત્રાને આ ઘરમાં લાવશો ત્યારે. "

સુરેશ્વરે બહુ જ નવાઇ પામી કહ્યું. " હું સુમિત્રાને આ ઘરમાં લાવીશ? કઈ રીતે માધવી ? "

માધવી પોતાનું મ્હોં છુપાવી બોલી. " વિવાહ કરીને ! "

" વિવાહ કરીને ? અપાર વિસ્મયથી સુરેશ્વર થોડીવાર માધવીના મુખ સામું જોઈ રહ્યો. ત્યાર બાદ તેણે કહ્યું " માધવી, તારા જેવી ગાંડી આ દેશમાં કોઈ ભાગ્યેજ હશે. વિવાહ કરવાની જે પદ્ધતિઓ આજકાલ પ્રચલિત છે તે પદ્ધતિઓમાંની કોઈપણ એક દ્વારા એ સિદ્ધ થાય તેવું નથી. હા. એક રીત છે જો અગાઉની રાક્ષસ વિવાહની પદ્ધતિ સ્વીકારી મધરાતે પ્રમોદરાયના મકાનમાં જઈ સુમિત્રાનું હરણ કરી લાવું તો એ વાત બને તેમ છે પરન્તુ તે તો બને તેમ નથી. આપણે કયો મંત્ર સ્વીકારી અસહકાર સ્વીકાર્યો છે તે તો તું જાણે છે ને ? " એમ કહી સુરેશ્વર હસવા લાગ્યો.

માધવીએ કહ્યું, " એવું કંઇ હું ન સમજું ! પરન્તુ આટલું તમે બરાબર યાદ રાખશો કે સુમિત્રાની માને જ્યારે ત્યારે પણ તમને જમાઇ તરીકે સ્વીકારવા જ પડશે. એવો વખત આવે ત્યારે માધવી શું કહેતી હતી તે તે યાદ કરજો. "

આ વાત સાંભળી એક વાર વધારે માધવીને પાગલનો ખિતાબ આપી સુરેશ્વર ચાલ્યો ગયો. પરન્તુ લોઢું જેમ લોહચુમ્બકની સાથે ચોંટી રહે તેમ માધવીનાં વચનો તે દિવસ સુરેશ્વરના ચિત્તે વળગીજ રહ્યાં. એ વળગણ ફક્ત જાગ્રતાવસ્થામાં જ ન રહી પણ સ્વપ્નમાં પણ એનું એજ રટણ રહ્યું.

---

## પ્રકરણ ૧૭ મું

---

## સારૂં બને તો જ સારૂં

---

સુરેશ્વર ગયો એટલે સુમિત્રા થોડીવાર દિગ્મૂઢ બની ત્યાં જ ઉભી રહી. ક્રોધથી, દુ:ખથી, તિરસ્કારથી. શરમથી તેની આંખમાંથી ચોધાર આંસુ વરસવાની તૈયારી થઈ રહી હતી. તે જમીન તરફ મોં રાખી એ અટકાવી રાખવાનો પ્રયત્ન કરતી હતી.

દીકરીનાં આચરણથી જયાલક્ષ્મી મનમાં મનમાં અતિશય ગુસ્સે થઇ હતી. છતાં આ સ્થિતિમાં વધારે બોલવું તેને યોગ્ય જણાયું નહિ. તેણે કંઠસ્વર કોમળ બનાવી કહ્યું " સુરેશ્વરને લીધે ધીમે ધીમે અગવડ ખતી જતી હતી. હવે તે જ્યારે આટલી સહેલાઇથી ઘર છોડી ગયા તો પછી તે સંબંધમાં વધારે વિચાર કરવાની જરૂર નથી. સુમિત્રા! હવે એ વાત જવા દે."

સુમિત્રાએ પોતાનાં નીચે ઢળેલાં ભીનાં નયનો ઉંચાં કરી પૂછ્યું " માને શું તમે સહેલાઇથી ગયા એમ કહો છો ? તમારા દરવાન પાસે

સુરેશ્વરભાઇને ધક્કા મરાવી બહાર કાઢયા હોત તે આના કરતાં વધારે બહેતર હતું એમ મને લાગે છે.”

સુમિત્રાનાં વચનો સાંભળી જ્યાલક્ષ્મીના મુખપર અસંતોષનાં ચિહ્નો જણાવા લાગ્યાં. ધીમે ધીમે તેનું મ્હોં ફીકુંફ્ચ થઇ ગયું. તેણે સખત અવાજે કહ્યું. “ જે પોતાનું માન પોતે જ ગુમાવે છે તેનું માન કોઇ રાખી શકતું નથી !”

થોડી વાર ચુપ રહ્યા બાદ સુમિત્રાએ કહ્યું. “ પોતાનો જીવ જોખમમાં નાખી જેણે તમારી છોડીનું માન જાળવ્યું, તે પોતાનું માન જાળવી શકતા નથી એ વાત શું તમને ખરી લાગે છે ?”

આ ઉપકારપ્રાપ્તિના ઉલ્લેખથી જ્યાલક્ષ્મી મનમાં બહુજ ગુસ્સે થઈ. તેણે વ્યંગતાસૂચક સ્વરે કહ્યું, “ અહો...હો ! કોણ જાણે કયા રના યુગમાં કંઈ કર્યું હોય તેથી શું તેને માથું કાપવાનો પણ અધિકાર મળી ગયો ? તું નક્કી જાણજે કે સુરેશ્વરની સાથે તારી વારંવાર થતી મુલાકાતોથી વિમાને આ ઘરમાં આવવું ઓછું કરી દીધું છે. ”

જયાલક્ષ્મીની વાત સાંભળી સુમિત્રા થોડીવાર તો તેના સામું આંખો ફાડી જોઈ રહી. ત્યાર પછી કઠણ અવાજે કહ્યું. “ તેથી જ મને લાગે છે કે તમે બધાંએ મળી સુરેશ્વરભાઇને આ ઘરમાંથી કહાડવા માટે આ જૂઠો અપવાદ આગળ કરી કાવતરૂં રચ્યું છે ખરૂં ?”

સુમિત્રાની આ વાતથી જયાલક્ષ્મીને બહુ ચિંતા થઈ. તે એકદમ બોલી ઉઠી; “ ખબરદાર સુમિત્રા; આ બાબતમાં તું વિમાનને એક અક્ષર પણ કહેતી નહિ ! આ ચિઠ્ઠીની સાથે તેને કંઈ જ સંબંધ નથી ”

“ તમે શા પરથી ધાર્યું કે તેમને આ સાથે કંઇજ લાગતું વળગતું નથી. ? ”

‘ આ ચિઠ્ઠી કોઇ એક શિવકુમાર નામના માણસે લખી છે. તદ્દન જુદા જ માણસે લખી છે. જો આ ચિઠ્ઠી, તેના અક્ષર તપાસી

જો. " એમ કહી જયાલક્ષ્મીએ કાગળ સુમિત્રાના હાથમાં આપ્યો.

સુમિત્રાએ હાથ ખેંચી લઇ કહ્યું, ' તે કાગળ હું જોવા માગતી નથી. પરંતુ તેમાંનું લખાણ વિમાનવિહારીએ લખાવ્યું નથી તે તમે કઈ રીતે જાણ્યું ? "

જયાલક્ષ્મીએ ગભરાઇ જઇ કહ્યું, " ગમે તે રીતે. હું તે પણ જાણું છું. "

" ત્યારે તો પછી આ કાગળ કોણે લખ્યો તે પણ તમે જાણતાં હશો. ?"

આ કઠણ પ્રશ્નથી જયાલક્ષ્મી બંને બાજુથી ફસાઇ પડી. થોડી વાર તો તે દિગ્મૂઢ બની શું કરવું તેનો વિચાર કરવા લાગી. પછી એકદમ સુમિત્રાની પાસે આવી, તેનો હાથ પકડી, વિહવળપણે બોલી, " સુમિત્રા, મારી વ્હાલી દીકરી, આ વાતને નકામી ચુંથ નહિ ! હું તારી મા છું, મારા પર વિશ્વાસ રાખ. હું કહું છું કે જે કંઇ થયું છે તે સારૂં જ થયું છે. તું હજુ છોકરૂં છે, તેથી એ બધી વાતો સમજી શકતી નથી ! "

" ખરેખર સમજી શકતી નથી ! " એમ કહી ઉભરાતાં આંસુ અટકાવતી સુમિત્રા દિવાનખાનું છોડી ગઇ. પરંતુ પોતાના ઓરડામાં આવતાંજ તેની અત્યાર સુધી ટકાવી રાખેલી દ્દઢતા જતી રહી. તેનો શિથિલ દેહ એક આરામ ખુરશી પર પડયો અને તેનાં નેત્રમાંથી આંસુનો ઓઘ વહેવા લાગ્યો. ત્યાર પછી બહુ ક્ષણ બાદ જ્યારે તેને વરસાદના પાણીથી ધોવાઇ ગએલાં આકાશની માફક તેનાં દુ:ખથી ધોવાઇ ગએલાં હૃદયમાં અવલોકન કરી જોવાની ફુરસદ મળી ત્યારે તેણે જોયું કે એકાંતમાં રહેલી કોઇ વસ્તુની ઉજળી પ્રભાથી તેનું કાળાં વાદળાં જેવું દુ:ખ વિચિત્ર રંગથી વિભૂષિત થઈ રહ્યું છે ! સુરેશ્વરને તેણે જે કંઈ કહ્યું હતું તે તેના મનમાં વારંવાર ઘોળાવા લાગ્યું, અને જેમ જેમ એ વચનો પર બુદ્ધિનો પંજો પડતો ગયો, તેમ તેમ તે સમજી શકી કે વાકયની મદદથી એક બીજાંએ એક બીજાંને

પરસ્પર જેટલાં વ્યકત કર્યાં છે તેના કરતાં એ વાકયોની વચમાં રહી ગએલા ભાવોએ એ કરતાં પણ અતિશય વધારે વ્યકત કર્યાં છે, અને તે સ્થળે જયાલક્ષ્મી આવી પહોંચવાથી જે કંઈ પરિતાપનું કારણ બન્યું હતું તેના કરતાં તે ન આવી પહોંચી હોત તો વધારે પરિતાપનું કારણ રહી જાત.

સંધ્યાકાળ વખતે વિમાનવિહારી નિયમિતપણે ફરવા આવ્યો હતો. દિવાનખાનામાં બધાં એકઠાં થયાં હતાં. કેવળ સુમિત્રા આવી નહોતી. બપોરે પ્રમોદરાયે વેદાન્ત–ભાષ્યનો જે ભાગ વાંચ્યો હતો તે બીજી વાર સંભારી જવાના ઉદ્દેશથી તેણે વિમાનવિહારીને એ બધું સમજાવવા માંડયું; પણ વિમાનવિહારી એ કડવી વાતોમાં જરાયે મન ઘાલી ન શકવાથી કેવળ એ બધું મુંગો મુંગો સાંભળવા લાગ્યો અને વચમાં વચમાં સંબંધ વગરના પ્રશ્નો પૂછી પોતે ધ્યાન રાખે છે એવું બતાવવા લાગ્યો.

આખો દિવસ પરિશ્રમ કર્યા બાદ વિમાનવિહારી કંઈ પ્રમોદ-રાયનું વેદાન્તભાષ્ય સાંભળવા અહીં આવ્યો નહોતો. પ્રમોદરાય તેનું લક્ષ્ય નહોતું પણ ઉપલક્ષ્ય માત્ર હતું તે પ્રમોદરાય પોતે ન સમજ્યા પણ જયાલક્ષ્મીને એ સમજતાં વાર લાગી નહિ. તેથી ભવિષ્યના આ ડેપ્યુટિ જમાઈનું મનોરંજન કરવા જયાલક્ષ્મીએ વિમળાને કહ્યું: “ વિમળા, સુમિત્રા હજુ કેમ ન આવી ? તેને બોલાવી લાવ જોઉં, આવીને વિમાનને બે ચાર ગાયન સંભળાવે તો સારૂં. ”

આ શબ્દો સાંભળી વિમાનવિહારીમાં ચૈતન્ય આવ્યું. ધીમે ધીમે વધતી જતી અધીરાઈમાંથી મુક્ત થઈ વેદાન્તભાષ્યની ચર્ચા તરફ એકાએક એવું ધ્યાન આપવા લાગ્યો કે પ્રમોદરાયને આથી સહેજ ખોટું લાગ્યું. તેણે જયાલક્ષ્મીને પોતાની શાસ્ત્રચર્ચામાં આમ અડચણ નાખતી જોઈ કહ્યું: “ આજે ગાયન નહિ બંધ રહે ? અમે આ ચર્ચા પૂરી કરી લઇએ ત્યાં સુધી એ બંધ રહે તો સારૂં. ”

જયાલક્ષ્મીએ કહ્યું: "હવે બંધ રાખો એ ચર્ચા ! તમારી એ કચાકચ મને તો જરાયે ગમતી નથી. આખો દિવસ શ્રમ કરી આવ્યા બાદ વિમાનને એ ગમશે કે નહિ તેનો પણ તમે વિચાર કરતા એમ જણાતું નથી."

વિમાનવિહારી જાણતો હતો કે આ શબ્દયુદ્ધમાં જયાલક્ષ્મી જ જીતવાની. સુમિત્રા આવશે કે તરત શાસ્ત્રચર્ચા બંધ પડવાની. તેથી તે પ્રમોદરાયનો પક્ષ લેતાં એવું દર્શાવવા લાગ્યો કે વેદાન્તચર્ચા સિવાય બીજું કંઇ મને ગમતું નથી અને હું સંધ્યાકાળ વખતે અહીં આવું છું તેનું મુખ્ય કારણ આ વેદાન્તભાષ્યનું શ્રવણ જ છે.

પરંતુ આ ચર્ચા પૂરી થાય તે પહેલાં વિમળાએ આવી કહ્યું કે સુમિત્રાનું માથું ચડયું છે માટે તે અહીં આવી શકે તેમ નથી. આ સમાચારથી પ્રમોદરાય શાંતિપૂર્વક પોતાની વેદાન્તચર્ચા આગળ ચલાવવા તૈયાર થયા. પણ વિમાનવિહારીએ એકદમ ઉભા થઈ કહ્યું: "આજે મારે થોડું કામ છે. હમણાં જ સાંભર્યું. આજે તો રજા લઉં છું."

પ્રમોદરાય ઉતાવળે બોલી ઉઠયા: "પરંતુ આપણી ચર્ચા અધૂરી રહી છે તેનું શું ?"

વિમાને હસતાં હસતાં કહ્યું: "બાકી રહેલી ચર્ચા કાલે કરીશું. આજે તો ગયા સિવાય છૂટકો નથી."

પ્રમોદરાયે ઉતરેલે મ્હોંએ જવાબ આપ્યો: "ત્યારે તો ભલે બાકી રહ્યું."

વિમાન ચાલ્યો ગયો એટલે જયાલક્ષ્મીએ આજના બનાવની વાત કંઇક ફેરવીને, કંઇક જતી કરીને અને કંઈક વધારીને પ્રમોદ-રાયને કહી સંભળાવી.

એ બધું સાંભળી પ્રમોદરાય બહુ દીલગીર થયા. તે માથું ખંજવાળતા ખંજવાળતા જયાલક્ષ્મી તરફ જોઇ બોલ્યા: "તમે ભૂલ

કરો છો. મેં તો માણસને ઓળખવામાં આખી જિંદગી ગાળી છે. હું માણસને ઓળખું છું. સુરેશ્વર તમે ધારો છો તેવો કદી ન હોય!"

જયાલક્ષ્મીએ ગુસ્સે થઈ કહ્યું: "છેલ્લાં દશ વર્ષ તો તમે સેક્રેટરીએટમાં નોકરી કરવામાં ગાળ્યાં છે! તમે વળી માણસને ક્યારે ઓળખતાં શીખ્યા?"

આ વાક્ય સાંભળી પ્રમોદરાયથી કંઈ બોલી શકાયું નહિ. તે નિઃશબ્દ બેસી રહ્યા. જયાલક્ષ્મી થોડીવાર મુંગી રહી બોલવા લાગી: "તમે પુરુષોને કદાચ ઓળખતા હશો; પણ હું સ્ત્રીજાતિને બહુ સારી રીતે ઓળખું છું! સુરેશ્વર આ ઘરમાં આવતો જતો બંધ ન થાત તો તમારી છોકરીનું ભલું થાત નહિ. જે થયું છે તે સારૂં જ થયું છે."

"સારૂં બને તો જ સારૂં" એમ કહી પ્રમોદરાય ખુરશી પરથી ઉઠી પોતાના ખાનગી ઓરડામાં ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૧૮ મું.

---

## માધવીની મદદ

---

જયાલક્ષ્મી સાથે સુરેશ્વરને સંઘર્ષ થયો ત્યાર બાદ ત્રણ ચાર દહાડા વિતી ગયા છે. વિજયી યોદ્ધો જેમ લડાઇમાંથી પાછા ફર્યા બાદ પરમ સંતોષ અને આનંદ સાથે પોતાનાં હથિયારો ફેરવી ફેરવી જુએ તેમ સુરેશ્વર પણ આ દિવસો દરમિયાન પોતાના રેંટીઆ અને સાળોમાંજ ગુંથાઈ રહ્યો હતો. સ્વદેશપ્રેમને અવલંબી જે અત્યાર સુધી કેવળ શ્રદ્ધા જ જાગૃત કરતું હતું તે હવે સુમિષ્ઠ, પ્રવાહી અનુ-

રાગથી પલળી રસવાળું બની ગયું છે ! રેંટીઆ પર બેસતાં જ હવે સુરેશ્વરને હાથે જાડું સૂતર કંતાતું જ નથી. જાણે અંતરનો આવેગ ચપટી દ્વારા બહાર પડતો હોય તેમ રેંટીઓ ફેરવતાં જ થોકબંધ ઝીણું સૂતર જરા પણ પ્રયત્ન કર્યા વગર કંતાતું જ જાય છે. એ સૂતર કોઇ ખાસ વ્યક્તિનાં લુગડાં વણવા માટે એકઠું કરી રાખવું એવો વિચાર સુરેશ્વરના મનમાં રેંટીઆ પર બેસતાં જ આવે છે. બધી સાળો પર ઝીણું સૂતર વણાવાનું શરૂ થયું છે. દરેક સાળ પર સાડી વણાય એવો તેને ધખારો થઈ પડયો જણાય છે. એ સાડીની કિનારમાં કેવું સૂતર વાપરવું, કઈ કિનાર સારી લાગે, તેની કારીગર સાથેની વાતચીતમાં જ સુરેશ્વરના કલાકના કલાક ચાલ્યા જાય છે.

બપોર પછી તારાસુંદરી પોતાના ઓરડામાં બેઠી બેઠી મહાભારત વાંચતી હતી અને સુરેશ્વર તથા માધવી પોતાના રેંટીઆઘરમાં બેસી રેંટીઆ ચલાવતાં હતાં.

વાત વાતમાં માધવીએ કહ્યું, " ભાઈ, સુમિત્રાએ એક રેંટીઓ મોકલવાનું કહ્યું હતું તો તે મોકલ્યો કે નહિ ? "

સુરેશ્વરે મંદ મંદ હસતાં કહ્યું, " રેંટીઓ આપવાનું કઠણ નથી, પણ મોકલવાનું કઠણ છે. કયારનો એ જ વિચાર્યા કરૂં છું કે રેંટીઓ મોકલવો કોની સાથે ? "

માધવી થોડી વાર વિચાર કર્યા પછી બોલી, " એક કામ કરો તો ન બને ? એક ચિઠ્ઠી લખી નોકર સાથે મોકલો તો ? "

માધવીની વાત સાંભળી સુરેશ્વર હસી પડયો. તેણે કહ્યું, " ત્યારે તો આવી જ બને ને ! જયાલક્ષ્મીની આંખે એમાંનું કંઇ ચડે તો નોકર સોંપાય પોલીસને અને રેંટીઓ સોંપાય ચુલાને ! જયાલક્ષ્મીની નજરે ન પડે તેવી રીતે સુમિત્રા પાસે પહોંચે તોજ કંઈક કાર્ય સરે. કારણ કે સુમિત્રાને દબાવી શકે એટલી તાકાત તેની મામાં નથી એ તો ખચિત ! "

સુરેશ્વરની વાત સાંભળી માધવી ચિંતાતુર વદને રેંટીઓ ફેરવવા લાગી. ત્યાર બાદ અચાનક એક વાત યાદ આવતાં રેંટીઓ બંધ રાખી બોલી, " એક ઉપાય છે ભાઈ ? "

" શું ? "

" તમે જો રજા આપો તો હું જાતે જઇ સુમિત્રાને રેંટીઓ પહોંચાડી આવું. હું રેંટીઆ વેચતી ફરૂં છું એમ કહી તેમને રેંટીઓ આપી આવીશ. તેઓ મોટાં માણસ છે, જો પૈસા આપશે તો લઇશ અને જો પૈસા નહિ આપે તો તમારી ઓળખાણ આપી વગર કિંમતે રેંટીઓ આપી આવીશ. "

સુરેશ્વરે વિસ્મય પામી કહ્યું, " માધવી ! આ તું શું કહે છે ? એક અજાણ્યે ઘેર જઇ રેંટીઓ આપી આવી શકીશ ? "

માધવીએ હસતા વદને કહ્યું, " નક્કી તેમ કરી શકીશ ! તમારા સ્વરાજના પ્રયત્નમાં હું શું એટલોય ફાળો ન આપી શકું ? " એમ કહી તે ખડખડ હસવા લાગી.

" મારી બ્હેન છે માટે તારૂં અપમાન કરે તો ? જો તને જાસૂસ ઠરાવે તો ? "

માધવીએ હસતા વદને કહ્યું, " સુમિત્રાની મા પાસે હું એ ઓળખાણ નહિ આપું. એક બંધ ગાડીમાં બે ત્રણ રેંટીઆ લઈ આપણા નોકર સાથે સુમિત્રાને ઘેર જઇશ. પહેલાં તો ખાલી હાથે જઈ સુમિત્રાની મુલાકાત લઇશ. ત્યાર પછી રેંટીઆની વાત કહી તેને રાજી કરી એક રેંટીઓ ગાડીમાંથી લાવી આપીશ. "

" બોલવું સહેલું છે, કરવું અઘરૂં છે, એ યાદ છે કે માધવી ? "

માધવી ગંભીર બની બોલી, " પરન્તુ મને તે એટલું બધું અઘરૂં લાગતું નથી. એકાદ ગૃહસ્થને ત્યાં જઈ એક બાઇ માણસને રેંટીઓ આપી આવવો તેમાં મુશ્કેલી શી છે ? તેમાં વળી જે બાઇને રેંટીઓ આપવા જવો છે તે પોતે તેની રાહ જોઈ બેઠી છે. "

પ્રથમ તો આ વાત મશ્કરીના રૂપમાં નીકળી હતી પણ ધીમે ધીમે વાસ્તવિક સ્વરૂપમાં જાહેર થવા લાગી. માધવીની યુક્તિ તદ્દન હસી કાઢવા જેવી નથી એવું સુરેશ્વરને સ્પષ્ટ જણાયું. એટલુંજ નહિ પણ એ સિવાય બીજો કોઇ ઉપાય નથી એમ પણ તેને જણાવા લાગ્યું. બીજી બાજુએથી માધવી આ કૌતુકપ્રદ કાર્ય પાર પાડવાનો ઉત્સાહ અને ઉદ્વેગ ભોગવવા માટે ધીમે ધીમે આતુર થવા લાગી. આ યુક્તિમાં એવી મઝા અને સાહસિકતાની વાત હતી કે તેની ઉશ્કેરણી માધવીને બહુજ ઉશ્કેરવા લાગી. તે સિવાય જે વિચિત્ર મૂર્તિ પોતાના ભાઇને આવી ગંભીર રીતે આકર્ષી રહી છે તેનું દર્શન કરી આવવું એ પણ તેનો ગૌણ હેતુ થઇ પડયો હતો.

સુરેશ્વર જરા વિચાર કરી બોલ્યો. "જો એ કામ સહેલાઇથી થતું હોય તો ભલે તેમ કર. વારૂ, ત્યારે કયારે જઇશ. આજે જ કે?"

માધવી પ્રફુલ્લ બની બોલી, "આજે જ, હમણાં જ. તમે રામદીનની ગાડી આણી આપો, અને મારી સાથે આપણા રામાને મોકલો. હું તે દરમિયાન માની રજા લઇ આવું."

"મા જો સુમિત્રાને ઘેર તું એકલી જાય તેમાં વાંધો લે તો?"

"તે બાબતમાં તમે કંઇ ચિંતા રાખશો નહિ. માને જેટલું કહેવું જોઈએ તેટલું જ કહીશ." એમ કહી માધવી તારાસુંદરી પાસે દોડી અને થોડીવાર પછી પાછી આવી બોલી, "માએ રજા આપી છે, તમે ગાડીની વ્યવસ્થા કરો."

ગાડી આવી એટલે માધવીએ સુરેશ્વરને કહ્યું. "સુમિત્રાને કયો રેંટીઓ મોકલવો ધાર્યો છે?"

રેંટીઆઘરમાં જેટલા રેંટીઆ હતા તેમાં સુરશ્વરનો રેંટીઓજ સર્વોત્કૃષ્ટ હતો. સુરેશ્વરના મનમાં હતું કે તે રેંટીઓ જ સુમિત્રાને મોકલવો પણ કોઈ જાણે કઈ વસ્તુ તે ઇચ્છા અમલમાં મૂકવામાં અડ-

ચણ કરી રહી હતી. તે માધવીનો પ્રશ્ન સાંભળી દિગ્મૂઢ થઇ ઉભો. થોડી વાર પછી તેણે માધવીને સામો પ્રશ્ન કર્યો, “ તારી શી ઇચ્છા છે ? કયો રેંટીઓ આપીએ તો ઠીક ? ”

માધવીએ હસતા વદને કહ્યું, “ હું તો એમ કહું છું કે તમારો પોતાનો જ રેંટીઓ મોકલો. તમે પોતે તો એકાદ નવા રેંટીઆને પણ તૈયાર કરી શકશો, પણ સુમિત્રાને તો આ પહેલોજ પ્રયત્ન છે, માટે તેને સારા રેંટીઆની જરૂર છે.

માધવીની વાત સાંભળી સુરેશ્વરના મુખપર સહેજ રતાશ તરી આવી. તેણે મંદમંદ હસતાં કહ્યુ, “ તારો રેંટીઓ પણ ઉત્તમ છે, તે મોકલીએ તો કેમ ? ”

માધવીએ કહ્યું, “ મારા રેંટીઆ કરતાં તમારો રેંટીઓ બહુ સારો છે. તે સિવાય તમારો રેંટીઓ સુમિત્રાને હાથે સારો ચાલશે. ” એમ કહી તે મ્હોં દબાવી હસવા લાગી.

માધવીનાં આ મશ્કરીભર્યાં વચનો સાંભળી સુરેશ્વરે કૃત્રિમ ગુસ્સો કરી કહ્યું, “ શું તારૂં માન્યું ચાલશે ! આ તો કંઇ રજની-કાંતની મોટર છે કે તું એમ કે તરત ભોં ભોં કરતી ચાલવા માંડે.”

માધવી કંટાળી જઇ બોલી. “ ભાઈ ! હું એક સારા કામે જાઉં છું તો જેમ ફાવે તેમ બોલી તમે મારૂં કર્યુંકારવ્યું ધૂળમાં મેળ-વશો નહિ. ”

“ રજનીકાંતમાં તેવા ગુણ છે કે નહિ ? ”

“ નથી ? ”

“ તને એટલી બધી બાતમી કયાંથી મળી ? ”

“ જાઓ ! વધુ બોલશો નહિ. અત્યારે મને વધુ વાત કરવાનો વખત નથી. ” એમ કહી માધવીએ રામજીને બોલાવી સુરેશ્વરનો રેંટીઓ અને તે સાથે બીજો એકાદ સારો રેંટિઓ ગાડીમાં મૂકવાની આજ્ઞા આપી. ”

સુરેશ્વરે કંઈ જ વાંધો લીધો નહિ. બંને રેંટીઆ લઈ રામજી ગયો એટલે તેણે કહ્યું, "મારો માનીતો રેંટીઓ વેડફી નાંખે છે હો માધવી."

"તે માટે તમે જરા પણ દુઃખી નથી !"

"મનની વાત જાણવાની શક્તિ કયાંથી આવી ?"

"ગમે ત્યાંથી !" એમ કહી માધવી એક નાની ટોપલીમાં પૂણીઓ ભરવા લાગી. પૂણીઓ ભરી ટોપલી પેક કર્યાં બાદ તેણે હસતાં વદને કહ્યું,

"આ ટોપલી ભાભીને ભેટ આપી આવીશ."

આ વાકય સાંભળી સુરેશ્વરનું હસતું મ્હોં ગંભીર બની ગયું. તેણે ઉશ્કેરાઈ જઇ કહ્યું, "માધવી ! મશ્કરીને હદમાં રાખ ! સુમિત્રા એક ગૃહસ્થ માણસની છોકરી છે; તે ઉપરાંત મારો તેની સાથે કોઈ પણ જાતનો સંબંધ નથી જ તો પછી તેને મશ્કરીનો વિષય બનાવવી એ આપણને ન છાજે !"

આ તિરસ્કારથી માધવીના પ્રસન્ન મુખ પર જરા પણ ગ્લાનિ-છવાઇ નહિ. તેણે તેવાં જ હસતાં વદને કહ્યું, "હું જાણું છું કે સુમિત્રા સદ્દગૃહસ્થની છોકરી છે, અને તે સાથે હું એ પણ જાણું છું કે તેને હું ભાભી તરીકે લાવી શકીશ. તેથી જ હું તેને અત્યારથી ભાભી કહું છું."

ઉંડા વિસ્મયથી સુરેશ્વરે કહ્યું. "તું લાવી શકીશ ?"

માધવીએ કહ્યું, "હા, હું જ તેને આ ઘરમાં મારા ભાઈની વહુ રૂપે લાવી શકીશ."

"કઇ રીતે ?"

"ગમે તે રીતે. તે વાત સિદ્ધ થાય ત્યારે તેનો જવાબ મળશે. હવે ઘરનું ઠેકાણું રામાને બરાબર બતાવો ચાલો."

આ વચનો તરફ જરાયે ધ્યાન ન આપતા ચિંતાતુર મ્હોંડે સુરેશ્વરે કહ્યું, " માધવી, ત્યાં ગમે તેમ બકી હલકી પડી આવતી નહિ."

માધવીએ હસતાં હસતાં કહ્યું. " એ બાબતની તમારે જરાકે ચિંતા રાખવી નહિ. હું તો બહુ જ સારી સારી વાતો કહી ઉલટી ભારે થઇ આવીશ. હવે ઝટ કરો, મોડું થાય છે.

રામજીને બરાબર સમજાવ્યા બાદ માધવીને ગાડી પર ચડાવી સુરેશ્વર હવે મેડા પર ન જતાં બેઠકમાં આવી કોઇ અંગ્રેજી છાપા માટે લખેલા લેખનાં પ્રુફ તપાસવા બેઠો. ધ્યાન વિક્ષિપ્ત થઇ ગયું હતું. પણ બે ચાર લિટિઓ વાંચતાં જ તેમાં ચિત્ત એકાગ્ર થવા લાગ્યું તેવામાં બહારથી અવાજ આવ્યો. " સુરેશ્વર છે કે ? "

અવાજ વિમાનવિહારીનો હોય એવું લાગ્યું; પરંતુ તે સુરેશ્વર કહી કદી બોલાવતો નહોતો. તે તો સુરેશ્વરભાઇ કહી સંબોધન કરતો હતો; તેથી ' હા છે ' એમ કહી બારણાં ઉઘાડી સુરેશ્વરે બહાર જોયું. તરત જ તેને જણાયું કે બહાર વિમાનવિહારી ઉભો ઉભો ખડખડ હસે છે.

સુરેશ્વરે વિમાનવિહારીના બંધુત્વના સંબોધનનો સ્વીકાર કરી પ્રફુલ્લમુખે બોલ્યો: " આવો, આવો, અંદર આવો. "

અંદર આવી બંનેએ બેઠક લીધી. ત્યાર બાદ સુરેશ્વરે પૂછ્યું: " શી ખબર છે ? "

વિમાનવિહારીએ હસતા મ્હોડે કહ્યું: " ખબર વળી શી હોય ! સુમિત્રાનો હુકમ અમલમાં મૂકવા આવ્યો છું. "

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું: " અમલદાર પણ હુકમ ઉઠાવે ખરા ? "

વિમાનવિહારીએ કહ્યું: " અમલદાર તો બધી જાતનાં અપકૃત્યો કરે છે. "

"હમણાં શું અપકૃત્ય કરવા આવ્યા છો?"

વિમાને કહ્યું: "તમે સુમિત્રાને ઉશ્કેરી મૂકી છે; હવે મારે તમારે ત્યાંથી તેને માટે એક રેંટીઓ ખાંધે ચઢાવી લઇ જવો પડશે."

સુરેશ્વર મનમાં સહેજ ચમક્યો. થોડીવાર ચુપ રહી તેણે હસતે મ્હોડે કહ્યું: "જાહેર રસ્તા પર રેંટીઓ ખાંધે ચઢાવી લઇ જતા ડેપ્યુટિ કલેકટરપણું રહેશે ખરૂં?"

વિમાનવિહારીએ હસતાં હસતાં કહ્યું: "તમે અને સુમિત્રા બંને એવાં પાછળ પડયાં છો કે ડેપ્યુટિ કલેકટરપણું રહેશે કે નહિ એ મોટો સંદેહ છે."

સુરેશ્વરે કહ્યું: "તો પછી અમારો બંનેનો ત્યાગ કરી ડેપ્યુટિ કલેકટરપણુંજ ભલેને રહે."

તમે બંનેમાંથી એકેયનો ત્યાગ કરવો એ મારે માટે સંભવિત નથી, એ વાત આજ હું તમને ખુલ્લી રીતે સમજાવવા આવ્યો છું. પણ એ વાત શરુ કરૂં તે પહેલાં એક ઠંડા પાણીનો પ્યાલો પી લઉં."

સુરેશ્વરે હસતા વદને કહ્યું: "આવી ટાઢમાં ઠંડા પાણીનો પ્યાલો!"

વિમાનવિહારી માથું ખંજવાળતો બોલ્યો: "વિપત્તિમાં આવી પડતાં માણસ આ કરતાં પણ વધારે ભારે કામ કરે છે! તમારા પંજામાં સપડાયો છું તો પછી કોણ જાણે 'શું શું બનશે તે અત્યારથી કહી શકાય તેમ નથી."

સુરેશ્વર હસતો હસતો પાણી લેવા ગયો.

---

# પ્રકરણ ૧૯ મું

## પ્રતિજ્ઞા

પાંચ મિનિટમાં સુરેશ્વર પાછો આવ્યો. તેના એક હાથમાં એક રકાબી હતી. તેમાં થોડી મિઠાઈ હતી અને બીજા હાથમાં પાણીનો પ્યાલો હતો.

મિઠાઇની રકાબી જોઇ વિમાનવિહારી હસી પડયો. તે બોલ્યોઃ "મેં પાણી માગ્યું તેની સાથે આ બધું શું લાવ્યા ! મારી માગણીમાં કંઈ આ વસ્તુનો સમાવેશ થતો નહોતો."

મિઠાઈની રકાબી અને પાણીનો પ્યાલો વિમાન આગળ મૂકી સુરેશ્વરે હસતાં હસતાં કહ્યુંઃ "આપણા દેશમાં પાણી માગવું એટલે આ ચીજ પણ ભેગી મગાઈ જાય છે. આથી જ પાણી માંગતાં જ કંઇક નાસ્તો આપણા પેટમાં પડવો જ જોઇએ એવો શિષ્ટાચાર થઈ પડયો છે. જાઓ તો ખરા હોટલમાં ! એકલું પાણી કોઇ પાય છે ખરો ! નાસ્તો લો તો પાણી જોઇએ તેટલું મળે."

વિમાનવિહારીએ કહ્યુંઃ "પરંતુ તરસ છિપાવવા પાણી માગતાં આટલું બધું ખાવાનું લાવવાની કંઈ જરૂર નહોતી. મેં તો પાણી જ માગ્યું હતું. રકાબી માગી નહોતી. રકાબી ભૂખ અને પ્યાલો તરસ બતાવનારાં છે. ભૂખ અને તરસ એ બંને જુદી ચીજ છે, એ આપ માનો છો કે નહિ ?"

દક્ષિણ તરફની બારીમાંથી તડકો આવી વિમાનના શરીર પર પડતો હતો. સુરેશ્વરે તે બારીનાં બારણાં જરા અડકાવતાં કહ્યુંઃ "ભૂખ અને તરસ એ જુદી ચીજ છે એ હું જાણું છું, પણ એ બંનેને એવો ગાઢ સંબંધ છે કે તેથી તેને જુદાં પાડી શકાય તેમ નથી. પરંતુ મેં

તો એ બંને માટે જુદી જુદી જ વ્યવસ્થા કરી છે, તમારે જેની જરૂર હોય તો સ્વીકારો. ”

સુરેશ્વરની વાત સાંભળી વિમાનવિહારી હસવા લાગ્યો; તમે તો કહ્યું કે જેની જરૂર હોય તે સ્વીકારો; પરંતુ ભૂખ–તરસ કરતાં પણ એક પ્રબળ ચીજ આપણા શરીરમાં આવી રહી છે તે જરૂર કે બીન જરૂર તરફ જોતી જ નથી, તેનો હિસાબ કર્યો છે કે ? ”

સુરેશ્વરે કહ્યું: “ લોભ વિષે કહો છો ? પરંતુ લોભ કંઈ દેહમાં રહેતો નથી, તે તો મનનો ધર્મ છે. ”

જ્યાં રહેતો હોય ત્યાં ભલે રહ્યો–હમણાં તો હું એની આગળ હાર સ્વીકારૂં છું. એમ કહી વિમાનવિહારી મિઠાઈની રકાબી પાસે લઈ ખાવા લાગ્યો. એ દરમિયાન સુરેશ્વરે પોતાના અંગ્રેજી લેખનાં પ્રુફ બાંધી ઠેકાણે મૂક્યાં.

“ તમે તો આજકાલ જુદા જુદા પ્રકારની શક્તિની સાધના કરો છો. તો પછી આ મનોવિહારી લોભને કબજે કરવાની કંઈ યુક્તિ બતાવી શકશો ખરા ? ” એમ કહી વિમાને આહાર બંધ કરી પાણીના પ્યાલા તરફ હાથ લંબાવ્યો.

સુરેશ્વરે વિમાનવિહારીનો હાથ પકડી લઇ કહ્યું, “ એક યુક્તિ છે. અને તે એજ કે લોભનીય વસ્તુને જેમ બને તેમ જલદી દૃષ્ટિથી દૂર કરવી. આ બે પેંડા ખાઈ જાઓ, પડતા મૂકો નહિ. બાકી રહેશે તો તે લોભને જાગ્રત કરશે. ”

નિરૂપાયે વિમાનવિહારીએ એક પેંડો લઈ મ્હોંમાં મૂકયો. તેણે એ કાર્ય કરતાં કરતાં કહ્યું, “ પરન્તુ શાસ્ત્ર કહે છે કે લોભ રાખવો એ પાપ છે. ”

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું. “ પણ પચાવવાની શક્તિ હોય તો એ પાપથી મૃત્યુ નીપજતું નથી. જોતા નથી, આજકાલ તો પચાવવાનાજ દિવસો ચાલે છે. મોટા મોટા દેશોના દેશો પચી જાય છે.

તો પછી તમે આ નાના સરખા પેંડા પણ પચાવી નહિ જાઓ ! તમે તો લોભ અટકાવવાના ઉપાય ખોળો છો પણ આજકાલના સુધરેલા સમાજમાં તે કાંઈ ખરાબ ગુણ ગણાતો નથી. આધુનિક જમાનામાં તો લોભ લાભનો પાયો ગણાય છે. ”

ત્યારે તો લોભ દ્વારા હું પણ લાભ મેળવી લઉં પરન્તુ અજીર્ણ થાય તો તેને માટે તમેજ જવાબદાર છો હો. ” એમ કહી વિમાનવિહારી બાકી રહેલી મિઠાઇ ખાઇ ગયો.

સુરેશ્વરે કહ્યું, “ અજીર્ણ થવા જેવી સ્થિતિ થઇ પડે તો ન પચે તેવા ભાગને વમન કરી કાઢી નાખશો તો તંદુરસ્તી જળવાઇ રહેશે એટલું જ નહિ પણ દુનિયા પણ તમારી વાહ વાહ, બોલશે. ત્યાગના મહિમામાં ઝુંટવી લેવાનું કલંક ઢંકાઈ જશે. ”

સુરેશ્વરની વાત સાંભળી વિમાનવિહારી મોટે અવાજે હસવા લાગ્યો. તેણે કહ્યું, “ આધુનિક જમાનાને તમે બરાબર ઓળખતા લાગો છો. ”

“ હું ઓળખી ગયો છું એવી તમને ખાત્રી થઇ હોય તો મને પણ ખાત્રી થઇ છે કે તમારે માટે પણ એ કાર્ય બાકી રહ્યું નથી ” એમ કહી સુરેશ્વર હસવા લાગ્યો.

નાસ્તો કરી રહ્યા બાદ વિમાનવિહારી હાથમ્હોં ધોઈ સુરેશ્વર સામે આવી બેઠો. બારીમાંથી રસ્તાનો થોડો ભાગ નજરે પડતો હતો. બંને મિત્રો થોડી વાર રસ્તા પર ચાલતા લોકો તરફ નજર કરી રહ્યા.

મૌન તોડી વિમાને કહ્યું, “ એક સારો રેંટીઓ તેના બધા સરંજામ સાથે સુમિત્રાએ પોતાને માટે મંગાવ્યો છે. તેણે કહ્યું છે કે હું તમારી પાસે માગીશ એટલે તે વસ્તુ વગર આનાકાનીએ મળશેજ. રેંટીઓ આવી સુલભ ચીજ હશે એ હું અત્યાર સુધી જાણતો ન હોતો. ”

સુરેશ્વરે હસતા વદને કહ્યું: "પરંતુ માગણી પણ કંઈ સુલભ નથી, અર્થાત્ સહજ નથી. ખરી માગણીમાં એક એવી શક્તિ છે કે તે કદી પાર પડયા સિવાય રહેતી નથી. અંગ્રેજી શબ્દ ડિમાન્ડમાં જે કલ્પના છે તે મને બહુ ગમે છે. માગતાં આવડે તો ઇચ્છિત વસ્તુ બારણા પાસે આવી હાજર થાય છે."

વિમાને હસતાં હસતાં કહ્યું: "ઇચ્છિત વસ્તુ બારણા પાસે આવી ઉભી હોત તો તો સારૂં થાત. તેમ થયું હોત તો પછી મારે આ મજૂરી કરવા આવવું પડત નહિ."

સુરેશ્વરે કહ્યું: "ઇચ્છિત વસ્તુ મને લાગે છે કે અત્યાર સુધીમાં સુમિત્રાને ઘેર હાજર થઈ ચૂકી છે; પરંતુ તમે મારે બારણે આવી હાજર થયા છો તે મને લાગે છે કે મારી ઇચ્છિત વસ્તુ તરીકે જ." એમ કહી તે હસવા લાગ્યો.

વિમાનવિહારીએ ઉત્સુકતાથી પૂછયું: "હું તમારી ઇચ્છિત વસ્તુ છું કે નહિ તે વાત પછી કરીશું; પરંતુ તમે સુમિત્રાને રેંટિયો મોકલી દીધો છે કે શું?"

સુરેશ્વરે હસતા વદને કહ્યું: "ભાગ્યશાળીને ઘેર ભૂત રળે. તમે ભાગ્યશાળી છો તેથી તમારો બોજો બીજું કોઈ ઉપાડી ગયું છે. માટે હવે તમારે કશી બીક રાખવાની જરૂર નથી. તમારા ડેપ્યુટિ કલેકટર-પણાને જરાએ વાંધો નહિ આવે."

સુરેશ્વરની મશ્કરી તરફ ધ્યાન ન આપતાં વિમાને વધારે વિસ્મય પામી કહ્યું: "કોની સાથે મોકલ્યો તે તો કહો."

સુરેશ્વરે કહ્યું: "કોની સાથે મોકલ્યો છે એ વાત આ વાત સાથે બંધ બેસતી નથી, પરંતુ મોકલ્યો છે તે તો નક્કી."

આ સમાચારથી વિમાનવિહારી કંઈ બહુ ખુશી થયો નહિ. સુમિત્રાને પ્રસન્ન કરવા ખાતર પોતે જે કાર્ય કરવાનું માથે લીધું હતું તે પાર ન પાડી શકવાથી તે મનમાં ઉલટો દીલગીર થયો. સુરેશ્વરના

મેળાપ પછી સુમિત્રાનું મન ધીમે ધીમે ફરતું જતું હતું એ તેનાથી અજાણ્યું નહોતું; એટલું જ નહિ પણ પહેલાં જે વસ્તુ, અર્થાત્ તેની ડેપ્યુટિ કલેક્ટરી, બધાંને, ખાસ કરીને સુમિત્રાને મુગ્ધ કરતી તે જ અત્યારે તેની આગળ પોતાને હલકો પાડી રહી છે એ તેને સ્પષ્ટ જણાતું હતું. અટકાવી ન શકાય તેવી ઉતાવળી ગતિને માટે વીજળી જેમ નાનામાં નાના પ્રતિરોધની રેખામાં પોતાને ફેરવે છે, તેમ ધારેલો મનસુબો પાર પડે તેવી ઇચ્છાથી વિમાનવિહારીએ પણ અવિરોધનો રસ્તો પકડવો શરૂ કર્યો હતો. સુમિત્રાના મનની ગતિ વિરુદ્ધ, દલીલો કરી, કંકાસ કરી, આગળ વધવું એ કઠણ છે એ તેના સમજવામાં આવી ગયું હતું; તેથી જ પોતાના ઓદ્ધા અને રેંટીઆના સંસ્કાર પરસ્પર જુદા હોવા છતાં તેણે સુમિત્રાની વિનંતિ પરથી સુરેશ્વરને ત્યાંથી રેંટીયો લઈ આવવાનું સ્વીકાર્યું હતું. પરંતુ અહીં આવ્યા બાદ જ્યારે તેણે સાંભળ્યું કે સુરેશ્વરે તો સુમિત્રાને રેંટીઓ મોકલાવી દીધો છે, ત્યારે ચિત્ત પોતાની ભવિષ્યને પ્રિયતમાને સંતોષી ન શકવાના સંતાપથી દુઃખી થવા લાગ્યું.

વિમાનવિહારીને નિરૂત્સાહ બની ગયેલો જોઈ સુરેશ્વરે વિસ્મય પામી કહ્યું, “ પરંતુ તમે આટલા બધા ચિંતામાં કેમ પડયા, તે હું સમજી શકતો નથી ! સુમિત્રાને રેંટીઓ મોકલવામાં મેં શું કંઈ અન્યાય કર્યો છે ? ”

સુરેશ્વરનાં વચનો સાંભળી કંઈક ભોંઠો પડી વિમાનવિહારી બોલ્યો. “ એમાં વળી અન્યાય શો ? તમે ક્યારે મોકલ્યો તેનો જ વિચાર કરૂં છું; કારણ કે સુમિત્રાએ તો મને આજ સવારેજ કહ્યું હતું.”

સુરેશ્વરે હસતા વદને કહ્યું, “ ત્યારે તો ઠીક થયું. કારણ કે મેં તમે આવ્યા પહેલાં અરધા કલાક અગાઉ અહીંથી રવાના કર્યો છે. ”

કોઈ એક વાતનો મનમાં મનમાં નિર્ણય કરી હાસ્યથી ઉજ્વળ બની ગએલાં મુખે વિમાને કહ્યું, “ સુરેશ્વર, તમે કહ્યું હતું કે મારી

ડેપ્યુટિગીરી કાયમ રહેશે, પણ મેં શું નક્કી કર્યું છે તે જાણો છો? હું એ હોદ્દાનું રાજીનામું આપીશ."

સુરેશ્વરે વિસ્મય પામી પૂછ્યું, "રાજીનામું આપશો? કેમ, કહો તો ખરા?"

"તેમાં થોડાઘણા તમે પણ કારણભૂત છો."

"હું! મેં તો કદી તમને નોકરી છોડી દેવાનું જણાવ્યું નથી."

વિમાનવિહારી માથું હલાવી બોલ્યો, "એ ખરૂં, પણ સુમિત્રાને તમે જે પ્રમાણે તાલીમ આપવી શરૂ કરી છે, તે તરફ જોતાં હવે મારે માટે નોકરી ચાલુ રાખવી કઠણ થઈ પડી છે." એમ કહી તે મંદ મંદ હસવા લાગ્યો.

સુરેશ્વરે ઉત્સુકતાપૂર્વક પૂછ્યું, "હજુ જરા વધારે સ્પષ્ટ નહિ કરો ત્યાં સુધી હું તેમાંનું કંઈ સમજી શકું તેમ નથી."

વિમાનવિહારી હસતા વદને બોલ્યો, "લગભગ એક વરસથી મને નિશ્ચય થઇ ગયો છે કે મારો વિવાહ સુમિત્રા સાથે થશે. કાલેજ નક્કી થયું છે કે ફાગણ માસમાં કોઈ એક શુભ દિવસે અમારાં લગ્ન થશે. પણ મનના મેળ વિના બધું નકામું છે. તમારો પ્રભાવ સુમિત્રાના મનમાં પ્રબળપણે આવી વસ્યો છે. તે પ્રભાવને તિલાંજલિ આપવાની શકિત મારામાં નથી. વળી સાચી વાત કહું તો એ પણ ખરૂં કે મારી તેમ કરવાની ઇચ્છા પણ નથી. મેં નક્કી કર્યું છે કે મારા વિચારો મારે તમારા વિચારો જેવાજ કરવા. તેથી જ અહીં આવતાં જ મેં કહ્યું હતું કે તમારા બેમાંથી એકને પણ છોડવું એ મારે માટે અસંભવિત છે."

આ વચનો સાંભળી સુરેશ્વરે પોતાની જાતને પ્રબળ લાગણીઓના મારાથી બચાવી લીધી. બોઇલર જેમ વરાળના પ્રચંડ વેગને નિઃશબ્દે સહન કરે છે તેમ તે બધા આવેશો દબાવી બોલ્યો. "અત્યાર સુધી તમે આ વાત મને જણાવી નહિ શા માટે? જણાવી હોત તો મને લાગે છે કે સારૂં થયું હોત."

વિમાન હસતા વદને બોલ્યો, " શું સારૂં થયું હોત ?

સુરેશ્વર થોડી વાર વિચાર કરી બોલ્યો, " તો મારૂં આચરણ તમારા બંને પ્રત્યે કદાચ જુદાજ પ્રકારનું હોત. "

સુરેશ્વરની વાત સાંભળી વિમાને કહ્યું. " જુદા પ્રકારનું નથી થયું તો પણ કંઇ નુકસાન થયું નથી; તમારે દીલગીર થવાનું કંઇ કારણ નથી. પરંતુ સાચી વાત કહું, સુરેશ્વર ? "

હસતા વદને સુરેશ્વરે કહ્યું, " કહો, કંઈ નુકસાન ન હોય તો. "

" ના, નુકસાન કંઈ જ નથી. એક વખત તમારી વર્તણુકથી હું ખરેખર ત્રાસી ગયો હતો. તમે સુમિત્રા ઉપર એવો પ્રભાવ પાડવો શરૂ કર્યો હતો કે મને લાગ્યું કે સુમિત્રાને તમે છેવટે તમારી પોતાની કરવા માગો છો." એમ કહી વિમાન સુરેશ્વર સામું જોઇ રહ્યો.

સુરેશ્વરે મ્હોં બીજી બાજુએ ફેરવી કહ્યું, " હવે એ ત્રાસ ગયો છે કે નહિ. "

" હા. હવે સમજી શક્યો છું કે એ ત્રાસનું કંઈ કારણ નહોતું " એમ કહી વિમાન હસવા લાગ્યો.

સુરેશ્વરે ગંભીર રીતે હસતાં કહ્યું: " પોતાની બુદ્ધિપર આટલો બધો વિશ્વાસ રાખતા નહિ. જરા સાવચેત રહેજો. "

વિમાને કહ્યું: " ના, મેં હવે શ્રદ્ધામાંજ શાંતિ મેળવવાનું નક્કી કર્યું છે. અત્યાર સુધી સાવચેત રહ્યો તો બહુ વેઠવું પડયું. શ્રદ્ધા રાખીશ તો જ સુમિત્રા મળશે. નહિ રાખું તો નહિ મળે: યુક્તિઓ કરીશ તો સુમિત્રા દૂર સરી જશે. એવો મારો દૃઢ નિશ્ચય થઈ ગયો છે. માટે હવે સાવચેત રહેવું એ નકામું છે. "

બીજી આડીઅવળી વાત કર્યા બાદ વિમાનવિહારી ઉઠતો ઉઠતો બોલ્યો: " સુરેશ્વર, ચાલો આપણે સુમિત્રાને ઘેર ફરી આવીએ. તમે તો કેટલાક દિવસથી ત્યાં જતા નથી. "

સુરેશ્વરે માથું હલાવી કહ્યું, " લગ્નની રાત પહેલાં હવે ત્યાં હું પગલું મૂકું એવી આશા રાખતા નહિ. "

વિમાને વિસ્મય પામી કહ્યું, " કેમ ? "

સુરેશ્વરે હસતા વદને કહ્યું, " લોકો કદાચ લોભી ગણે તેથી."

" તેમ કદી નહિ બને. તમે નિર્લોભી છો તે બધા જાણે છે. " એમ કહી વિમાનવિહારી હસતો હસતો ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૦ મું

## માધવીનું દૌત્ય

વિમળા સાથે જયાલક્ષ્મી શાહીબાગમાં રહેતા કોઈ એક સંબંધીને ત્યાં ગઈ હતી; સંધ્યાકાળ પહેલાં તે ઘેર આવે તેવો સંભવ નહોતો. સુમિત્રાને પણ સાથે લઈ જવા માટે જયાલક્ષ્મીએ બહુ પ્રયત્નો કર્યા હતા પરન્તુ સુમિત્રા ગઈ નહોતી, કંઈ બહાનું કાઢી તે આજે ઘેર રહી હતી.

બપોરના બે વાગ્યા હતા. સુમિત્રા પોતાના ઓરડામાં પથારી પર સુતી સુતી એક ચોપડી વાંચતી હતી. એ વખતે એક ચાકરડીએ આવી ખબર આપી કે બ્હેન એક બાઈ આપને મળવા માગે છે.

સુમિત્રા પથારી પરથી ઉભી થઇ ઉત્સુકતા પૂર્વક બોલી, " તે ક્યાં છે ? " " પણે બહાર ઉભાં છે. "

એમ કહી ચાકરડીએ હાથ લંબાવી દાદર બતાવ્યો.

સુમિત્રાએ બહાર આવીને જોયું તો માધવી નજરે પડી. તેણે જોયું કે એક સત્તર અઢાર વર્ષની સુંદર છોકરી દાદરના પગથિયા પર ઉભી છે. બંનેની દૃષ્ટિ મળતાં જ તેઓ એક બીજાં સામું જોઇ રહ્યાં.

સુમિત્રા આ સુંદર અપરિચિત તરૂણીના તરફ વિસ્મય પામી મટકું માર્યા સિવાય જોઈ રહી અને માધવી પોતાનું પરમ કુતૂહલનું પાત્ર જોઈ તેના અપાર સૌંદર્યથી મુગ્ધ થઈ વાચાશક્તિ ગુમાવી થંભી ગઇ. ત્યાર પછી એકી વખતે આ પરસ્પર મુગ્ધ બની ગએલી બંને તરૂણીઓના મુખ પર હાસ્ય દષ્ટિગોચર થવા લાગ્યું.

માધવીની શાંત મૂર્તિ અને ખાદીનો સફેદ સ્વચ્છ પોશાક નિરખી સુમિત્રાનું મન માનથી ઉભરાવા લાગ્યું. તેણે આગ્રહપૂર્વક કહ્યું, "અહીં શા માટે ઉભાં છો ? આવો, આવો, અંદર બેસો !" એમ કહી તે માધવીને પોતાના ઓરડામાં લઈ ગઇ.

પ્રથમથીજ ઓળખાણ પૂછશે તો અડચણ આવી પડશે એવા વિચારથી માધવીએ સુમિત્રાને તે તક ન આપતાં કહ્યું, "હું રેંટીઆ વેચવા આવી છું. જો જરૂર હોય તો બનાવું. મારી સાથે ગાડીમાં બે ત્રણ પડયા છે."

તે વાતનો કાંઈ જ જવાબ ન આપતાં સુમિત્રા ઓળખાણ માટે ઉતાવળી થઈ બોલી, "આપ કયાંથી આવો છો ?"

માધવીએ મનમાં નિશ્ચય કર્યો હતો કે બનતાં સુધી ઓળખાણ આપ્યા સિવાય રેંટીઓ આપી આવવો. તેથી તેણે મૃદુસ્વરે કહ્યું, "બહુ દૂરથી તો નહિ જ. હું આટલામાં જ રહું છું."

"આટલામાં જ ? આપનું નામ જાણી શકું ખરી ?"

માધવીએ ફરીથી હસતાં હસતાં ઉડાઉ જવાબ આપ્યો. "મારૂં નામ એવું ચમત્કૃતિવાળું નથી કે તે જાણી આપને આનંદ થાય. સામાન્ય માણસનું નામ જાણી શું કરશો ?"

માધવીની આ પોતાને છુપાવવાની ચેષ્ટા જોઈ સુમિત્રા મનમાં જરા કંટાળવા લાગી. તેણે કહ્યું, "તો પણ બધાંની એક પ્રકારની ઓળખાણ તો હોય છે જ ! જો કે ઓળખાણ આપવી ન આપવી એતો આપની મરજી ઉપર આધાર રાખે છે."

માધવી થોડી વાર વિચાર કરી બોલી, " આમાં કેવળ ઇચ્છાનો સવાલ નથી; જરૂર પણ હોવી જોઇએ. મારી ઓળખાણ આપવાની કંઈ જરૂર છે? હું તો રેંટીઆ વેચવા આવી છું."

આ બાબતમાં વધારે આગ્રહ ન દર્શાવતાં સુમિત્રાએ કહ્યું, "ના જરૂર તો કંઈ નથી. અમસ્થી પૂછતી હતી. ઘેર કોઈ આવે ને તેની ઓળખાણ ન કરીએ તો તે અવિવેક ગણાય; વળી એ પણ ખરૂં કે કોઈની ઈચ્છા વિરૂદ્ધ ઓળખાણ માગવી એ પણ અવિવેક ગણાય." થોડી વાર થોભી તેણે કહ્યું, " હા, મારે એક રેંટીઆની જરૂર છે, પરંતુ–" કહી સુમિત્રા થોભી ગઈ.

માધવીએ મધુર હાસ્ય કરી કહ્યું, " તો પછી તેમાં પરંતુ શું? મારી પાસેથી એક રેંટીઓ લો. મારી પાસે એક બહુ જ સારો રેંટીઓ છે; બજારમાં એવો રેંટીઓ આપને ભાગ્યે જ મળશે. "

એકાએક સુમિત્રાએ માધવીના ડાબા ખભા ઉપર એક તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી. ત્યાર બાદ મ્હોં દબાવી હસતી બોલી, " બજારમાં ન મળે તેવો રેંટીઓ આપની પાસે છે? વારૂ, ત્યારે લાવો, જોઉં તો ખરી કે તે રેટીઓ કેવોક છે!"

સુમિત્રાએ ઉઠી બહાર જઈ પોતાની દાસીને બોલાવી અને માધવીને સંબોધી કહ્યું, " આ દાસીને કૃપા કરીને સમજાવો કે આપ કયો રેંટીઓ મંગાવવા ઇચ્છો છો."

માધવી દાસી તરફ જોઈ બોલી, " કાળા રંગનો વાર્નિશ મારેલો છે એવો એક રેંટીઓ ગાડીમાં છે, તે લઈ આવ. અને એક નાની ટોપલી છે તે પણ લેતી આવજે."

દાસી ગઈ એટલે સુમિત્રાએ હસતાં હસતાં કહ્યું, " આપને કંઈ પણ વાત પૂછતાં બીક લાગે છે. રખેને તેનો જવાબ ન આપો. રખેને એમ કહો કે તેની જરૂર નથી. તો પણ એક વાત પૂછવાનું સાહસ કરૂં છું,–આપ શું રેંટીઆ વેચવાનો ધંધો કરો છો?"

માધવી મંદ મંદ હસતી બોલી, "ના, ધંધો કરતી નથી. તો પણ વખતો વખત ગૃહસ્થ કુટુંબોમાં રેંટીઆ વેચવા નીકળું છું.

વાત જૂઠી નહોતી. જ્યારે સ્વદેશી ચળવળને અંગે રેંટીઆ ફેરવવાનું નક્કી થયું ત્યારે માધવી કોઇ સ્ત્રી સભાના આશ્રય નીચે ઘેર ઘેર રેંટીઆ વેચવા જતી હતી. આ વાત પર આધાર રાખી માધવીએ સુમિત્રાના પ્રશ્નનો આ જવાબ આપ્યો.

સુમિત્રા ફરીથી મ્હોં દબાવી હસતાં હસતાં બોલી, "જુઓને, હું તો આ પહેલી જ વાર રેંટીઓ ખરીદું છું. તેથી તે ચલાવતાં આવડતો નથી. આપ મને રેંટીઓ ચલાવતાં શીખવશો ?"

માધવીએ આગ્રહભર્યા અવાજે કહ્યું, "એમાં શું ? રેંટીઓ કેવી રીતે ચલાવવો તે આપને બતાવ્યા પછી જ હું જઇશ."

સુમિત્રાએ હસતા મુખે કહ્યું, "પરંતુ શું તે એક દિવસમાં આવડી જશે ? વખતો વખત ફુરસદ મળ્યે આપ આવશો તો આપની મારા પર મહેરબાની થઇ ગણાશે. જો તેમ ન બને તો નકામી ખરીદી કરવી શા કામની ?"

માધવીએ માથું હલાવી કહ્યું, "ના, ના, ખરચ માથે નહિ પડે. આપ એક જ દિવસમાં બધું શીખી જશો; ત્યાર પછી રોજ કાંતવાની ટેવ પાડશો એટલે એની મેળે આવડી જશે."

દાસી રેંટીઓ અને નાની ટોપલી લઇ હાજર થઇ.

રેંટીઓ હાથમાં લઇ આમ તેમ હલાવી જોઈ સુમિત્રાએ કહ્યું, "વાહ, જોતાં તો બહુ મજાનો લાગે છે. તેને કાળો રંગ શા માટે માર્યો છે ?"

માધવીએ જવાબ આપ્યો, "કાળા રંગમાં ધોળું સૂતર સ્પષ્ટ દેખાય તે માટે."

રેંટીઓ જોતાં જોતાં જમણા હાથ તરફના ખુણામાં એકાએક દૃષ્ટિ પડતાં સુમિત્રાના મ્હોં પર શરમના શેરડા પડયા. પરંતુ તરત જ

તેણે પોતાની જાતની સંભાળી લઇ મ્હોં ઉંચું કરી કહ્યું, "મારૂં નામ સુમિત્રા છે તે આપ જાણો છો?"

સુમિત્રાની વાત સાંભળી માધવી પ્રથમ તો દિગ્મૂઢ બની તેની સામું જોઇ રહી; ત્યાર પછી મંદ મંદ હાસ્ય કરી બોલી, "હા, તે હું જાણું છું."

"જાણો છો? તેથી જ મને લાગે છે કે આપ આ રેંટીઆના ખુણા પર મારા નામનો પહેલો અક્ષર કોતરાવી લાવ્યાં છો." એમ કહી સુમિત્રા હસવા લાગી.

રેંટીઆના જમણા ખુણામાં સુરેશ્વરે પોતાના નામનો પહેલો અક્ષર છરી વતી કોતરી રાખ્યો હતો. આ વાત માધવીના લક્ષમાં નહોતી. સુમિત્રાના પ્રશ્નથી મનમાં વિશેષ આનંદ પામી તેણે કહ્યું, "તે મેં કોતરી આણ્યું નથી; પ્રભુએ જ કોતરાવ્યું હશે! જ્યારે મેળ મળવાનો હોય ત્યારે આમ જ મળે છે."

"કઈ રીતે?"

માધવી હસતાં હસતાં બોલી, "આમ અક્ષરમાં પણ મેળ મળી જાય."

માધવીની વાત સાંભળી સુમિત્રાના મ્હોં પર રતાશ તરી વળી. તેણે હસતાં હસતાં માધવી તરફ મુખ રાખી કહ્યું, "અને માણસ જ્યારે પકડાઇ જાય છે ત્યારે આમ વાત વાતમાં પકડાઈ જાય છે!"

સંદેહવશ ચિત્તે માધવીએ પૂછ્યું, "કોણ પકડાઇ ગયું?"

સુમિષ્ટ હાસ્યથી આખું મ્હોં આનંદી બનાવી સુમિત્રાએ કહ્યું, "માધવી પકડાઇ ગયાં બીજું તે કોણ! પોતાની ઓળખાણ પોતાની ખાંધ પર ચડાવી લાવ્યાં છતાં આમ છુપાવાની ચેષ્ટા કરે તે પકડાઈ ન જાય તે બીજું શું થાય!"

સુમિત્રાની વાત સાંભળી વિસ્મયથી વિહ્વળ બની ગએલી આંખોએ માધવી સુમિત્રા ભણી થોડી વાર જોઇ રહી. ત્યાર બાદ

એકાએક આ બધા ગોટાળાનું રહસ્ય સમજી જઇ પોતાના ખભા પરની પીન પર લખેલું માધવી નામ ઢાંકી દઈ હસવા લાગી. એ પીન પર સોનેરી અક્ષરે માધવીનું નામ લખેલું હતું. કપડાં પહેરતી વેળા દર-રોજની ટેવ પ્રમાણે માધવીએ આ પીન પણ ખભા પર ખોસી હતી. તેને અત્યાર સુધી એ ખ્યાલ પણ નહોતો કે મારૂં નામ ખભે ચડી સર્વને મારી ઓળખાણ આપી રહ્યું છે.

બહુ થોડા સમયમાં આ બે પરસ્પર મિલનોત્સુક હૃદયો સુદૃઢ બંધનથી બંધાઇ ગયાં. એક જ ગુરૂત્વાકર્ષણ જેમ બે જુદે જુદે સ્થળે વહેતી નદીઓને આકર્ષી એક કરી દે છે તેમ સુરેશ્વરના આકર્ષણે આ બે પ્રવાહી ધીમે ધીમે પાસે લાવી છેવટે એક કરી દીધાં. બે ડાળોના બે કપાએલાં સ્થાન એકત્ર થતાં જેમ કલમની જોડ એક થઇ જાય છે તેમ સુરેશ્વરને થએલા અપમાનને લીધે ઉત્પન્ન થએલું દુ:ખ આ બંને તરૂણીઓના હૃદયને પીડા આપી રહ્યું હતું તે એકત્ર થતાં જ બંનેનાં ચિન્હ જોડાઈ જઈ રસ પ્રવાહ વહેવા લાગ્યો. તેથી માત્ર અરધા કલાક પછી તો એ બંને તરૂણીઓમાં નીચેની વાતચીત ચાલવા લાગી.

સુમિત્રાએ સંતોષથી પ્રફુલ્લિત થઈ કહ્યું. “ સખિ માધવી, તને જોતાં જ કોણ જાણે કયાંથી તારા પર એટલું બધું હેત આવ્યું કે તેનું વર્ણન કરવું અત્યારે અશકય છે. તે હેતને લીધે જ તેં જ્યારે તારૂં નામ છુપાવ્યું ત્યારે મને બહુ ગુસ્સો ચઢયો. ત્યારબાદ અચાનક તારી પીન પર નજર પડતાં જ બધી વાત ખુલ્લી થઇ ગઇ. કેમ ! કેવી મજા થઈ ? ”

માધવી સુમિત્રાને બે હાથમાં દબાવી બોલી, “ ઘણી મઝા આવી ! પણ આથી પણ વધારે મઝા તો ત્યારે થશે કે જ્યારે તું મારે ઘેર આવી, આવી સાડી પહેરી મારા ભાઇની પાસે ઉભી રહીશ ! ”

સુમિત્રા શરમાતી શરમાતી માધવીને બે હાથે ઠેલો મારતી બોલી, " જા, જા! તું તો બહુ બોલી લાગે છે !"

માધવીએ હસતાં હસતાં કહ્યું, " જમા કરતાં ખરચ વધારે થાય તો દેવાળું કાઢવું પડે છે. સખિ, હું વાતો એકઠી કરી રાખી શકતી નથી. તેનું તો ખરચજ વધારે કરી નાખું છું. વારૂ, તને તે પસંદ ન હોય તો મ્હોં બંધ કરી ગંભીર બની બેસીશ " એમ કહી તે ગંભીર બની બેઠી.

સુમિત્રાએ હસતાં હસતાં કહ્યું, " ના, ના, તારે મ્હોં બંધ કરી બેસવું પડશે નહિ પરન્તુ તેથી કાંઈ ગમે તે બોલવાનો પરવાનો મળી જતો નથી એ ધ્યાનમાં રાખજે. "

માધવીએ ગંભીરતા કાયમ રાખી કહ્યું, ": એ વાતને તું નમાલી વાત માને છે ? મારા ભાઈ તને ચાહે છે એ શું મારા મનની કલ્પિત વાત ધારે છે ? "

" આહો ! હજુ એ ને એ વાત ! " એમ કહી સુમિત્રાએ માધવીને પાછો ધક્કો માર્યો.

" વારૂ ત્યારે રહેવા દે, હવે નહિ બોલું. હું હવે એ બાબતમાં ખરેખર મુખ બંધ રાખી બેસીશ. ચાલ, તને રેંટીએ ફેરવતાં શીખવું" એમ કહી માધવી રેંટીઓ અને પુણીઓની ટોપલી લઈ જમીન પર બેસી ગઇ. સુમિત્રા પણ આવી તેની પાસે બેઠી.

રેંટીઆના જુદા જુદા અંગોનાં કાર્યો સમજાવ્યા બાદ ત્રાકને પુણી અડકાડી માધવી ઝપાટાબંધ સૂતર કાંતવા લાગી.

આટલી સહેલાઇથી આવું સૂતર કંતાતું જોઇ સુમિત્રા વિસ્મય અને ઉલ્લાસથી અધીરી બની ગઈ.

" કેવું સુંદર માધવી ! મને શીખવી દે ને બ્હેન ! મને આવડશે ? "

માધવીએ હસતાં હસતાં કહ્યું, "દેશને અને મારા ભાઇને જે ચાહે તેનો હાથ રેંટીઆને અડકે કે તરત સૂતર કંતાય. તું મારા ભાઇને

ચાહે છે સુમિત્રા ?" સુમિત્રા મંદ મંદ હસી બોલી, "વળી શરૂ થયું ? મ્હોં બંધ કરવામાં બહુ મહેનત પડતી હશે ખરૂં ?"

માધવી રેંટીઆ પર દૃષ્ટિ રાખી ધીરે ધીરે કહેવા લાગી. "તારા ઘરની પાણીની ચકલી કદી ઢીલી પડી ગએલી તેં જોઈ છે સુમિત્રા ? તે ગમે તેટલી સખત કરીએ તો પણ તેમાંથી પાણી નીકળે જ. છેવટે તેને લુગડાં વડે સખત રીતે બાંધીએ નહિ ત્યાં સુધી તે બંધ ન જ થાય. મારૂં મ્હોં બંધ કરવાની ઇચ્છા હોય તો આડો લુગડાં વડે બંધ બાંધી દે. પરન્તુ રેંટીઆને હાથ અડકાડી હું કદી જુઠું બોલતી નથી. વાચાળતા પણ કરતી નથી. આ રેંટીઆ વિષે જે કાંઇ કહું તે ધ્યાનપૂર્વક સાંભળ."

થોડી વાર શાંત રહ્યા બાદ માધવીએ ફરીથી વાત શરૂ કરી, "આ રેંટીઓ મારા ભાઇનો અતિ માનીતો છે. ઘણા રેંટીઆ તૈયાર કરાવી વેચી નાખ્યા પછી છેવટે આ રેંટીઆએ મારા ભાઇનું મન છીત્યું હતું. આ રેંટિઆને તેઓ કોઈ અડકે તે પસંદ કરતા નહિ. પરંતુ હવેથી તેમણે આ તને હંમેશને માટે ભેટ આપ્યો છે. આ રેંટીઓ તું યત્નપૂર્વક રાખજે અને કામમાં લેજે."

ત્યાર બાદ બીજી વાર થોડો વિસામો ખાઈ રેંટીઓ ફેરવતી ફેરવતી માધવી બોલી, "તારા ઉપયોગમાં આવે તેવી સાડી કરાવવા માટે આ રેંટિઆ વડે મારા ભાઇએ છેલ્લા થોડા દિવસોમાં કેટલું સૂતર કાંત્યું છે તેનો તને કંઇ ખ્યાલ છે? મારા ભાઇ બહુ શરમાળ છે; મારાથી તદ્દન ઉલટા. કોઇ વાત કોઇને કહેતા જ નથી. પરંતુ તને તેમનો વહાલો રેંટીઓ ભેટ તરીકે મોકલતાં જોયા એટલે હું નક્કી સમજી છું કે એ તને બહુ જ ચાહે છે."

ત્યાર બાદ એકાએક રેંટીઓ બંધ રાખી સુમિત્રાને ગળે વળગી માધવી બોલી ઉઠી, "આ શું સુમિત્રા ! તું રડે છે કેમ ? તને આટલું બધું દુઃખ થશે એમ જાણતી હોત તો આ વાત કહેત નહિ."

આ સહાનુભૂતિદર્શક વચનોથી સુમિત્રાની આંખમાં આંસુનો પ્રવાહ ઉલટો વધ્યો. આથી માધવી ગભરાઇ જઈ તેને શાંત પાડવા લાગી.

સુમિત્રા શાંત થઈ એટલે માધવીએ ગળગળા અવાજે કહ્યું. "તારૂં દુઃખ મને નહિ જણાવે બ્હેન ?"

સુમિત્રા આંસુ લુછી મંદ હાસ્ય કરી બોલી, આજે તું પહેલી જ આવી છે. આજ ને આજે તને મારા દુઃખની ભાગીદાર બનાવવી એ ઠીક ન ગણાય બ્હેન ! તું અત્યારે તો મને રેંટીઓ ફેરવતાં શીખવ.

પરન્તુ માધવી એમ છોડે તેવી નહોતી. ધીરે ધીરે તેણે બધી વાતો સુમિત્રા પાસેથી કઢાવી લીધી.

બધું સાંભળ્યા બાદ માધવી થોડી વાર વિચારમાં પડી ગઇ. ત્યાર બાદ સુમિત્રાની તરફ જોઈ જોસથી માથું હલાવી તેણે કહ્યું, "ના, એમ કદી પણ બનશે નહિ. જો જરૂર પડશે તો હું જાતે વિમાનવિહારીને વિનતિ કરીશ કે જેથી તેઓ તારી સાથે લગ્ન કરવાની ના પાડે. વિમાનભાઈ બહુ સમજુ છે તેઓ કદી આ બાબતમાં મૂર્ખાઇ કરશે નહિ. "

સુમિત્રા આતુર બની કહેવા લાગી, " ના ના માધવી, વિમાન-વિહારીને તુ આમાંની કાંઈ વાત કહેતી નહિ. તેથી ખરાબ પરિણામ આવશે. "

માધવીએ કહ્યું, " વારૂ ત્યારે તું પોતે જરા સખત થજે. તું જો સખત થઈ સુકાન પકડી રાખીશ તો હું હલેસાં મારી તને મારે ઘેર લઈ જઈ શકીશ. " એમ કહી માધવી હસવા લાગી.

બીજી કેટલીક વાતો કર્યા બાદ માધવીએ સુમિત્રાને રેંટીઓ ફેરવતાં શીખવી દીધો. પછી તે જવા તૈયાર થઇ.

જતી વેળા સુમિત્રાને ભેટી પડી માધવીએ કહ્યું, " હું તારી જિંદગીપર્યંતની સુખ દુઃખની સખી થઈ છું સુમિત્રા, જરૂર યાદ કરજે."

માધવી ગઈ એટલે સુમિત્રાને લાગ્યું કે પોતાના બંધ ઓરડાની બારી ઉઘાડી જોઈ અકસ્માત એક વસંત ઋતુની ઉદ્દામ હવાનો ઝપાટો આવી ચાલ્યો ગયો! આવીને ચાલ્યો ગયો એટલું જ નહિ, પણ તેના મન નિકુંજના સહસ્રદલ કમળને વિકસાવતો ગયો. તેની ચિત્તવીણાના તારોને ઝણઝણાવી ગયો.

કદી ન અનુભવેલા આવેશથી સુમિત્રાનું મન ભરાઇ ગયું. સુ-રેશ્વરના નામનો પહેલો અક્ષર તેજ પોતાના નામનો પહેલો અક્ષર છે તે આજ સુધી તેના મનમાં આવ્યું જ નહોતું. રેંટીઆની પાસે બેસી એ પ્રયત્નપૂર્વક કોતરેલા અક્ષર તરફ જોતાં જોતાં સુમિત્રાનું હૃદય ડોલવા લાગ્યું. તેને લાગ્યું કે તે અક્ષર કેવળ વર્ણમાળાનો અક્ષર જ નથી પણ એક પ્રબળ શક્તિસંપન્ન બીજમંત્ર છે.

થોડી વાર તંદ્રાવેશમાં વિમુગ્ધ દશા ભોગવ્યા બાદ સુમિત્રાએ રેંટીઆને માથું અડકાડી વારંવાર પ્રણામ કર્યા; ત્યાર પછી પોતાના ટેબલની એક બાજુ ખાલી કરી તેના પર તેને યત્નપૂર્વક ગોઠવી રાખ્યો.

---

## પ્રકરણ ૨૧ સું

---

# પરસ્પર વિરુદ્ધ આકર્ષણો

---

વિમાનવિહારીના ગયા પછી સુરેશ્વર થોડીવાર દિગ્મૂઢ બની બેસી રહ્યો; પછી ફરીથી અંગ્રેજી લેખનાં પ્રુફ ઉઘાડી તપાસવા લાગ્યો પરંતુ આમતેમ વેરણછેરણ થઈ ગએલાં ધ્યાનને એકત્ર કરી શકયો નહિ. તેથી તેણે બધા કાગળો એક બાજુએ ફેંકી દીધાં. ભૂલ તપાસતાં બે ચાર નવી ભૂલો થઈ ગઇ તે તેના લક્ષમાં પણ ન રહ્યું. લેખનો એક ભાગ વાંચતાં તેને તે એવો તો નીરસ લાગ્યો કે તે ફાડી નાખ-

વાનો વિચાર થયો. પરંતુ એ દિવસ પછી પ્રગટ થનારાં વર્તમાનપત્રમાં એ લેખ છપાવાનો હોવાથી તેનાથી એ લેખનો નાશ તો કરી શકાયો નહિ.

માધવી પાછી ફરે તે પહેલાં સુરેશ્વર ઘર બહાર નીકળી પડયો. પ્રથમ વર્તમાનપત્રની ઓફિસમાં જઈ તંત્રી સાથે મેળાપ કરી નવો લેખ ને પ્રુફ આપ્યાં.

તંત્રીએ માનપૂર્વક પૂછયું, " બધું જોવાઇ ગયું છે ? "

સુરેશ્વરે માથું હલાવી કહ્યું. " ના, બધું તપાસી શકયો નથી. આપ તપાસી લેજો. "

" કંઈ બદલવા જેવું છે ? "

" ના , કંઈ નથી " ત્યાર પછી જરા વિચાર કરી બોલ્યો. " પણ આ લેખ કંઇ સારો લખાયો હોય એમ લાગતું નથી, એ ન છાપો તો ન ચાલે ? "

તંત્રીએ વ્યગ્રચિત્તે કહ્યું. '' ના, તે કઈ રીતે ચાલે ? આ લેખ માટે પરમદહાડાનાં પેપરમાં એ કોલમ એલાયદાં રાખ્યાં છે. વળી લેખ પણ બહુ સારો લખાયો છે; તેમાં મને તો ખરાબ કંઈ લાગતું નથી. "

સુરેશ્વર કંટાળીને બોલ્યો '' વારૂ ત્યારે છાપજો. "

વર્તમાનપત્રની ઓફિસમાંથી નીકળી સુરેશ્વર પરભારો પાંચકુવાના ચાર રસ્તા પર આવેલા નવા દરવાજાના રસ્તાની એક ગલીમાં પોતાના સાળખાતામાં ગયો. એક સિવાય બધી સાળો તે વખતે બંધ હતી. સુરેશ્વર ચોમેર ફરતો ફરતો સાળો તપાસવા લાગ્યો.

ઘણીખરી સાળોમાં સાડી વણાતી જોઈ સુરેશ્વર બહુ ગુસ્સે થયો. તેણે કહ્યું, "બધી સાળો પર સાડીઓ જ કેમ ચડાવી છે ? હિંદમાંના પુરુષો શું હવે સાડીઓ પહેરવાના છે કે શું ? "

સુરેશ્વરનો ગુસ્સો જોઇ એચરે આગળ આવી નમ્રતાપૂર્વક કહ્યું, આ બધી સાડીઓ આપના હુકમથી જ ચડાવવામાં આવી છે. ગોવિંદના કહ્યા મુજબ આ બધી સાડીઓની કિનાર ગોઠવવામાં આવી છે.

ગોવિંદ આ સાળખાતામાં બહુ પ્રખ્યાત કારીગર ગણાતો હતો. અને હમણાંજ નવો આવ્યો હતો.

આ નમ્ર બચાવથી ખરી વાત યાદ આવતાં સુરેશ્વર મનમાં ક્ષોભ પામ્યો. થોડા દિવસ પહેલાં, આકાશના સ્વચ્છ આસમાની રંગમાં બાલસૂર્યની લાલાશના પ્રવેશની પેઠે, પોતાના સ્વદેશપ્રેમ અને સ્વદેશ સેવામાં, પોતાની પ્રત્યક્ષ અનુભૂતિથી અગોચર રીતે એક પછી એક ઘણીખરી સાળો પર કેવી રીતે ધોતીઆંનું સ્થાન સાડીઓએ લીધું હતું તે તેને યાદ આવ્યું. તેને યાદ આવ્યું કે છેલ્લા ત્રણ ચાર દિવસમાં જ્યારે જ્યારે કોઇપણ સાળ ખાલી પડી છે ત્યારે જરૂર કે બીનજરૂર જોયા સિવાય નવીન કિનારની સાડી વણાવવાના આગ્રહને લીધે તેના પર સાડી ચડાવવાનો તેણે પોતેજ હુકમ આપ્યો હતો.

આ બધી વાત યાદ આવતાં આ ઉલટા તિરસ્કારને માટે મનમાં ક્ષોભ પામી સુરેશ્વરે કહ્યું, “ વારૂ, જે થયું તે થયું; હવેથી આગળની માફક ધોતીઆં અને સાડીનું વાજબી પ્રમાણ રાખજો. ”

આ સાંભળી એચર મનમાં સંતોષ પામ્યો. ધોતીઆં કરતાં સાડીઓ વધારે તૈયાર કરવાનું તેને ગમતું નહોતું.

ગોવિંદે આગળ આવી કહ્યું, “ ભાઈ, ઝીણું સૂતર પુષ્કળ એકઠું થયું છે. આપે કહ્યું હતું કે સાડીની કોરની ડિઝાઇન પસંદ કરી આપીશ, તો કરી આપોને ! ”

સુરેશ્વરે કંટાળી જઈ કહ્યું, “ જો હું જ પસંદ કરી આપું તો પછી તને આટલું બધું ખર્ચ કરી ઠેઠ મદુરા શીખવા મોકલ્યો શા માટે ? ”

સુરેશ્વરની વાત સાંભળી ગોવિંદે નવાઇ પામી કહ્યું, “ પરંતુ ભાઈ સાહેબ, આપે જ મને હુકમ આપ્યો હતો કે હું ડિઝાઇન પસંદ કરી આપું ત્યાર પછી જ ઝીણું સૂતર સાળ પર ચઢાવવું ! ”

સુરેશ્વર નરમ પડી બોલ્યો, “ ગોવિંદ, એ વાત ખરી, પણ મને જરાએ ફુરસદ નથી. માટે તું જ કોઇ ચલનસાઈ ડિઝાઇન પસંદ કરી લેજે. ”

ગોવિંદે કહ્યું, “ વારુ, હવે એમ કરીશ. ” ત્યાર પછી તેણે જરા અચકાતાં અચકાતાં પૂછ્યું, “ આપે એક જોડ સાડી સુમિત્રા નામનાં કોઈ બાઇનું નામ ડિઝાઇનમાં ગોઠવી વણવાનું કહ્યું હતું. તેનું શું કરવાનું છે ? ”

સુરેશ્વર જવાની તૈયારી કરતો હતો. ગોવિંદનો આ પ્રશ્ન સાંભળી તે ઉભો રહ્યો. તે થોડીવાર વિચાર કરી બોલ્યો, “ એક જોડની જરૂર નથી, તો પણ એકાદની જરૂર પડશે ખરી. માટે એક સાડી બહુ સારી રીતે તૈયાર કરી રાખજે. ”

“ વારૂ. ”

ત્યાર બાદ કારખાનામાં આમ તેમ આંટા મારી, કેટલીક જરૂરી બાબતો સમજાવી સુરેશ્વર ઘેર ગયો. તે વખતે સંધ્યાકાળ થઈ ગયો હતો.

માધવીએ ઘેર આવતા જ સુરેશ્વરની ખોળ કરી હતી, પણ તે બહાર ગયો હતો તેથી તે તેની રાહ જોઇ બેઠી હતી. સુમિત્રાને રેંટીઓ આપી આવવાના સમાચાર આપવા ઉપરાંત તેની સાથે તેને જે જે વાતચીત થઇ હતી તે જણાવવા ખાતર માધવી અધીરી થઈ ગઈ હતી.

પરંતુ સુરેશ્વર સાથે મેળાપ થતાં માધવીએ તે દિવસનું બધું બ્યાન વિસ્તારપૂર્વક આપવાની શરૂઆત કરી. ત્યારે સુરેશ્વરે તેને અટ-

કાવી કહ્યું, "આજે એ વાત જવા દે, કાલે નિરાંતે સાંભળીશ. આજ જરા ચિત્ત ઠેકાણે નથી."

આ સમાચાર સાંભળવાની સુરેશ્વરની અનિચ્છા જાણી માધવીએ વિસ્મય પામી પૂછ્યું, "એટલું બધું શું કામ છે?"

સુરેશ્વરે મંદ મંદ હસતાં કહ્યું, "કામ તો કંઇ નથી, પણ મનમાં થોડી અશાંતિ પેદા થઇ છે. કાલે બધું સાંભળીશ. રેંટીઓ તો આપી આવીને?"

બધો વૃત્તાંત જતો કરી કેવળ આટલા જ સમાચાર આપતાં આધવીને દુઃખ થયું. તેણે ઉતરી ગએલે મ્હોંએ કહ્યું, "તે તો આપી આવી છું, પરંતુ મારે આપને પુષ્કળ વૃત્તાંત કહેવાનું છે."

"એ બધું કાલે સાંભળીશ" એમ કહી સુરેશ્વર જતો રહ્યો.

સુરેશ્વર મોડી રાત સુધી કામમાં ગુંથાઈ રહ્યો. કેટલાક જરૂરી કાગળો લખવાના હતા તે તેણે લખી કાઢયા; કારખાનાના અને બીજી એક બે બાબતોના હિસાબો તપાસવાના હતા, તે તપાસી કાઢયા; અને એક લેખ અધૂરો હતો તે પૂરો કરી નાંખ્યો.

સંધ્યાકાળ પહેલાં સુરેશ્વર કોઈ પણ કાર્યમાં લક્ષ પરોવી શકતો નહોતો, પરંતુ રાત્રે તેણે શાંતિથી ઘણાંખરાં કામ આટોપી નાખ્યાં. અણધાર્યા પવનના ઝપાટામાં સપડાએલું તેનું મન જાણે ફરીથી કબજામાં આવ્યું હોય એવો તેને ભાસ થયો પણ દીવો બુઝાવી પથારીમાં પડતાંજ તેના હૃદયસાગરમાં પર્વત સમાન તરંગો ઉછળવા લાગ્યા.

તેને લાગતું હતું કે કોઈ એક જબરજસ્ત નુકસાન થઈ ગયું છે. પણ તે કઈ રીતે, કઈ દિશાએથી થયું, એ નુકસાન તે કયું વગેરે પ્રશ્નોના જવાબ તેને કોઇ પણ રીતે મળતા નહોતા.

જે વસ્તુ કદી અધિકારમાં આવી ન હોય તે વસ્તુની અધિકાર ચ્યુતિ કદી સંભવે જ નહિ. તો પણ એવી પોતાના કબજામાં ન હોય તેવી વસ્તુની અધિકારચ્યુતિની વેદના પોતાના હૃદયને શા માટે વીંધી

નાખે છે. એ પ્રશ્ન સુરેશ્વરને અકળાવવા લાગ્યો. કોઈ પણ જાતના તર્કવર્જિત આ નુકસાનની સમજણ તેના ન્યાયનિષ્ઠ, સબળ ચિત્તને વારંવાર દમવા લાગી. તે પોતાના હૃદયની બધી શક્તિ અને બુદ્ધિ એકત્ર કરી આ અસંગત ક્ષોભના હાથમાંથી છૂટવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ ડુબતો માણસ જેમ જેમ ઉપર આવવાનો પ્રયત્ન કરે છે તેમ તેમ ઊંડો ઉતરતો જાય છે. તેની પેઠે સુરેશ્વર પોતાના આ માનસિક સંકટમાંથી મુક્ત થવા જેમ જેમ વધારે પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ વધારે બંધાતો ગયો, ધીમે ધીમે બળ ગુમાવતો ચાલ્યો.

---

## પ્રકરણ ૨૨ મું

---

# મિત્રધર્મ

---

સવારમાં સુરેશ્વરની આંખ ઉઘડી. ઓરડાની એક જાળી ઉઘાડી હતી. તેમાંથી બાલસૂર્યનાં કિરણો આવી પડયાં હતાં તે જોઈ તે એકદમ પથારીમાંથી ઉભો થઇ ગયો. તેણે બાકીની જાળીઓ ઉઘાડી નાખી અને પછી પ્રફુલ્લચિત્તે એક ખુરશી પર બેઠો.

ઉંઘ ઉડયા પછી સુરેશ્વરનું મન શાંત થએલું હોય તેવું જણાયું હતું; સવારની નિર્મળ શીતળતામાં થોડીવાર સ્નાન કર્યા બાદ તેના હૃદયની શકિત ધીમે ધીમે એકત્ર થવા લાગી. કાલે જે સળગીને ખાખ થઈ ગયું હતું. આજે તેની જ ભસ્મ લેપન કરી તેનું વૈરાગ્ય-વિકલ મન આ શીતળ પ્રભાવના પ્રકાશને આધારે આખા વિશ્વમાં ફેલાઇ જવા તૈયાર થઇ ગયું ! જે અફળતાએ ધૂમાડાનો આકાર ધારણ કરી કાલે સમસ્ત ચિત્તને ગાઢ કાળાશમાં રંગી દીધું હતું. તેજ અફળતા આજે વાદળાં રૂપે વરસાદની ધારમાં નીચે ઉતરવાને તૈયાર થઈ રહી હતી.

નિત્યના નિયમ મુજબ સૂતર કાંતવા માટે સુરેશ્વર રેંટીઆ ઘરમાં જઈ પહોંચ્યો. ત્યાં માધવી કયારની આવી કામે વળગી ગઇ હતી.

સુરેશ્વરને જોઇ માધવીએ કહ્યું, "આજ સાંભળશો કે, ભાઈ ?"

સુરેશ્વરે મંદ હાસ્ય કરી કહ્યું, "માધવી, કાલે રાત્રે તને ઉંઘ નહિ આવી હોય ખરૂં !"

સુરેશ્વરનાં વચનો સાંભળી માધવીએ હસી પડતાં કહ્યું, "બરાબર તો નહિજ." ત્યાર પછી પોતાનું હાસ્યથી ભરપૂર મુખ સુરેશ્વર તરફ ઉંચું કરી બોલી, "અને તમારી શી દશા હતી ?"

સુરેશ્વરને ઉંઘ આવી નહોતી, એ તો તદ્દન ખરી વાત હતી. પરંતુ તેમ શા કારણથી થયું હતું તે પ્રગટ ન કરતાં તે બોલ્યો, "સુમિત્રાને ઘેર તું કોણ જાણે કેવું તોફાન મચાવી આવી હશે તેના વિચારમાં ને વિચારમાં મારી ઉંઘ ઉડી જાય એ સ્વાભાવિક છે."

માધવીએ હસતા વદને કહ્યું, "પરંતુ હું જે તોફાન મચાવી આવી છું તે સાંભળશો તો આજ રાત્રે પણ ઉંઘ નહિ આવે; જો કે તેમાં ચિંતા કરવા જેવું કંઈ નથી !"

માધવીના આ આશ્વાસનથી સુરેશ્વર જરાએ શાંત થયો નહિ. તેણે સંદેહવશ થઇ ફીકે મોઢે માધવીને કહ્યું, "શું તોફાન મચાવી આવી છે, તે કહે તો ખરી."

માધવીએ હસતાં હસતાં કહ્યું, "બ્હીશો નહિ, બ્હીક રાખવા જેવું કંઇ જ કરી આવી નથી. જે કંઈ કર્યુ છે તે સારૂં જ કર્યું છે."

ત્યારબાદ તેણે સુમિત્રાને ઘેર જે કંઈ બીના બની હતી તે બધી કહી સંભળાવી.

બધી વાત સાંભળ્યા પછી સુરેશ્વર થોડી વાર માધવી સામે જોઈ રહ્યો. ત્યાર પછી વ્યથા પામતા ગંભીર સ્વરે કહ્યું, "જે થયું તે થયું માધવી. કાલે તને મોકલતાં અર્ધો કલાક મોડું થયું હોત તો કંઈ

અનિષ્ટ થાત નહિ "

માધવી સુરેશ્વરનાં વચનો સાંભળી વિસ્મય પામી બોલી. " અનિષ્ટ વળી શું, ભાઈ ! "

સુરેશ્વર કંટાળા ભર્યા અવાજે બોલ્યો, " તું કેટલી ગેરવાજબી વાતો કરી સુમિત્રાનું અનિષ્ટ કરતી આવી છે ! "

માધવીએ હસતા વદને કહ્યું, " એજ વાત કે ? વારૂ, હવે કદી સુમિત્રા સાથે આપની મુલાકાત થાય તો મહેરબાની કરી તેને જ પૂછજો કે મારા શબ્દો તેનું અનિષ્ટ કરનારા નીવડયા છે કે ઇષ્ટ કરનારા ! પરંતુ હજુ હું તેનું જોઇએ તેટલું ઇષ્ટ કરી શકી નથી. જે દિવસ તમારી સાથે—"

માધવીનું વચન પૂરૂં થાય તે પહેલાં સુરેશ્વર દીલગીર થઈ બોલી ઉઠયો. " ગેરવાજબી ! બહુજ ગેરવાજબી તું બોલે છે. માધવી, તું તદ્દન બાળક છે ! કયા શબ્દો ક્યારે બોલાય તેનું તમે ભાન લાગતું નથી. "

માધવીએ હસવું ચાલુ રાખી કહ્યું, " મને ભાન છે કે નહિ તે તો મારા સમજવામાં આવતું નથી. પરંતુ જો મારા શબ્દો ગેરવાજબી હોય તો તે ગેરબાજબીપણું કોનું છે ? મારૂં કે સુમિત્રાનું ? તે જો જાતેજ પોતાના મનમાં—" બાકી રહેલા શબ્દો માધવીના મુખમાંથી બહાર નીકળ્યા નહિ, કંઇક શરમથી અને કંઇક કુતૂહલથી તે હસી પડી.

સુરેશ્વરે ગંભીર અવાજે કહ્યું, " કાલે આ પ્રમાણે ફાવે તેમ બોલી સુમિત્રાનું અનિષ્ટ કરી આવી છે અને આજ તેવાજ શબ્દો બોલી મારૂં અહિત કરે છે. પરંતુ આ સારૂં નથી. "

આ વખતે માધવીનું મ્હોં ગુસ્સાથી લાલચોળ થઇ ગયું. તેણે અભિમાનથી કહ્યું. " અનિષ્ટ ! અહિત ! ! આ બધું શું કહો છો તે હું સમજી શકતી નથી ! સુમિત્રાની ઇચ્છા વિરુદ્ધ વિમાનભાઇ સાથે

તેનાં લગ્ન થાય તે શું સુમિત્રાને માટે હિતકર છે કે તમારે માટે હિતકર છે!"

માધવીના આ ભેદી પ્રશ્નથી સુરેશ્વર પ્રથમ તો દિગ્મૂઢ બની ગયો. ત્યાર પછી તેણે નરમ અવાજે કહ્યું, "હિતકર નહિ થાય એ તું શી રીતે કહી શકે છે? હિત અહિતનો પ્રશ્ન શું એટલો સહેલો છે કે તેનો ચટ દઈને નિવેડો આણી શકાય?"

સુરેશ્વરના નરમ અવાજથી અને તેની મામુલી દલીલથી ઉત્સાહમાં આવી માધવીએ કહ્યું, "તેમજ હોય, તો પછી તમે અત્યાર સુધી હિત–અહિતની વાતો કેમ કરતા હતા? તમે શા પરથી કહી શકો છો કે કાલે હું સુમિત્રાનું અહિત કરી આવી ને આજે તમારૂં અહિત કરવાનો પ્રયત્ન કરૂં છું?"

માધવીને સુરેશ્વર આ વાત કરતી અટકાવવા માગતો હતો, પરંતુ દલીલોની સગવડને લીધે માધવીને અટકાવવાનું કામ મુશ્કેલ થઈ પડયું. હિત–અહિતના પ્રશ્નનો નિવેડો આણવો એ કઠણ કામ છે. એ સુરેશ્વર તરફથી સ્વીકારાઈ ગયું એટલે માધવીને ચુપ રાખવાનું કામ અશકય બની ગયું. તેથી આ સંકટમાંથી મુકત થવા માટે સુરેશ્વરે દલીલોનો રસ્તો છોડી, વિનંતિદ્વારા માધવીને શાંત પાડવાની શરૂઆત કરી. તેણે કહ્યું. "માણસોનાં સુખદુઃખ એવા અટપટિયા નિયમો વડે ગતિમાન થાય છે કે તેના ઉપર કોઈ પણ પ્રકારની જબરજસ્તી કરવી ન જોઇએ. માધવી, જે પોતાની મેળે બને તે જ બનવા દેવું. તેમાંજ ફાયદો છે અને સારૂં પરિણામ પણ તેમાંથી જ પ્રાપ્ત થાય છે."

આ વચનોથી માધવી જરા પણ પાછી હઠી નહિ. તેણે કહ્યું, "તેમજ હોય, તો પછી સુમિત્રાની માની જબરજસ્તીથી કયું સારૂં પરિણામ પ્રાપ્ત થશે તે જરા કહેશો?"

સુરેશ્વરે કહ્યું, "માધવી! કેવળ સુમિત્રાની મા તરફથી થતાં

દયાણુનેજ શા માટે વળગી રહે છે ? વિમાન આ બાબત સાથે પોતાનાં સુખઃદુઃખ અને પોતાની આશાઆકાંક્ષા સાથે જોડાએલો છે, એ વાત ભૂલતી નહિ ! ”

માધવીએ ભાર દઇ કહ્યું, “ વિમાનને ન ભૂલું ને સુમિત્રાને ભૂલી જાઉં એમ, એમ જ ને ? તેને તો જાણે કંઇ સુખદુઃખ હશે નહિ. તે ઉપરાંત તમારાં સુખદુઃખને પણ ભૂલી જઇ કેવળ વિમાનભાઇનાં સુખદુઃખને અને સુમિત્રાની માના લ્હાવાને ન ભૂલવો ખરૂં ને ! ”

માધવીનાં વચનો સાંભળી સુરેશ્વરે વિસ્મય પામી કહ્યું, “ માધવી, તું બહુ બોલે છે હો. તું મને આ વાતમાં શા માટે સંડોવે છે ? ”

સુરેશ્વરના તિરસ્કારથી સહેજ શાંત થઇ માધવીએ કહ્યું, “ગુસ્સે થશો નહિ ભાઇ, પરંતુ આ બાબતથી તમે જુદા પડશો એ નહિ ચાલે. સુમિત્રાને ગઇ કાલે મેં જે આશ્વાસન આપ્યું છે તે જુઠું ન પડે તે યાદ રાખજો. મારાં વચનો પર શ્રદ્ધા રાખો. વિમાનભાઇ સાથે તેના લગ્ન થાય તો તમે જે શુભ પરિણામ ધારો છો તે કદી આવશે નહિ. જબરજસ્તી જો ગેરવાજબી હોય તો એ ગેરવાજબી અન્યાયથી તમારે સુમિત્રાનો બચાવ કરવો જોઇએ. એક વેળા તેને કોઈ એક બદમાસના હાથમાંથી છોડાવી છે તો આ વખતે તેને તેની માના પંજામાંથી મુક્ત કરવી પડશે ! ”

માધવીની આ હૃદયપૂર્વક વિનંતિથી સુરેશ્વરનું હૃદય હચમચ્યા સિવાય રહ્યું નહિ. પણ તેણે પોતાની લાગણીને છુપાવી કહ્યું,

“ માધવી, તેમ નહિ બને. હું આ બાબતમાં હાથ ઘાલવાનો નથી. તું પણ આ બાબતથી જુદી પડી જા. સાપની સાથે રમત કરવા કરતાં માણસની સાથે રમત કરવી એ વધારે ભયાનક છે. જયાલક્ષ્મી, સુમિત્રા અને વિમાનની સાથે રમત કરવી એ મારૂં કાર્ય નથી, તેમ તારૂં પણ કાર્ય નથી. આ ન કરવા જેવા કામમાં પડી

વખત ન ગુમાવતાં ચાલ આપણે આપણા પોતાના કામમાં ગુંથાઇએ."

આ વાત અહીંથી જ બંધ કરી બંને ભાઈ બ્હેન રેંટીઆ પર કામ કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨૩ સું

---

## ઘાત–પ્રતિઘાત

---

એક દિવસ સવારમાં સુરેશ્વર અને માધવી પોતાના રેંટીઆઘરમાં બેસી સૂતર કાંતતાં હતાં, એ વખતે રસ્તાપરથી કોઈએ બૂમ પાડી. " સુરેશ્વર, ઘરમાં છે કે ? "

સુરેશ્વરે બારીમાંથી મ્હોં બહાર કાઢી જોયું તો જણાયું કે શામલાલ બહાર ઉભો ઉભો જવાબની રાહ જોઈ રહ્યો છે.

એકદમ નીચે ઉતરી દિવાનખાનાનાં બારણાં ઉઘાડી સુરેશ્વરે શામલાલને ખુરશી પર બેસાડયો.

" કયારે આવ્યા ? "

શામલાલે હસતાં હસતાં કહ્યું, " રજા પડી એટલે ગઈ કાલે સાંજરે જ આવી પહોંચ્યો. અહીં આવતાં જ સાંભળ્યું કે તમે તો હવે ત્યાં આવતાજ નથી. એનું કારણ શું કહો તો ખરા ? શરીરે કેમ છે ? કંઇ ચિંતામાં તો પડી ગયા નથી ને ? "

શામલાલના પ્રશ્નોમાંના પહેલાનો જવાબ ન આપતાં સુરેશ્વરે મૃદુ હાસ્ય કરી કહ્યું, " શરીર તો સારૂં છે. "

" શરીર સારૂં છે તો પછી કેમ આવતા નથી ? "

આ પ્રશ્નનો સીધો જવાબ ન આપતાં સુરેશ્વરે હસતા વદને કહ્યું, "આપ તો કાલે જ આવ્યા છો. તેટલીવારમાં આપે કોની પાસે જાણી લીધું કે હું હવે આવતો નથી?"

ભમર સંકોડી શામલાલે કહ્યું, "આખા જિલ્લાના માણસો સાથે કામ પાડું છું તો પછી આટલી વાત કહેનાર કોઇ ન મળે? તમે મનમાં શું ધારો છો તે અમે વગર સાંભળ્યે જાણી શકીએ છીએ સમજ્યા?" એમ કહી શામલાલ આનંદપૂર્વક સુરેશ્વરનાં મ્હોં સામું જોઇ રહ્યો.

શામલાલના આ અહંકારથી બહુ જ આનંદ પામી સુરેશ્વરે કહ્યું, "તો પછી ન આવવાનું કારણ મને શા માટે પૂછો છો? તે પણ તમે વગર સાંભળ્યે જાણી શકો છો."

સુરેશ્વરનાં વચનો સાંભળી શામલાલના ઓઠો પર ગર્વની કઠોર હાસ્યરેખા જણાવા લાગી. તેણે કહ્યું, "શું ત્યારે તમે એમ ધારો છો કે તે વાત હું જાણતો નથી? શા માટે આવતા નથી તે કહું?"

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું, "હું તો એ વાત જાણું છું, મને જણાવવાની વળી શી જરૂર?"

શામલાલ સુરેશ્વરનો આ ઠંડો ભાવ જોઇ શાંત ન થયો. તેણે ગર્વપૂર્વક કહ્યું, "બ્હેનનાં ગેરવાજબી વર્તનને લીધે જતા નથી. બોલો જોઉં, ખરૂં કે નહિ?"

સુરેશ્વરનું મુખ એક ક્ષણમાં લાલ બની ગયું. તેણે થોડી વાર ચુપ રહી શાંત છતાં દૃઢ અવાજે કહ્યું, "મને માફ કરો. શામલાલ ભાઈ, હું એ વાતની ચર્ચામાં ઉતરવા માગતો નથી!"

શામલાલ હસતો હસતો બોલ્યો, "તમે સદ્‌ગૃહસ્થ છો. તમે આ વાત મ્હોંઢેથી સ્વીકારશો નહિ તે હું જાણું છું. પરંતુ હું સમજી ગયો છું કે મારી ધારણા ખરી છે. પણ આ પરથી એમ ન ધારતા કે મને એ વાત કોઇએ કહી છે. અમે અમલદારોના ગોવાળ છીએ,

સમજ્યા ! જમણો હાથ ધરીએ ડિક્રીવાળા પાસે, ડાબો હાથ ધરીએ દેણદાર પાસે અને આંખો રાખીએ ઉપરી અમલદાર ઉપર !"

શામલાલની આ દલીલ અને સંબંધ વિનાના ગર્વ તરફ જરાયે લક્ષ ન આપતાં સુરેશ્વર મંદ મંદ હસવા લાગ્યો.

શામલાલે આગળ ચલાવ્યું, "દીવાળીના તહેવાર પર આવ્યો હતો ત્યારે મેં બધું જોયું. જતી વેળા બ્હેનનું વળણ જોતો ગયો. આ વખતે આવ્યો ત્યારે તમને ન જોયા એટલે પૂછપરછ કરી પણ મૂળ વાત કોઇએ ન જણાવી. બ્હેને કહ્યું કે "કેમ આવતા નથી તે હું સમજી શકતી નથી," સુમિત્રાએ કહ્યું, "કેમ આવતા નથી તે વાત કહેવા જેવી નથી," અને પ્રમોદરાયે કહ્યું કે "કેમ નથી આવતા તે વાત ન કહેવી એજ વધારે સારૂં છે." પરંતુ અસલ વાત કંઇ ઢાંકી રહે છે ? તે વાત ઢાંકી રહી નથી તેના સાક્ષી તમે પોતે છો !" એમ કહી શામલાલ ખડખડ હસવા લાગ્યો.

આ વખતે પણ સુરેશ્વર કંઇ જવાબ ન આપતાં મંદ મંદ હસવા લાગ્યો.

થોડી વાર શાંત રહી શામલાલે વળી આગળ ચલાવ્યું. "પરંતુ ગમે તેમ કહો તો પણ તમારા પર બ્હેનને ગુસ્સો આવે એ સ્વાભાવિક છે. અરેરે ! બિચારીએ કેટકેટલા પ્રયત્ને એક અમલદારને શોધી કાઢયો છે ! તેવામાં તમે કોઈ ભેદી મંત્રો વડે છોકરીને આકર્ષી તેની બાજી ઉલટપાલટ કરી દીધી. તેથી તેને સારૂં લાગે ? જે છોકરી બાળપણથી પૂરેપૂરી મડમ હતી તેને તમે તદ્દન યોગિની બનાવી દીધી ! પિયાનો અને હારમોનિયમ વગાડી વગાડી જે લોકોના કાનને બ્હેરા કરી નાંખતી તે અત્યારે રાત દહાડો રેંટીઆના ગાનમાં મશગુલ રહે છે ! મને તો ખાત્રી છે કે દરરોજ સવાર સાંજ એકેક વખત તમને ગાળો આપ્યા સિવાય મારી બ્હેન જમતી નહિ હોય." એટલું બોલી શામલાલ વળી પાછો ખડખડ હસવા લાગ્યો.

શામલાલને મ્હોડે સુમિત્રાનું વર્ણન સાંભળી સુરેશ્વરનું હૃદય એક ક્ષણને માટે ચંચળ બની ગયું. પણ તરત જ તેને સંયમમાં રાખી તેણે કહ્યું, "તેમાં તમારી બ્હેનનો શો દોષ? દેશના અને વિદેશના બધા લોકો દરરોજ પુષ્કળ પ્રમાણમાં એ ચીજ અમને ભેટ આપે છે."

શામલાલે કહ્યુ, "શા માટે ન આપે? તમે લોકોએ દેશના બધા લોકોને જાળમાં સપડાવ્યા છે! ચાકરોની ચાકરી, વકીલોની વકીલાત, વેપારીઓનો વેપાર, દારૂડિઆનો દારૂ એ બધાંમાંનું કંઈ પણ તમે છોડયું છે? એટલું જ નહિ પણ એક કુમારિકા પણ તમારા જુલમમાંથી મુકત થઈ નથી." એમ કહી તે ખડખડ હસી પડયો.

શામલાલના છેલ્લા વાકયથી સુરેશ્વરના મુખ પર કુતૂહલનું મંદ હાસ્ય, આથમતા સૂર્યના તેજની માફક જોતજોતામાં ફરકી વિલીન થઈ ગયું. વાતના ખરાખોટાપણાની પરીક્ષા કર્યા સિવાય પોતે સુમિત્રા અને વિમાન વચ્ચે માથું માર્યું એ વિચારથી તેને બહુ ક્ષોભ થયો. તેણે જે વિપ્લવ ખડો કર્યો હતો તે સંબંધમાં ઉંડો વિચાર કરી જોવાની તેણે જરૂર જોઈ નહિ. તેમ તેમ કરવાની તેને ઇચ્છા પણ ન થઈ. કેવળ જે તદ્દન સત્ય હતું, ઘટના રૂપે ઉપેક્ષા કરવા યોગ્ય નહોતું, તેની જ વાત યાદ લાવી સુરેશ્વરના અંતરમાં એક પ્રકારની દુઃસહ ગ્લાનિ ઉભરાવા લાગી.

સુરેશ્વરના મુખ પર ફિકાશ ફરી વળેલી નિરખી શામલાલે કહ્યું, "ગુસ્સે થયા કે સુરેશ્વર? તમે ખોટું લગાડતા નહિ, હું તો કેવળ હસતો હતો."

સુરેશ્વર ફીકું હાસ્ય હસી બોલ્યો, "ગુસ્સે શા માટે થાઉં? દીલગીર થવા જેવી વાતોમાં ગુસ્સો કર્યો પાલવે કે?"

શામલાલ સુરેશ્વરને આશ્વાસન આપવા ખાતર બોલ્યો, "તેમાં વળી દીલગીર થવા જેવું શું છે? મા જો પોતાની છોકરીને સંભાળી ન શકે તો પછી તેમાં તમે કે હું શું કરી શકીએ?'

આ ચર્ચા અહીંથી જ અટકાવવા ખાતર સુરેશ્વરે કહ્યું, "એ ખરૂં."

"સુરેશ્વર, મારી એક વિનંતિ માન્ય રાખશો ?"

સુરેશ્વરે વિસ્મય પામી કહ્યું," શું કહો તો ખરા ?"

"આજે સંધ્યાકાળ વખતે અમારે ઘેર ફરવા આવશો ?"

"આપ તો જાણો છો કે આજકાલ મેં આપને ઘેર જવાનું બંધ કર્યું છે."

"પ્રતિજ્ઞા કરી છે ?"

સુરેશ્વરે મંદ મંદ હાસ્ય કરતાં કહ્યું, "ખુલ્લી રીતે પ્રતિજ્ઞા કરી નથી; પરંતુ પ્રતિજ્ઞા ન કરી હોય છતાં આપણે એવાં ઘણાં કામો ન કરવાનો નિશ્ચય કરીએ છીએ."

આ ઉત્તરથી વિના કારણે આશાતુર થઇ શામલાલે સહેજ વિનં-તિના અવાજે કહ્યું, "તો પછી જો ખાસ અડચણ ન હોય તો આજ ન આવો ?"

સુરેશ્વર હસતાં હસતાં બોલ્યો, "અડચણ મારે એકલાને ન હોય; બીજા લોકોને પણ હોઈ શકે."

શામલાલે વ્યગ્રતાપૂર્વક કહ્યું," જો એમ જ કહેતા હોય તો મને પૂરેપૂરી ખાત્રી છે કે તમો આવશો તો કોઇને અડચણ થશે નહિ. સુમિત્રા તો ઉલટી બહુ જ ખુશી થશે."

શામલાલની વાત સાંભળી સુરેશ્વરે ધીરે ધીરે માથું ખંજવાળતાં કહ્યું, "મને માફ કરો શામલાલભાઈ, આપ એમ જ ધારતા હો તો હું ખરૂં કહું છું કે આપ સુમિત્રાને સમજી શકયા નથી. હું આવીશ તો તે ખુશી નહિ થાય; અને જો તે ખુશી થાય તો હું દીલગીર જ થઈશ."

શામલાલ દિઙ્મૂઢ બની થોડી વાર સુરેશ્વર તરફ જોઈ રહ્યો. તે પછી ધીમેથી બોલ્યો, "સુરેશ્વર, મને પણ ક્ષમા કરશો. હું સુમિત્રાને તો શું પણ તમને પણ સમજી શકતો નથી ! તમે આવો

એટલે સુમિત્રા ખુશી થાય અને તેથી તમે દુઃખી થાઓ અને સુમિત્રા દુઃખી થાય તો તમે ખુશી થાઓ, આ બધી કચાકચમાં તો હું જરાએ સમજતો નથી ! તમારી શિષ્યા પણ બરાબર તમારા જેવી જ સમસ્યામાં વાત કરતાં શીખી છે. તેની વાતચીતમાં તો વળી તમારા કરતાં એ વધારે રહસ્ય હોય છે ! તમે નથી આવતા એ વાત સાંભળી મેં કહ્યું કે ' કાલે અહીં ખેંચી લાવીશ ' ત્યારે સુમિત્રા શું બોલી તે સાંભળવું છે ? "

સુરેશ્વરના મુખ પર સહેજ શરમની લાલી તરી આવી. તેણે બીજી બાજુએ મ્હોં ફેરવી ધીમે ધીમે કહ્યું, " અટકળની વાત ન કરવી એ સારૂં છે. આપ પોતે જે વચનોનો અર્થ ન સમજી શકો તેની પુનરાવૃત્તિ કરતાં કદાચ ભૂલ કરી બેસો તો ? "

શામલાલ હસતો હસતો બોલ્યો " એ કાંઈ ખોટી વાત નથી. તમારી બંનેની વાતચીતનો અર્થ સમજવો એ બહુ અઘરૂં કાર્ય છે. વારૂ, એ વાત જવા દો. તમને આમંત્રણ આપવા આવ્યો છું તેનું કારણ જાણો છો ? "

સુરેશ્વરે માથું હલાવી કહ્યું; " ના, તે જાણતો નથી. "

શામલાલના મુખ પર વિસ્મયનું હાસ્ય છવાઈ ગયું. તેણે કહ્યું, "સુરતથી પાંચેક શેર સુરતી બરફી લાવ્યો છું તે ખાવા માટેજ બોલાવવા આવ્યો છું. "

સુરેશ્વરે મંદ મંદ હાસ્ય કરતાં કહ્યું, " જ્યારે ખાસ વરદી આપી બનાવરાવી લાવ્યા છો ત્યારે તો સમજી શકાય તેવી વાત છે કે તે બહુજ સારી હશે. "

શામલાલે ગંભીર વદને કહ્યું, " કેટલી કિંમત પડી છે એ તમે જાણો છો ? "

સુરેશ્વરે થોડી વાર વિચાર કરી કહ્યું, " દશ બાર રૂપીઆ હશે ? "

" એક પૈસો પણ નહિ. છતાં પણ ચીજ છે પહેલા નંબરની ! " એમ કહી શામલાલ મુગ્ધ દષ્ટિએ સુરેશ્વર તરફ જોઈ રહ્યો.

સુરેશ્વરે થોડી વાર ચુપ રહી કહ્યું, " મારાં વચનોને સમસ્યા તરીકે ઓળખાવો છો પણ આપનાં આ વચનો તો કઠણમાં કઠણ સમસ્યા જેવાં લાગે છે ! પાંચ શેર સુરતી બરફીની કીંમત એક પૈસો પણ નહિ ! એ બને જ કેવી રીતે ? "

સુરેશ્વરની વાત સાંભળી શામલાલ ખડ ખડ હસી પડયો. તેણે થોડી વાર પછી કહ્યું, " આટલું જ સમજો છો ને ! આ વાત સમજવી બહુ સહેલી છે. એક કંદોઇને હુકમનામું અમલમાં મૂકવું હતું. તેને કહ્યું કે આવતી રજામાં બ્હેનને ઘેર જવું છે માટે થોડી સુરતી બરફી જોઇએ. બસ, આટલું કહ્યું કે તરત બજારમાંથી રોકડા પૈસા આપી કંડીઓ ખરીદી ઉંચામાં ઉંચી જાતની સુરતી બરફીથી એ ભરપૂર કરી તે ઘેર પહોંચાડી ગયો. શું કહું સુરેશ્વર, હુકમનામું રદ કરવાની સત્તા મારા હાથમાં હોત તો સુરતી બરફી તો શું પણ સોનાની પાટો ને પાટો આ રીતે મારે ઘેર પહોંચતી થાત. " એમ કહી શામલાલ હસવા લાગ્યો.

સુરેશ્વરે કહ્યું. " મોટા અધિકારમાં એક અગવડ છે કે તેનો ઇચ્છા પ્રમાણે ઉપયોગ થાય નહિ. સોટી રાખનાર ગમે તે વખતે તેને રસ્તામાં ફેરવવા ફેરવતો ચાલ્યો જાય તો કંઈ વાંધો ન આવે, પણ તરવાર રાખનારને તો સાવચેતીથી તેને મ્યાનમાં પૂરી રાખવી પડે છે. "

શામલાલે હસતાં હસતાં કહ્યું " એ ખરી વાત; પરંતુ ઝાડી ગીચ જોઈ એકાએક તરવાર મ્યાન બહાર કરીએ કે તરત બેડો પાર ! "

ઉપમા આપવામાં પરાજય થવાથી સુરેશ્વર નિઃશબ્દે હસવા લાગ્યો.

“સુરેશ્વર, એ ચાર સુરતી બરફીનાં ચોસલાં ખાધાં હોત તો બહુ આનંદ આવત.”

સુરેશ્વરે હસતા વદને કહ્યું, “શું કરીએ, નસીબમાં ન હોય તે ક્યાંથી મળે?”

સુરતી બરફી ખાવા માટે સુમિત્રાને ઘેર આવવાનું નિમંત્રણ સુરેશ્વરે કોઇ પણ રીતે ન સ્વીકાર્યું તેથી છેવટે શામલાલ ઘેર જવા માટે ઉઠી ઉભો થતાં બોલ્યો, “ત્યારે હવે શું કરૂં? હું રજા લઉં છું.”

સુરેશ્વર શામલાલને જતો અટકાવી બોલ્યો,” એમ ન થાય શામલાલભાઇ; કૃપા કરી જ્યારે મારે ત્યાં પધાર્યા છો તો પછી જરા મ્હોં મીઠું કરતા જાઓ.”

શામલાલે માથું હલાવી કહ્યું” તમે પણ ભલા માણસ લાગો છો! પોતાને તો આવવું નથી અને બીજાને ખવરાવવું છે. તમે મારી સુરતી બરફી ખાવા ન આવો તો પછી મારે તમારૂં આમંત્રણ શા માટે સ્વીકારવું?“

સુરેશ્વરે મંદ મંદ હસતાં કહ્યું” તે ખાતર જ આપે મારે ઘેર મીઠું મ્હોડું કરવાની જરૂર છે. નહિ તો એમ જણાય કે આપે ગુસ્સે થઈ મારી સાથે કોઈ પણ જાતનો સંબંધ રાખવાની ઇચ્છા દર્શાવી નથી.”

આ વખતે પણ સુરેશ્વરની જીત થઈ. થોડી વાર તાણ કરાવ્યા પછી શામલાલે નાસ્તો કરવાની હા પાડી.

જમતાં જમતાં શામલાલે કહ્યું,” આ વખતે અહીં મજા આવતી નથી. ઘેર આનંદનું નામેય નથી. પ્રમોદરાય તો ગીતા અને ઉપનિષદમ! એવા ગુંથાયા છે કે તેની સાથે વાત કરવી એ કઠણ કાર્ય થઇ પડયું છે. સુમિત્રા રેંટીઆ પર બેઠી બેઠી રાત દહાડો ઘરડ ઘરડ કર્યા કરે છે, અને બ્હેન બા સુમિત્રાને ઉદ્દેશી ગમે તેવાં વચનો ઉચ્ચાર્યા કરે છે. કાલે સાંજે વિમાન આવ્યો હતો. કંઇક વાતચીત ચાલી હતી છતાં

ગમે તેમ હો પણ એવા અમલદારો સાથે વાતચીત કરવામાં મને કંઈ મજા પડતી નથી એ તો નક્કી !"

વાત કહેતાં તો કહેવાઇ ગઈ પણ શામલાલને તરત ખ્યાલ આવ્યો કે અમલદારના સંબંધમાં આવો મત પ્રદર્શિત કરવામાં મારા પોતાના દરજ્જાને હાનિ પહોંચે છે. આથી મનમાં શરમ અને પશ્ચાતાપ થવાથી તેણે પોતાની ભૂલ સુધારવાના ઇરાદાથી કહ્યું, "સુરેશ્વર, રાત-દહાડો અમલદારી કરી કરીને તે તરફ જરાક કંટાળો આવી ગયો છે. તે વખતે તમે આવતા ત્યારે કેવી મજા જામતી હતી? તમારી સાથે વાદવિવાદ કરતાં મારું મન બધું દુઃખ વિસરી જતું હતું!"

સુરેશ્વરે જરા હસીને કહ્યું," લડાઈટંટા ને વાદવિવાદનો ગુણ ફાયદો મેળવવાનો જ હોય છે. વળી મીઠી ચીજની માફે ખટમધુરી ચીજ જરા રુચિકર થઈ પડે છે."

શામલાલે માથું હલાવી કહ્યું, "એમ નહિ સુરેશ્વર! મીઠી ચીજ મીઠી હોવાથી જ મીઠી લાગતી હોત તો પછી ખાંડસાકર સિવાય બીજી કોઇ ચીજ લોકો ખાતજ નહિ."

આ વચનોનો કંઇ પણ જવાબ ન આપતાં સુરેશ્વર મનમાં હસવા લાગ્યો.

શામલાલને વળાવા ખાતર સુરેશ્વર ઠેઠ ભદ્રના દરવાજા સુધી આવી થોભ્યો.

શામલાલે હસતા વદને કહ્યું. "આ તમારી હદ છે કે? હવે આગળ નહિ આવો?"

સુરેશ્વરે મંદ મંદ હાસ્ય કરતાં કહ્યું. "હા, હવેથી શરૂ થનો રસ્તો મારી હદ બહાર છે!"

શામલાલે માથું હલાવી કહ્યું "એમ કદી બને જ નહિ. ઠેઠ દેસાઈની પોળમાં તમારો અધિકાર ચાલતો હું નજરોનજર જોઉં છું.

ત્યાં રેંટીઓ ચાલી રહ્યો છે, ખાદીની સાડીઓ પહેરાઈ રહી છે, છતાં તમે કહો છો કે અહીં જ મારી હદ પૂરી થાય છે એ કેવું વિચિત્ર!"

શરમાએલ મ્હોંએ થોડી વાર ચુપ રહ્યા બાદ સુરેશ્વરે કહ્યું, "એ કંઇ મારો હુકમ નથી. હું જેના હુકમ મુજબ ચાલું છું, તેનો હુકમ ત્યાં પણ અમલમાં આવ્યો છે એટલું જ. અનાદિ કાળથી જે પ્રલય કરીને સર્જન કરે છે તે મહાકાલની હદ સર્વત્ર છે."

સુરેશ્વર તરફ ક્ષણવાર નિઃશબ્દે જોઈ રહી શામલાલ બોલ્યો, "સુરેશ્વર, હું તમારી એ બધી વાતો સમજી શકું તેમ નથી; હું તો કેવળ એટલું જ સમજું છું કે બ્હેનને ઘેર તમે હવે કદી પગલું નહિ મૂકો તોપણ ત્યાં તમે જે બીજ વાવ્યું છે તે એની મેળે વૃક્ષ થશે જ. બ્હેન બિચારી માથાં કૂટી મરી જાય તો પણ શું! એટલું જ નહિ પણ તમે પોતે પણ હવે એ બીજના પરિણામને અટકાવી શકો તેમ નથી." એમ કહી તે હસવા લાગ્યો.

આ વખતે સુરેશ્વરનું મુખ સીસમના જેવું થઈ ગયું. તેણે આ પ્રસંગને દાબી દેવા માટે કહ્યું, "આપને બહુ રોકયા. હવે હું રજા લઉં છું." એમ કહી તે શામલાલને નમસ્કાર કરી પાછો વળ્યો.

ઘેર જઈ ઉપર જતાં જ શામલાલ ને સુમિત્રાનો મેળાપ થયો. સવારના પહોરથી શામલાલ ગેરહાજર હોવાથી અત્યાર સુધીમાં બધાં તેની ખબર પૂછતાં હતાં તે સુમિત્રા જાણતી હતી.

તેણે શામલાલને જોતાંજ કહ્યું, "મામા, સવારના પહોરમાં ચા પીધા સિવાય ક્યાં સિધાવ્યા હતા? મા તમારી રાહ જુએ છે."

શામલાલે જરા શંકાશીલ થઈ પૂછ્યું, "બ્હેન ક્યાં છે?"

સુમિત્રાએ કહ્યું, "કાલ રાતથી માથું ચડયું હોવાથી પથારીમાં સૂતાં છે. ચાલો, હું તમને ચા નાસ્તો આપું."

આ વચનો સાંભળી શામલાલને શાંતિ વળી. શામલાલે શાંત વદને કહ્યું, "નાસ્તાની જરૂર નથી. એકાદ ન્હાનો પ્યાલો ભરીને

ચા આપીશ તો ચાલશે. નાસ્તો તો તારા ગુરૂને ઘેર ખૂબ કરી આવ્યો છું. "

શામલાલનાં વચનોનો મર્મ સમજી ન શકવાથી સુમિત્રાએ નવાઈ પામી કહ્યું, " મારા ગુરૂને ઘેર? રસિકભાઇને ત્યાં ગયા હતા? "

રસિકલાલે ઘણાં વર્ષો સુધી સુમિત્રાને અંગ્રેજી સાહિત્યનું જ્ઞાન આપ્યું હતું અને તેમનું ઘર પણ નજક હતું.

શામલાલે હસતા વદને કહ્યું, " ના રે ના, રસિકભાઇને ત્યાં તો નહોતો ગયો એ ખચિત. તારા નવા ગુરૂ, કે જેની કેળવણીથી તું આટલી બધી બગડી ગઈ છે અને બ્હેનને ગાંડી બનાવી મૂકી છે તે ગુરૂને ઘેર ગયો હતો. " ત્યાર પછી અવાજ ધીમો કરી કહ્યું, " બ્હેનને કહેતી નહિ કે હું સુરેશ્વરને ઘેર ગયો હતો. નહિ તો તે મારા ઉપર પણ ગુસ્સો કરશે. "

સુમિત્રાએ શરમાઈ જઈ કહ્યું, " વારૂ, નહિ કહું. પરંતુ તેમને હવે તો તમે બધા છોડો તો સારૂં. "

શામલાલે સુમિત્રાનાં વચનોનું તાત્પર્ય સંપૂર્ણ રીતે ન સમજી શકવાથી કહ્યું, " છોડીએ નહિ તો ક્યાં જઇએ? હું તો તેમને ઘેર ગયો હતો તેમને અહીં પકડી લાવવા માટે; કેટલીય વિનંતિ કરી, પણ તેઓ એકના બે ન જ થયા. મેં કહ્યું કે તમે આવશો તો બીજું કોઈ નહિ તો પણ સુમિત્રા બહુ જ રાજી થશે. તેના જવાબમાં તેમણે શો જવાબ આપ્યો તે સાંભળવું છે? "

સુમિત્રા કંઇ જ બોલી નહિ. કેવળ સાંભળવા માટે તે તૈયાર થઇ રહી.

સુમિત્રાના જવાબની થોડીવાર રાહ જોયા પછી શામલાલે કહ્યું, " તેણે કહ્યું કે ' જો એમ જ ધારતા હો તો તમે સુમિત્રાને હજુ સમજી શક્યા નથી. હું આવીશ તો તે સુખી નહિ થાય ઉલટાં દુઃખી થશે. અને જો તે સુખી થશે તો હું દુઃખી થઇશ. " મને લાગ્યું કે

આ બધી રહસ્યભરી વાતો સમજ્યા વગર તેમને અહીં લાવવાનું કામ મુશ્કેલ છે. તેથી છેવટે પેંડાબરફી ઉપર સારી પેઠે હાથ મારી ચાલ્યો આવ્યો. સારૂં કર્યું કે નહિ?" એમ કહી તે હસવા લાગ્યો.

સુમિત્રાએ હસતા વદને કહ્યું, "બહુ સારૂં કર્યું!" પરંતુ મુખનું હાસ્ય કોઈ કોઈ વખતે બહુ થોડા વખતમાં આંખોનાં આંસુના રૂપમાં ફેરવાઈ જાય છે તે વાત તે જાણતી નહોતી. તેથી " મામા, થોડી વાર થોભો, હું તમારે માટે ચા લઈ આવું છું." એમ કહી તે ઉભરાતાં આંસુને એકાદ ક્ષણ માંડમાંડ થંભાવી ઉતાવળે પગલે ચાલી ગઈ.

---

## પ્રકરણ ૨૪ મું

## પ્રેમનાં વમળ

આખો દિવસ નાના પ્રકારના કામોમાં સુરેશ્વરે પોતાને ગુથી રાખ્યો. શામલાલ સાથે થએલી વાતો અને તેને લીધે ઉત્પન્ન થતી લાગણીઓ હૃદયને ન ખળભળાવે એવા ઇરાદાથી તેણે ચિત્તને જરા પણ વિરામ આપ્યો નહિ. ઘેર રહ્યો ત્યાંસુધી માધવી અને તારાસુંદરી સાથે વાતોમાં ચિત્ત રોકી રાખ્યું; બપોરે સાળખાતામાં જઇ નાના પ્રકારના પરિશ્રમમાં જોડાઇ રહ્યો. ત્યાંથી એક ઘેરથી બીજે ઘેર અને બીજે ઘેરથી ત્રીજે ઘેર એમ વિનાકારણ ભટક ભટક કરી રાતના નવ વાગે તે ઘેર આવ્યો.

પરંતુ જમ્યા બાદ તે સૂવા ગયો ત્યારે આખો દિવસ મહા મહેનતે અટકાવી રાખેલા વિચારો કેમેય કરીને અટકાવી શકયો નહિ. ભૂખ્યાં ડાંસ બનેલાં તીડોની માફક વિચારોનાં ટોળે ટોળાં તેના ચિત્તને વીંટળાઇ દંશ દેવા લાગ્યાં. પરન્તુ એ દંશની પીડા કરતાં પણ વધારે

પીડા તેને એ થવા લાગી કે એ દંશમાંથી બચવા જેટલી શક્તિ વાસ્તવિક રીતે પોતામાં નથી.

આખો દિવસ આ વિચારોને કેવી રીતે અટકાવી રાખ્યા તે તરફ નજર આપતાં તેને સ્પષ્ટ જણાયું કે તેમાં તેની શકિત પ્રગટ થઇ નથી પણ ઉલટી અશકિત પ્રગટ થઇ છે. પોતાને ભૂલાવી રાખ્યો છે એ વિચાર એ એક જાતનો દંભ હતો તે અત્યારે તેને ચોકખું જણાયું. અને આ સમજણ સાથેજ પોતાની દુર્બળતા અનુભવી તેનું ન્યાયશીલ હૃદય અપરિમિત શરમ અને નિરાશાના સાગરમાં ડુબી ગયું.

ઉંઘ માટે બહુજ ફાંફાં માર્યાં છતાં નિદ્રાદેવી તો આજે વેરણ થઇ હોય એમ લાગતાં છેવટે તે અગાશી પર ગયો. ખુલ્લાં આકાશ તળે ઉભો ઉભો મનને શાંત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ગંભીર રાત્રિને વિષે પોષ માસની પ્રબળ ટાઢથી સંક્ષુબ્ધ થએલા અમદાવાદના રાજમાર્ગોમાં વીજળીના દીવા ફીકાફચ થઈ બળતા હતા; અને આકાશમાં અંધારી અષ્ટમીનો ચંદ્ર ઉજ્વળ તારાઓથી વીંટળાઇ હજુ મણિની માફક ચળકતો હતો. એક ઉજ્જવળ તારા તરફ સુરેશ્વર બહુ વાર સુધી તાકી રહ્યો; ત્યાર પછી તેને એવો ખ્યાલ આવ્યો કે એ આકાશનો તારો ન જણાય તેવી રીતે ધીરે ધીરે કોઇ એક ચકિત નેત્રની કાળી કીકીના રૂપમાં ફેરવતો જાય છે. તરતજ તે અતિશય કંટાળી નીચે ઉતર્યો અને પથારીમાં જઈ પડયો !

બીજે દિવસે સવારમાં સુરેશ્વર સામું જોઇ તારાસુંદરીએ પૂછ્યું, “સુરેશ્વર, આટલો બધો સુકાઈ કેમ ગયો છે ? રાતમાં તાવ આવ્યો હતો કે શું ?”

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યુ, “ તાવબાવ તો કંઇ આવ્યો નથી. કાલે આખી રાત ઉંઘ આવી નથી આવી તેથી એમ જણાતું હશે.”

ઉંઘ કેમ નહોતી આવી ! આખી રાત લખ લખ કર્યું હશે.”

સુરેશ્વરે માથું હલાવી હસતા વદને કહ્યું, " તેમ હોય તો સુકાઈ ગયેલો ચહેરો કેમ થઇ જાય ? કોઈ કામમાં રોકાએલો હોઉં તો આખી રાતનું જાગરણ પણ મને નડતું નથી. "

સુમિત્રા વિષેની વાત તારાસુંદરીથી અજાની નહોતી. જો કે તે બધી વાત જાણતી નહોતી. માધવીની પાસેથી તેણે જે કંઈ સાંભળ્યું હતું તેની સાથે સુરેશ્વરને ઉંઘ ન આવવાનું કારણ કલ્પી ન શકવાથી તેણે ભોળા ભાવે પૂછયું, હાં રે સુરેશ્વર, આજકાલ સુમિત્રા વિષે તો તું કંઇ બોલતો જ નથી ? તેને ઘેર જાય છે કે નહિ ! "

તારાસુંદરીના આ પ્રશ્નથી સુરેશ્વરને મનમાં કાંઇક ચટપટી થવા લાગી પરન્તુ તરતજ તેણે હસતા વદને જવાબ વાળ્યો. " ના મા, કેટલાક દિવસ થયાં તેને ઘેર જતો નથી. "

" લડાઇમાં પાછી પીઠ કરી આવ્યો કે શું ? તેને પહોંચી ન શકયો કે " એમ કહી તારાસુંદરી હસવા લાગી.

સુરેશ્વરે મૃદુ હાસ્ય કરી કહ્યું, " જ્યાં સુધી ખરી લડાઇ ચાલતી હતી ત્યાં સુધી પાછી પીઠ કરી નથી પરન્તુ છેવટે સ્થિતિ એવી થઇ પડી કે નાસી ગયા સિવાય છૂટકો ન હતો. "

પુત્રની વાત સાંભળી તારાસુંદરીનું કુતૂહલ વધ્યું તેણે પૂછયું, " તો પછી તેં દિવસે તે માધવી સાથે સુમિત્રાને રેંટીઓ તો મોકલાવ્યો હતો. "

" સુમિત્રાએ એક રેંટીઓ માગ્યો હતો, તેથી મોકલવો પડયો."

તારાસુંદરીએ નવાઇ પામી કહ્યું, " સુમિત્રાએ પોતે માગ્યો હતો ? "

સુરેશ્વરે થોડો વિચાર કરી જવાબ આપ્યો, " હા, તેણે પોતેજ માગ્યો હતો. "

આ જવાબ સાંભળી તારાસુંદરીનું કુતૂહલ વધ્યું. તેણે કહ્યું, " ત્યાર પછી રેંટીઆનું શું થયું ? કંઇ કામમાં આવે છે કે નકામો હવા ખાય છે તેની ખબર રાખી છે ? "

સુરેશ્વરે હસતા વદને કહ્યું, “ તે બરાબર તો કહી શકતો નથી પરન્તુ મને ખાત્રી છે કે તે નકામો હવા ખાતો તો નથી જ.”

સુરેશ્વરની આ ખાત્રીમાં વાસ્તવિક રીતે જરાયે ભૂલ ન હતી એ વાત પંદરેક દિવસ પછી સાબિત થઇ. તે દિવસે સંધ્યાકાળ પછી સુરેશ્વર ઘેર આવ્યો. આવતાં જ તેણે જોયું કે દિવાનખાનામાં વિમાનવિહારી એકલો બેઠો બેઠો રાહ જુએ છે.

આમાં નવાઇ પામવા જેવું કાંઇજ ન હતું પરન્તુ બેચાર મામૂલી વાતચીત પછી વિમાનવિહારીએ એક કાગળમાં વીંટેલું બંડલ અને એક બંધ કવર સુરેશ્વરના હાથમાં આપી કહ્યું કે “ આ સુમિત્રાએ તમને મોકલ્યું છે” ત્યારે સુરેશ્વર ખરેખર વિસ્મય પામ્યો. બંડલ દબાવતાં છતાં તેમાં શું છે તે જાણી ન શકવાથી તેણે પૂછ્યું. “આમાં શું છે ? ”

વિમાનવિહારીએ હસતે વદને કહ્યું, “ મારૂં કર્મફળ ! કયારે, કયાં, કોણ જાણે કયું કુકર્મ કર્યું છે તે તો મારી જાણમાં નથી પરન્તુ તેના આ ફળને મારે જાણી જોઇને ખાંધે ચઢાવી ફેરવતા રહેવું પડે છે. ”

વિમાનવિહારી સાથે બીજી કાંઈ વાતચીત ન કરતાં સુરેશ્વરે કવર ફોડી તેમાંથી કાગળ બહાર કાઢયો. એકાદ બે લીટી વાંચતાંજ તેના મુખ પર સુખ અને સંતોષનાં ચિહ્ન જણાવા લાગ્યાં. ત્યાર પછી બંડલ ખોલી તેમાંની સામગ્રી જોઈ તેનો આનંદ વિસ્મયના રૂપમાં ફેરવાઇ ગયો. સુમિત્રાએ અત્યાર સુધીમાં સ્વહસ્તે જે કંઈ સૂતર કાંત્યું હતું તે રેંટીઆની કિંમત તરીકે સુરેશ્વરને મોકલ્યું હતું.

સુરેશ્વરના મુખ પર ખુલ્લે ખુલ્લો સંતોષ પ્રગટેલો જોઈ વિમાનવિહારીએ કહ્યું, “ બહુ જ ખુશી થયા લાગો છો ખરૂં ? ”

પ્રફુલ્લ મુખે સુરેશ્વરે કહ્યું, “ હાજ તો ? ”

“ એમ લાગે છે ખરૂં કે સ્વરાજ થોડુંઘણું પાસે આવ્યું છે ? ”

સુરેશ્વરે હસતા વદને કહ્યું, " એમ લાગે છે ખરૂં. "

વિમાનવિહારી થોડીવાર બોલ્યા ચાલ્યા વગર સુરેશ્વરના મ્હોં સામે જોઇ રહ્યો, ત્યાર પછી બોલ્યો, " વારૂ, હજુ આવાં કેટલાં બંડલ તૈયાર થાય તો સ્વરાજ મળે એની સંખ્યા આપી શકશો ? "

વિમાનવિહારીનાં વચનો સાંભળી થોડીવાર વિચાર કરી સુરેશ્વરે કહ્યું, " હાજ તો. હવે એક બીજું બંડલ આવે કે બસ. જો કે તે બહુ જ મોટું હોવું જોઈએ ! " એમ કહી તે હસવા લાગ્યો.

સુરેશ્વરનાં વ્યંગ વચનોથી જરા ભોંઠો પડી વિમાન બોલ્યો.

" તે પણ ધારો કે તૈયાર થઇ ગયું, પરંતુ એવડાં મોટાં બંડલને પણ જરા પણ હરકત વગર ભસ્મ કરી નાખતાં સામા પક્ષને કેટલા દારૂગોળાની જરૂર પડે તેની ગણતરી કરી જોઈ છે ? "

સુરેશ્વરે મંદ મંદ સ્મિત કરી કહ્યું, " ના, એ ગણતરી કરવાનું મને આવડતું નથી. કદાચ તમે એ ગણતરી કરી હશે, અને કદાચ ન કરી હોય તો આ નાનું બંડલ લઇ પરીક્ષા કરી શકશો, કે આટલી ભસ્મ પેદા કરતાં આટલા દારૂગોળાની જરૂર પડે છે. ત્યાર પછી તેના કરતાં મોટા બંડલમાં કેટલી જરૂર પડે તે ત્રિરાશિના હિસાબથી ગણી શકાશે. "

ખીસામાંથી દીવાસળીનું બાકસ બહાર કાઢી તેમાંથી એક સળી લઈ વિમાનવિહારીએ હસતા વદને કહ્યું, " આ સળીના અગ્રભાગ પર જેટલો દારૂગોળો છે તેટલો બસ છે. "

ઉઘાડું બંડલ વિમાનવિહારી આગળ મૂકી સુરેશ્વરે કહ્યું, " વારૂ, ત્યારે ખાત્રી કરી જુઓ. પણ તે પહેલાં સૂતર કેટલું છે તે જાણવા ખાતર તેનું વજન કરી જોવાની જરૂર છે. " એમ કહી વિમાન કંઈ બોલે તે પહેલાં સુરેશ્વર ઘરમાં ગયો.

હાથમાં કાંટો અને તોલાં લઇ સુરેશ્વરને સીડી પરથી નીચે ઉતરતો જોઇ માધવીએ પૂછયું. " આનું વળી શું કામ પડયું ? "

" એક કામ છે, પછી કહીશ. " એમ કહી સુરેશ્વર ચાલ્યો ગયો. માધવીનું કુતૂહળ વધ્યું. તે પાછળ પાછળ દિવાનખાનાના બારણા પાસે આવી ઉભી રહી.

સુરેશ્વરને હાથમાં ત્રાજવું લઈ આવતો જોઇ વિમાનવિહારીએ હસતાં હસતાં કહ્યું. " તમે તો ખરેખર ત્રાજવું લઇ હાજર થયા ! "

સુરેશ્વરે સહેજ કંટાળી કહ્યું, " એ તો ખરૂં. પણ તમે શું અત્યાર સુધી ખોટો ડોળ કરતા હતા ? "

સુરેશ્વરના તિરસ્કારથી મનમાં અસંતુષ્ટ થઈ વિમાનવિહારીએ કહ્યું, " હું તો કદાચ ડોળ કરતો હોઇશ, પણ તમે તો સાચો કરો છો ને ? "

સુરેશ્વરે જોસથી માથું ધુણાવી કહ્યું, " ના, ના, ડોળ કરતો નથી. આ વાતને નકામાં વચનોથી દબાવી દેવી ન જોઇએ. આજે ખરેખર મારે માટે એક વાત સમજાવવાનો અને તમારે માટે એ વાત સમજવાનો પ્રસંગ ઉપસ્થિત થયો છે. શકિત અવસ્થાભેદે વ્યર્થ જાય છે તેનું દષ્ટાંત આજે હું તમને સમજાવું છું. " એમ કહી સુરેશ્વરે સુમિત્રાના સૂતરને પલ્લામાં નાખી જોખ્યું: ત્યાર પછી તેમાંથી એકાદ બે ગુચ્ચા વિમાનવિહારી આગળ મૂકી કહ્યું, " જુઓ, તમારી આગળ સુમિત્રાએ કાંતેલું સૂતર પડયું છે. અને તમારા હાથમાં દીવાસળી તો મોજૂદ છે. તમે કહો છો કે આ એક જ સળી આ સૂતરને ભસ્મ કરી નાંખવાની શક્તિ ધરાવે છે, અને હું કહું છું કે તમારા હાથમાં દીવાસળીનું બાકસ બધું ખલાસ કરો તો પણ સુમિત્રાનું સૂતર તમે ભસ્મ કરી શકો તેમ નથી ! પરીક્ષા કરી જુઓ. "

વિમાનવિહારી હસતો હસતો વ્યંગમાં કહેવા લાગ્યો, " હા, તે એક કઠણ પ્રશ્ન છે ખરો ! પરીક્ષા કર્યા સિવાય તે સમજી શકાય તેમ નથી ! એક જ સળી આ સૂતરને સળગાવવાને પુરતી નથી એ વાત તમે નાકબૂલ કરો છો ? "

સુરેશ્વરે ગુસ્સાથી કહ્યું, “ હું કોઈ પણ બાબત કબૂલ કરતો નથી તેમ નાકબુલ પણ કરતો નથી ! હું ફક્ત એટલું જ જોવા માગું છું કે સુમિત્રાનું સૂતર ખરેખર સળગી ખાખ થઈ શકે છે કે નહિ. બધી ચીજોની ગણતરી સહેલાઇથી થઈ શક્તી નથી. પૃથ્વીમાં જેટલાં માણસો છે તેટલી તલવારો તૈયાર થાય તો પણ બધા માણસોનાં માથાં જમીન પર પડવાનાં નથી ! ”

આ વખતે ઉલટો વધારે હસી પડી વિમાન બોલ્યો, “ એટલે શું તમે એમ કહેવા માગો છો કે આ સૂતર અગ્નિ સમક્ષ પણ પોતાનું સ્વરૂપ નહિ બદલે ; વાહ, ભારે નવાઇ જેવી દલીલ ! આ ન્યાયસૂત્ર પણ તમારા રેંટીઆમાંથી નીકળ્યું લાગે છે ખરૂં ? અમાસને દિવસે ચંદ્ર ઉગતો નથી માટે પેંડા ખાવા મીઠા લાગે છે, આવી તમારી દલીલ છે. ”

આ મશકરીથી જરાપણ ભોંઠા પડયા સિવાય સુરેશ્વરે શાંત છતાં દૃઢ અવાજે કહ્યું, “ તે હું જાણતો નથી. હું કેવળ એટલુંજ જાણું છું કે તમારી દીવાસળીથી સુમિત્રાનું સૂતર સળગી ભસ્મ થઇ શકે એ વાત હજુ સુધી સાબીત થઇ નથી. ”

આ વખતે વિમાને ગંભીર મુખે કહ્યું, “ આ વચનો વારંવાર ઉચ્ચારી તમે શું સાબીત કરવા માગો છો તે મારા ખ્યાલમાં ઉતરતું નથી. કપાસ અને દીવાસળીમાં દાહ્યદાહક સંબંધ છે તે પણ શું તમને સાબીત કરી બતાવવું પડશે ? ”

સુરેશ્વરે અગાઉના જેવા જ અવાજે કહ્યું, “ એ તો જેવી તમારી ઇચ્છા ! પરંતુ એવી ખુલ્લી સાબીતી નહિ મળે ત્યાં સુધી હું કદી માનીશ નહિ કે તમારી દીવાસળી સુમિત્રાના સૂતરને સળગાવી ભસ્મના રૂપમાં ફેરવી શકે છે. હું હવે બે મિનિટ રાહ ત્યાર બાદ સૂતર ઉપાડી લઈ ઠેકાણે મૂકીશ. ”

વારંવાર એક જ વાત સાંભળી વિમાનવિહારી મનમાં મનમાં

ખૂબ ચીડાતો હતો. આ વખતે એકાએક પોતાની બધી સહનશક્તિ ગુમાવી હાથમાંની દીવાસળી સળગાવી સૂતરનો છેડો પકડી કહ્યું; "હવે જુઓ સળગે છે કે નહિ !"

એક ક્ષણમાં સૂતર સળગી ઉઠ્યું. તરત જ માધવીએ દોડી આવી આર્ત્ત કંઠે કહ્યું, "અરરર ! આ શું કર્યું ! સુમિત્રાએ મહા મહેનતે કાંતેલું સૂતર સળગાવ્યા સિવાય છેવટે ન જ રહેવાયું ?"

આ કાર્ય કરતાં તો કરાઇ ગયું, પણ હવે વિમાનવિહારી વિસ્મય અને ક્ષોભથી દિગ્મૂઢ બની ગયો હતો. તેમાં વળી માધવીએ આ રીતે તિરસ્કાર કર્યો એટલે શું કહેવું તે ન સમજાયાથી ફુંક મારી તેણે સળગતું સૂતર બુઝાવી નાખ્યું. અગ્નિ બુઝાયો ગઇ પણ એ અધબળ્યાં સૂતરમાંથી ધૂમાડા અને દુર્ગંધથી આખો ઓરડો જોત જોતામાં ભરાઇ ગયો.

આ અપ્રિય બનાવ કોણ જાણે કઇ રીતે બન્યો તેનું વિમાનને ભાન રહ્યું નહિ. તે શોકાતુર નેત્રે સૂતરમાંથી નીકળતા ધૂમાડાના ગોટા તરેફ જોઇ રહ્યો; તેને લાગ્યું કે સૂતરના એકેક વળમાંથી સેંકડો ધૂમાડાના ગોટા નીકળી તેનું ગળું રૂંધી નાખવાનો પ્રયત્ન કરે છે ! ત્રાસથી તેના મુખમાંથી વાક્ય નીકળતું નહોતું. દુઃખથી, ઘૃણાથી તેનો શ્વાસ રૂંધાઈ જતો હતો !

"આ તો વધુ ખરાબ કર્યું વિમાનભાઈ ! તદ્દન ભસ્મ બની ગયું હોત તો ઠીક હતું; ધૂમાડો કરી તમે તો ઘરની હવા બગાડી નાખી ! તમારા દારૂગોળાનો જ આજે જય થાઓ !" એમ કહી સુરેશ્વરે વિમાનવિહારીની શિથિળ મુઠીમાંથી દીવાસળીનું બાકસ લઇ, તેમાંથી એક સળી કાઢી, સળગાવી ફરીથી એ અર્ધદગ્ધ સૂતરને સળગાવ્યું.

આ વખતે ચો તરફથી અગ્નિ લાગવાથી અર્ધદગ્ધ સૂતર ઝપાટાબંધ ભસ્મના રૂપમાં ફેરવાવા લાગ્યું. વિમાન અને માધવી મુંગે મ્હોંએ લખ લખ કરતી જવાળા સામું જોઈ રહ્યાં.

વિમાનભાઇ, તમે જેને બાળી માર્યું હતું, તેની મેં સારી રીતે અંત્યેષ્ટિ ક્રિયા કરી. " એમ કહી સુરેશ્વર મંદમંદ હસવા લાગ્યો.

તેના જવાબમાં વિમાનવિહારીએ સુરેશ્વરને કંઇ પણ ન કહેતાં ક્ષણને ખાતર માધવી તરફ નજર નાંખી. પરંતુ તે તરફ દૃષ્ટિપાત કરતાં જ તેની મુખની સ્થિતિ જોઈ તે ચમકી ગયો ! શ્મશાન ભૂમિ પર પોતાના વહાલા સગાને બળતું જોઇ લોકો જે રીતે ચિતા સામું જોઈ રહે તેવીજ રીતે માધવી આ સળગતાં સૂતર ભણી જોઇ રહી હતી. ગંભીર વેદનાના આઘાતથી તેનું મુખ તદ્દન ઉતરી ગયું હતું; દુ:ખથી ધવાએલાં નેત્રોના ભાગમાં આંસુનાં પાણી જમા થતાં હતાં.

બધું સૂતર સળગી ખાખ થઈ ગયું એટલે સુરેશ્વરે કહ્યું, " બાકીના સૂતરની એજ સ્થિતિ કરશો કે વિમાનભાઈ ? તમારી દીવાસળીના બાકસમાં હજુ સળીઓ છે કે થઈ રહી ?"

અપ્રસન્ન દૃષ્ટિથી સુરેશ્વર સામું જોઇ વિમાને કહ્યું, " બધી વાતની હદ હોય છે સુરેશ્વરભાઇ ! તમારી મશ્કરીની પણ હદ છે કે નહિ ? "

સુરેશ્વરે હસતા વદને કહ્યું, " જો એમજ હોય તો પછી સામા પક્ષના દારૂગોળાની પણ હદ હોવી જોઈએ ને ! "

આ પ્રશ્નનો કંઈ જવાબ ન આપતાં વિમાનવિહારીએ માધવી સામું જોઈ કહ્યું, " આટલું બધું દુઃખ આપવામાં કારણભૂત બન્યો, તે માટે હું ખરેખરી દુઃખી છું. આપ કૃપા કરી મને ક્ષમા કરો. "

માધવીએ બીજી બાજુએ મ્હોં ફેરવી સહેજ ગુસ્સાથી કહ્યું, " ના, ના, મારે ખાતર દુ:ખી થવાનું આપને કંઈ કારણ નથી ! આપે આટલી મહેનતે કંતાએલાં આટલાં બધાં સૂતરને સળગાવી દીધું એજ આપના દુઃખનું કારણ હોવું જોઈએ ! "

આ વચનોથી વિમાન ભોંઠો પડી ગયો. તેણે કહ્યું, " હું કદાચ

મારો મનોભાવ સ્પષ્ટ રીતે કહી શક્યો નહિ હોઉં. પણ આપને ખાતર દુઃખી થવાનો અર્થ તે જ છે." ત્યાર પછી થોડી વાર થંભી તેણે આગળ ચલાવ્યું, "આ નુકસાન ભરપાઈ કરવા ખાતર મેં જેટલું સૂતર સળગાવી મૂક્યું છે તેનાથી ચાર ગણી કે આઠ ગણી કિંમત આપવા હું તૈયાર છું."

માધવીએ ઉશ્કેરાઇ જઇ લાલચોળ મ્હોંએ કહ્યું, "પરંતુ એવા પૈસા લેવા કોણ બેઠું છે! આની નુકસાની એ રીતે ભરપાઈ થાય તેમ નથી. આપને આ સંબંધમાં કંઇ જ નહિ કરવું પડે. જે કરવાનું છે તે અમે જ કરીશું!" ત્યાર પછી તેણે સુરેશ્વર સામું જોઈ કહ્યું. "ભાઇ, આ કાર્ય બદલ આપણે પ્રાયશ્ચિય કરવું જોઈએ? કાલે તમે ને હું એ પ્રાયશ્ચિત કરીશું."

સુરેશ્વરે હસતા વદને કહ્યું, "આ બનાવને તું આ રીતે કેમ જુએ છે? જો જે, આનું ફળ છેવટે સારૂં જ આવશે. આટલી ભસ્મ અને આટલો ધૂમાડો કદી વ્યર્થ જશે નહિ."

માધવીએ જુસ્સાથી માથું હલાવી કહ્યું, "એનાં સારાં પરિણામ તો આવશે ત્યારે. હમણાં તો આપણે ઘેર આટલું સૂતર બળ્યું તે બદલ પ્રાયશ્ચિત કરવું જ જોઈએ."

"શું પ્રાયશ્ચિત કરવા માગે છે."

થોડી વાર વિચાર કરી માધવીએ કહ્યું, "કાલે આપણે નિર્જલ અપવાસ કરી આખો દિવસ રેંટીઆ પર બેસવું."

"વારૂ, તેમ કરીશું."

સુરેશ્વર તરફ જોઈ વિમાનવિહારી બોલ્યો, "અપરાધ કર્યો મેં, ને પ્રાયશ્ચિત કરો તમે એ ક્યાંનો ન્યાય?"

સુરેશ્વરે હસતા વદને કહ્યું, "તમને એમ લાગતું હોય કે ખરેખર ગુહ્નો થયો છે તો તમે પણ પ્રાયશ્ચિત કરી શકો છો. અને જો તેમ ન લાગતું હોય તો આજે મ્હોડાનો વિવેક દર્શાવ્યો તે જ તમારે

માટે બસ છે ?"

કંઇક અંશે માધવીની હાજરીને લીધે અને કંઇક અંશે કોઇ એક અદશ્ય આશંકાના ભયથી વિમાનવિહારી પોતાના બહુ યત્ને થંભાવી રાખેલા ગુસ્સાને પાંજરાંમાં પુરેલા પશુની માફક મનમાં ને મનમાં દબાવી રાખી ઘેર ગયો. રાત્રે બહુ મોડી નિદ્રા આવી પણ તે નઠારાં સ્વપ્નોથી ખંડિત થવા લાગી. જે અગ્નિ સુરેશ્વરને ઘેર ક્યારનો બુઝાઇ ગયો હતો તે સ્વપ્નમાં વારંવાર પ્રજ્વલિત થઇ સેંકડો ગણો ધૂમાડો કાઢી ધૂંધવાવા લાગ્યો. વિમાનવિહારીએ બ્હીતાં બ્હીતાં જોયું કે એ ધૂંધવાતી અગ્નિના ધૂમાડાને લીધે સુમિત્રા અસહ્ય વેદના ભોગવે છે અને તેનું સુવર્ણ સમાન મુખમંડળ એ ધૂમાડાને લીધે રતુમડું થઈ ગયું છે !

વિમાનવિહારી આ વેદના નીરખી આર્ત્તનાદ કરી જાગ્રત થઇ ગયો. તેણે આંખ ઉઘાડી જોયું કે ઓરડામાં સૂર્યના કિરણો રમી રહ્યાં છે. પ્રથમ તો તે ઉપસ્થિત વિપદને સ્વપ્નની રમત માની સ્વસ્થ થયો, પણ તરતજ બધી વાત યાદ આવતાં એક પ્રકારની ઉંડી અપ્રસન્નતાથી તેનું ચિત્ત મલિન થઇ ગયું.

જમતી વેળા બે ચાર કોળીઆ મ્હોંમાં મૂકતાં જ યાદ આવ્યું કે મારે ખાતર જ આજે સુરેશ્વર અને માધવી બંને અનાહારે રેંટીઆ પર કામ કરી રહ્યાં છે. આ યાદ આવતાં જ મ્હોંમાં મૂકેલા કોળીઆ પાછા વળવા લાગ્યા. બે ચાર વાર ખાવાનો પ્રયત્ન કર્યો છતાં અન્ન પેટમાં ગયું નહિ. તે ભોજન સામગ્રી જેમની તેમ છોડી ઉભો થઈ ગયો.

દૂરથી સુરમા આ જોઈ દોડી આવી અને પૂછવા લાગી, વિમાનભાઇ, જમ્યા સિવાય કેમ ઉઠયા ?"

વિમાન હસતો હસતો બોલ્યો, "ગળું ઝલાઇ ગયું છે ભાભી."

" તો થોડું દૂધ ગરમ કરી આપું, તે પીઓ. "

" પાણી પણ ગળામાં ઉતરે તેમ નથી ! "

સુરમાએ ચિંતાતુર વદને કહ્યુ, "એટલું બધું શું થયું છે? કંઇ ઘા થયો નથી ને? ડોક્ટરને શા માટે બતાવતા નથી?"

વિમાને હસતાં હસતાં કહ્યું, "એવી કંઈ જરૂર નથી, કાલે સારૂં થઇ જશે."

કચેરીમાં વિમાનવિહારીના ધુધવાટાથી પટાવાળા બિચારા ત્રાસી ગયા. કારકુનો અમલદાર સાહેબનો ગુસ્સો જોઇ છાનામાના નજરે ન પડાય તેમ કામ કરવા લાગ્યા. વકીલોની સાથે વિમાનવિહારીને વાતવાતમાં કજીઓ થવા લાગ્યો.

જે ક્રોધનો લગભગ બધો ભાગ દબાઇ રહી કેવળ થોડો જ ભાગ આ પ્રમાણે પ્રગટ થયો હતો તે સંધ્યાકાળ વખતે સુરેશ્વરને ઘેર આવેલો જોઈ અચાનક પૂરેપૂરા પ્રમાણમાં પ્રગટ થયો.

"વળી શા માટે આવ્યા છો?"

સુરેશ્વરે હસતા વદને કહ્યું, "કોઇ સારા ઉદ્દેશને લીધે આવ્યો છું. રેંટીઆની કિંમત જતાં સુમિત્રાના પાંચ આના બાકી નીકળે છે. તે તમને આપવા આવ્યો છું."

એકાએક જવાળામુખી ફાટી નીકળે તેમ ક્રોધથી ધુઆંપુઆં થતો વિમાન ગરજી ઉઠયો, "હું શું સુમિત્રાનો ખજાનચી છું કે તમારો પટાવાળો છું. પાંચ આનાના પૈસા મને આપવા આવતાં તમે શું ધાર્યું છે?"

વિમાનવિહારીની ઉદ્ધતાઇથી જરા પણ ન ડરતાં સુરેશ્વરે શાંતિથી કહ્યું, "સુમિત્રાના તમે ખજાનચી છો કે નહિ તેનો વાદવિવાદ તમે તેની સાથે કરજો પરન્તુ તમે મારા પટાવાળા નથી એ તો હું અત્યારેજ કહી દઉં છું. પરન્તુ કાલે તમે સૂતરનું બંડલ અને તેની ચિઠ્ઠી લઇ મારે ઘેર આવ્યા હતા તેથી મેં નક્કી ધાર્યું છે કે હું તમને પાંચ આનાના પૈસા પહોંચાડીશ તો તે સુમિત્રાને મળશે જ."

આ વચનોનો કાંઇજ જવાબ ન આપતાં ક્રોધથી ઉછળતો

વિમાનવિહારી બોલી ઉઠયો, “પરન્તુ કાલે તમે બંને ભાઈ બ્હેને પોતાને ઘેર આવેલા અતિથિનું જે અપમાન કર્યું છે તેવું અપમાન કરવાનો તમને શો અધિકાર હતો ?”

સુરેશ્વરનું મ્હોં લાલચોળ બની ગયું; તેણે કોઇ પણ પ્રકારે સંયમ જાળવી કહ્યું. “તમે જેમ ઘેર બેઠા બેઠા ઘેર આવેલા અતિથિનું અપમાન કરવાનો અધિકાર રાખો છો તેવો અધિકાર અમારામાંના કોઇનો ન હતો એ હું કબૂલ કરૂં છું. તમારી પાસે આજે પણ હાર કબૂલ કરૂં છું.”

મ્હોં બગાડી, મશ્કરીના રૂપમાં વિમાનવિહારીએ કહ્યું, “ચુપ કરો સુરેશ્વર ? તમારા પર, અને તમારી આવી વાતચીત ઉપર મને બીલકુલ શ્રદ્ધા નથી ? તમારી ઉધાર લીધેલી મોટાઈ તદ્દન પકડાઈ ગઇ છે. લુટ કરવા ખાતરજ તમે સુમિત્રાને લૂટારૂના હાથમાંથી છોડાવી હતી તે હવે કોઇથી અજાણ્યું રહ્યું નથી! રેંટીઓ એ તમારૂં છળકપટ અને ખાદી તમારૂં છળકપટનું સાધન છે! સમજ્યા ?”

મર્દાનગીભર્યું હાસ્ય હસી સુરેશ્વરે કહ્યું. “સમજ્યો! પરંતુ હવે વધારે સમજાવવાનું બંધ રાખશો. કોણ જાણે વળી વધારે સમજતાં એક બીજા બદમાસના હાથમાંથી સુમિત્રાને છોડવવાની જરૂર લાગે તો!”

“બચાવવાની જરૂર પડશે?” વિમાન અટ્ટહાસ્ય કરી ઉઠયો. “મોટાઇના આવરણથી પોતાને ઢાંકી રાખવાની આવડત તમને બહુ આવડે છે. વાઘના પંજામાંથી ઘેટાના બચ્ચાને સિંહ જે રીતે બચાવે તે જ રીતે તમે પણ સુમિત્રાને પોતાના શ્વાર્થ ખાતર બચાવવા માગતા હશો ખરૂં!”

સુરેશ્વર થોડી વાર ઉંડા વિસ્મયથી વિમાનવિહારી સામું જોઇ રહ્યો. ત્યાર પછી ધીરે ધીરે બોલ્યો. “વિમાનભાઈ, પ્રેમના દ્વંદ્વયુદ્ધમાં વિજયી થવાનો આ રસ્તો બરાબર નથી. સુમિત્રાને મેળવવી હોય તો તમારે તેનું ચિત્ત વશ કરવાનો પ્રયત્ન કરવો ઉચિત છે. મારી સાથે

ટંટો કરવાથી કંઇ પરિણામ નહિ આવે ! ભાઈ, હું તમને આપી વચન જાઉં છું કે તમારા રસ્તામાંથી હું તદ્દન દૂર ખસી જઇશ."

વિમાનવિહારીના ઉત્તરની રાહ ન જોતાં સુરેશ્વર ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૫ મું

---

## વમળમાં ડુબકી

---

ત્યાર પછી નદી જેમ સાગરમાં પોતાની જાત છુપાવી દે તેમ સુરેશ્વરે દેશનાં કામમાં પોતાની જાતને છુપાવી દીધી. આ ઊંડી ડૂબકી જોઇ માધવી પણ ચિંતાતુર બની ગઈ. તે સમજી ગઇ કે આ કંઈ સ્વાભાવિક ડૂબકી નથી; પોતાને નષ્ટ કરવા માટે આ અવતરણ પાતાળભેદી હતું.

થોડા દિવસમાં જ આ ઉદ્દેશ સર્યો. સુરેશ્વરની આ અધીર તત્પરતાએ સરકાર બહાદુરનું ધ્યાન ખેંચ્યું. સરકાર બહાદુરે તેને રાજ્યદ્રોહી માની એક વરસ માટે વગર ભાડાની કોટડીમાં ધકેલી દીધો.

---

## પ્રકરણ ૨૬ મું

---

## પિતા-પુત્રી

---

શીઆળો પૂર્ણ થવા આવ્યો હતો પરંતુ માવઠું થવાને લીધે હવા એટલી બધી ઠંડી થઈ ગઇ હતી કે મનુષ્યોનાં શરીર તો શું પણ

મન પર્યંત ઠુંઠવાઈ ગયાં હતાં. આકાશમાં વાદળાં ચઢ્યાં હતાં. વાયુમાં ભિનાશ અને વેગ વધ્યો હતો. રાજમાર્ગ કાદવથી ભરપૂર બની ગયો હતો. ઠંડીથી બચવાના અનાવશ્યક આગ્રહને લીધે પ્રમોદરાયે પોતાની બેઠકના ઘરનાં બારણાં અને બારીઓ જુદી જુદી યુક્તિથી ઉઘાડી અર્ધાં ઉઘાડી અને બંધ રાખી હતી અને પોતાનો દેહ નાના પ્રકારના ઉપાયોથી ઢાંકી રાખ્યો હતો. આવી સ્થિતિમાં તેઓ હમણાં જ આવેલું તાજું વર્તમાનપત્ર વાંચતા હતા.

વાંચતાં વાંચતાં એકાએક એક સમાચાર પર નજર પડતાં તેઓ ઉત્સુક નેત્રે એ વાંચવા લાગ્યા. શરૂઆતથી તે અંત સુધી ગંભીર મુખે વાંચી રહ્યા બાદ તેમણે તે સમાચાર આગળ પેન્સિલ વડે નિશાની કરી. ત્યાર બાદ એકદમ કંઈક વાત યાદ આવવાથી પાસેના કબાટના ખાનામાંથી લાલ તથા વાદળી પેન્સિલ બહાર કાઢી લાલ પેન્સિલ વડે એ સમાચારની લીટીઓની આજુબાજુ રેખાઓ દોરી દીધી.

કબાટના ખાનામાં લાલ તથા વાદળી પેન્સિલ પાછી મૂકી, ખાનું બંધ કરી તેઓ પાછા ખુરશી તરફ ફરતા હતા એ દરમિયાન સુમિત્રાએ ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે આરામખુરશીના હાથાપર હાથ ટેકવી કહ્યું, " પિતાજી, આજે સખત ઠંડી છે. તો એકાદ પ્યાલો ચા તૈયાર કરી આપું ? "

પ્રમોદરાયને લાંબા સમયથી ચા પીવાની ટેવ હતી અને એ ટેવ ધીએ ધીમે એટલી બધી ઉંડાં મૂળ નાખી બેઠી હતી કે તે ક્રમે કરી છૂટે તેમ નહોતી. પરંતુ સુમિત્રાએ ચા તજ્યો એટલે તેઓએ પણ ધીમે ધીમે ચા પીવો છોડી દીધો. કદાપિ આ ટેવ છોડવાનું કારણ પોતાની પુત્રી પ્રત્યેનો તેમનો સ્નેહ પણ હોય.

પરંતુ મ્હોડેથી એ વાત પ્રમોદરાય સ્વીકારતા નહોતા; તેઓ આ બાબતમાં એવું કારણ આપતા કે વૃદ્ધ ઉંમરે ચા પીવાથી નુકસાન થાય

છે. સ્નાયુની દુર્બળતા વધે છે.

જ્યાલક્ષ્મી ગુસ્સે થઈ કહેતી કે " સ્નાયુની દુર્બળતા તો, કોણ જાણે, પણ માનસિક દુર્બળતા તો તમારામાં પુષ્કળ આવી ગઈ છે, તે હું સ્પષ્ટ રીતે જોઇ શકું છું."

તેના જવાબમાં પ્રમોદરાય હસતા મુખડે કહેતા કે " સ્નાયુની સાથે મનનો એવો ગાઢ સંબંધ છે કે એકની દુર્બળતા બીજાની દુર્બળતાને સાથે ઘસડી લાવે છે."

આ વચનો સાંભળી જ્યાલક્ષ્મીનો પિત્તો ઉછળી આવતો ! તે કહેતી "પરંતુ તમારી ધિંગી છોકરી જેમ જેમ બળવાન થતી જાય છે તેમ તેમ તેમ દુર્બળ બનતા જાઓ છો એનું કારણ મને કહી શકશો? એ કઈ જાતનો સંબંધ ?"

આ પ્રશ્નના જવાબમાં પ્રમોદરાયના મુખમાંથી કંઈ જ વચનો બહાર પડતાં ન હતાં. તેઓ કેવળ મનમાં મનમાં બબડતા કે " જરૂર ખરાબ સંબંધ ! પણ તે છોકરી સાથે નહિ; મારી સામે ઉભેલી છોકરીની મા સાથે !"

સુમિત્રા સાથે પણ વખતો વખત આ પ્રસંગ ઉપસ્થિત થતો હતો, પરંતુ તે તદ્દન જુદી જ રીતે. વૃદ્ધ ઉંમરે પણ પિતા આટલા બધા દિવસની ટેવ છોડી દે છે એ જોઈ સુમિત્રાને આનંદ તો નહોતો જ થતો પણ ઉલટું થોડું દુઃખ થતું. તેથી તે પોતાના પિતાને ચા પીવરાવવાનો કોઈ કોઈ વેળા પ્રયત્ન કરતી હતી.

ઠંડી વધતી જતી તેમ તેમ પ્રમોદરાયના ચાના પ્યાલાની સંખ્યા પણ વધતી જતી હતી, એ વાત સુમિત્રાથી અજાણી નહોતી. તેથી જ આજે સવારમાં ઉઠતાંજ વરસાદ, વાયુ અને ટાઢનો પ્રચંડ પ્રકોપ નિહાળી તેણે ધાર્યું હતું કે આજે એક પ્યાલો ગરમાગરમ ચા પિતાજીને પીવરાવવો જ જોઇએ.

પરંતુ પ્રમોદરાય માથું હલાવી હસતા વદને કહ્યું," ના, બેટા,

જે ટેવ અત્યારે સમૂળગી જવા બેઠી છે તેને વળી નોતરવી એ ઠીક નથી ? ”

સુમિત્રા પ્રમોદરાયને ખભે ધીમેધીમે હાથ ફેરવતી બોલી, “ આ-ની કંઇ બુરી ટેવ નથી. તે સિવાય આજે બહુ ઠંડી છે. ગરમાગરમ ચાનો એકાદ પ્યાલો આપને જરા ઉત્સાહ આપશે.”

થોડીવાર વિચાર કરી પ્રમોદરાયે જવાબ આપ્યો. “તારા દાદાથી માંડીને તેની પૂર્વના કોઇએ કદી ચાનો સ્પર્શ કર્યો નહોતો છતાં તેમને મારા કરતાં કંઈ ઓછી ઠંડી ભોગવવી પડી નહોતી ! આપણાં દુઃખોને, આપણી જરૂરીઆતોને, આપણે પોતે જ ઉત્પન્ન કરીએ છીએ. આપણા પૂર્વજો જે ચીજનું નામ પણ જાણતા નહોતા તે જ ચીજ આપણા નિશાનું કારણ થઈ પડે છે એ કેવી વાત કહેવાય ! તારા બેચરકાકા કહે છે તે સાંભળ્યું છે કે નહિ ? તે કહે છે કે સવારના પહોરમાં કાગડા કા કા કરે છે ને ચાખોર ચા ચા કરી બરાડા પાડે છે. આ તેમની વાત બરાબર છે. ” એમ કહી પ્રમોદરાય હસવા લાગ્યા.

સામેની એક ખુરશી પર બેસી સુમિત્રાએ કહ્યું, ” પરંતુ પિતાજી, આપણા પૂર્વજોના વખતમાં તો જીવન ગાળવું એ સહેલું હતું. તેથી એમને ઘણી ચીજો વિના ચાલતું હતું. ત્યારે દેશપરદેશ સાથે આટલી બધી છૂટથી વ્યવહાર નહોતો, તેથી આયાતનિકાસ પણ જેટલી જોઇએ તેટલી થતી નહોતી. આધુનિક કાળમાં તો પૃથ્વીના બધા સુધ-રેલા દેશો સાથે આપણે વ્યવહાર ચલાવીએ છીએ. તેથી આપણી હાલની જીવનપદ્ધતિમાં જૂની અનેક ચીજો નિરૂપયોગી થઈ ગઈ છે અને અનેક નવી ચીજો ઉપયોગી થઇ પડી છે.”

ગળા પર વિંટાળેલો ગળપટ્ટો છોડી, ખુરશી પર ટટ્ટાર બેસી પ્રમોદરાયે બોલવું શરૂ કર્યું કે “ એ સ્વાભાવિક છે, પરંતુ તેમ કરવામાં આપણે બહુ આગળ વધી ગયાં હોઇએ એમ નથી લાગતું ! જે દેશમાં ઘેર ઘેર લીંબવાઈ છે, થોડે દૂર જતાં જ દહીં મળે છે, તે દેશમાં લાઇમ

જ્યુઇસ કાર્ડિયલની શી જરૂર છે? અને જે દેશમાં ઝાડ પર ભગવાને શરબતની બાટલીઓ ભરી રાખી છે તે દેશમાં સોડા લેમનની પણ શી જરૂર છે! તું બીજા દેશની સંસ્કૃતિની વાત કરે છે પણ સુમિત્રા, મને લાગે છે કે પરદેશી સંસ્કૃતિથી તદ્દન દૂર રહેવું એ સારૂં છે પણ તેમાં તદ્દન ડુબી જવું એ બહુ ખરાબ છે. આધુનિક સંસ્કૃતિનું આદર્શ ક્ષેત્ર અમેરિકા છે. પરંતુ તે દેશના લોકોની સ્થિતિ જાણે છે? તેઓ સંસ્કૃતિની અતિશયતાથી એટલા બધા ચંચળ થઈ ગયા છે કે દર વરસે તેઓમાં ખૂન અને આપઘાતના બનાવો વધતા જાય છે. તે સંસ્કૃતિ જો આજે સોળેસોળ આના આપણા દેશમાં આવી હાજર થાય તો આજે મોટરગાડીમાં બેસી જે લોકો કાંકરીઆને ફરતા ફેરા મારે છે તેને મોટરના કારખાનામાં મોટર તૈયાર કરવા માંડવું પડશે. અને જો તેમ ન થાય અને મોટરગાડીનો વપરાશ તો વધતો જ જાય તો દેશનું સામાન્ય સુખ વધશે એમ કદી ધારતી નહિ. કારખાનાની વૃદ્ધિ સાથે જે ચીજ વધે તેજ કંઈ સંસ્કૃતિ નથી. યંત્રની સાથે યંત્રણા પણ વધે છે.”

અપાર વિસ્મય સાગરમાં ડુબી જઇ સુમિત્રા પ્રમોદરાયનાં વચનો સાંભળતી હતી. વિદેશપ્રિયતા એ કંઈ પ્રમોદરાયમાં સ્વાભાવિક નહોતી; પરંતુ સ્ટીમ લૉંચ જેમ પોતાની પાછળ બાંધેલી હોડીને ખેંચી જાય તેમ શક્તિવાળી જયાલક્ષ્મી કંઇ પણ વિરોધ કરવાની ઇચ્છા વિનાના ભલા પ્રમોદરાયને પોતાની ઇચ્છા મુજબ સાહેબ બનાવતી હતી. આખું જીવન જયાલક્ષ્મીએ પોતાની વિદેશપ્રિયતા પતિના માથા પર ભાગવાનોજ પ્રયત્ન કર્યો હતો અને પ્રમોદરાયે એ બધું પોતાની ઇચ્છા નહોતી છતાં પત્નિને ખુશ ખાતર કરવા કબૂલ રાખ્યું હતું. પ્રમોદરાયને જયાલક્ષ્મીને ખુસ કરવા વિલાયતી ઢબે ખાણું ખાવું પડયું હતું, ડ્રેસિંગ ગાઉન પહેરવો પડયો હતો અને ઉનાળાની રાત્રે સ્લીપિંગ સુટમાં નિદ્રાવશ થવું પડયું હતું. કેવળ જયાલક્ષ્મીની અંગ્રેજી ભાષાની અજ્ઞા

નતા આડે ન આવી હોત તો તેને પોતાનાં છોકરાં સાથે પણ અંગ્રેજીમાંજ વાતચીત કરવી પડત.

પ્રમોદરાયના આ વિદેશી આવરણ અને આચરણ સાથે તેને કંઈ અંતરનો સંબંધ નહોતો, આ વાત સુમિત્રા જાણતી હતી છતાં તેમને આ રીતે છૂટથી વિચાર દર્શાવતા જોઈ સુમિત્રાને નવાઈ લાગી. તે પોતાના પિતા સામે જોઇ રહી, શું કહેવું તે સંબંધી વિચાર કરતી હતી તેવામાં અચાનક લાલ રેખાથી વીંટળાએલા સમાચાર પર તેની નજર પડી.

જરા નીચી વળી મથાળાના મોટા અક્ષરો વાંચવાનો પ્રયત્ન કરતી સુમિત્રાએ પૂછયું ! " પિતાજી, લાલ લીટીથી નિશાની કરેલા આ સમાચાર શાના છે ? "

સુમિત્રા સાથે દેશીવિદેશીની ચર્ચામાં ઉતરી પડતાં પ્રમોદરાય આ વાત તો તદ્દન વિસરી ગયા હતા. સુમિત્રાના ઓચિંતા પ્રશ્નના જવાબમાં શું કરવું તે ન સૂઝવાથી તેણે તરતજ વર્તમાનપત્ર ઉપાડી લીધું. ત્યારબાદ બેચાર વખત તેના પર નજર ફેરવી ફરીથી તેને ટેબલ પર મૂકી સુમિત્રાના મ્હોં સામું જોઈ બોલ્યા," એ સુરેશ્વરના સમાચાર છે. સ્વદેશી ચળવળને માટે તેને એક વરસની કેદ મળી છે. "

આ વચનો સાંભળ્યા પછી સુમિત્રાને એ વાતનો ખુલાસો પૂછવાની ઇચ્છા રહી નહિ; તે કેવળ લમણે હાથ મુકી ઉંડા વિચારમાં પડી ખુરશી પર બેસી રહી.

સુમિત્રાની આ સ્થિતિ જોઈ મનમાં ચિંતાતુર બની પ્રમોદરાયે કહ્યું, " પરંતુ આ સમાચાર આપણા માટે સારા છે એમ મને લાગે છે; અને તેથીજ મેં તેને લાલ લીટીથી વિભૂષિત કરેલ છે. તારી માને જે પત્ર મળ્યો હતો તે તદ્દન બનાવટી હતો તે આ પરથી સાબીત થાય છે, અને તેથી આપણા મનમાં જે સંદેહ હતો તે પણ હંમેશને માટે રજા લે છે."

આ ' આપણા ' શબ્દમાં પ્રમોદરાયનું પોતાનું સ્થાન કદી ન-હોતું તે સુમિત્રા સારી રીતે જાણતી હતી, અને કોઇને ઉઘાડા ન પાડતાં કેવળ વિવેકને ખાતર જ પ્રમોદરાય ' આપણે ' શબ્દ વાપ-રતા તે પણ તેના ખ્યાલમાંથી જતું રહ્યું નહોતું તો પણ તેણે મંદ મંદ હાસ્ય કરતાં કહ્યું, " પરન્તુ તમને તો એ બાબતમાં કદી સંશય આવ્યો જ નહોતો ખરૂં કે નહિ ? "

પ્રમોદરાયે કહ્યું, " ન આવ્યો હોય તો પણ આ સમાચાર એ બાબતમાં સારા જ છે. વિશ્વાસ સંશયની એટલો બધો નજીક રહે છે કે તેને સાબિતી મળે કે તરત તે કાયમી થઈ જાય છે. સાબિતી ન હોય તો વિશ્વાસ વિરૂદ્ધ કેટલાય ગેરવાજબી હુમલા કરવામાં આવે છે. "

સુમિત્રાએ થોડી વાર થોભી ધીમેથી કહ્યું, " પરન્તુ મને લાગે છે કે તમે વિશ્વાસની વિરૂદ્ધ ગેરવાજબી હુમલા કદી કર્યા નથી. "

પ્રમોદરાય સહેજ ઉશ્કેરાઇ જઈ બોલ્યા, " બ્હેન, એમ તું શા પરથી કહે છે ? જે દિવસે સુરેશ્વર પર જાસૂસ તરીકેનું કલંક ચોંટયું તે જ દિવસે મેં એક ગુન્હો કર્યો છે. એક જૂઠું કલંક ચઢાવી તારી માએ સુરેશ્વરને ઘર હાંકી કાઢયો ત્યારે હું એ કલંકને તદ્દન જૂઠું જાણતો હતો છતાં મેં તેને ઘેર જઈ આ બાબતની માફી ન માગી એ શું ઓછો અન્યાય છે ! "

સુરેશ્વરના બનાવને લીધે પ્રમોદરાયના મનમાં કેટલું દુઃખ થતું હતું તે સુમિત્રાથી અજાણ્યું નહોતું. તેથી તે પિતાના પશ્ચાતાપથી દુઃખી થઈ કોમળ સ્વરે બોલી, " પણ તેમાં આપનો કાંઈ દોષ નથી. એ હું સારી રીતે જાણું છું. "

જયાલક્ષ્મીના ગુસ્સાને લીધે ઘરમાં નકામી અશાંતિ મચે એવા સંદેહથી જ પ્રમોદરાય સુરેશ્વરના સંબંધમાં કાંઇ ઉચિત પગલાં લઈ

શક્યા નહોતા તે જણાવવા ખાતર જ સુમિત્રાએ આ વચનો કહ્યાં હતાં. પણ એથી તો પ્રમોદરાય વધારે ઉશ્કેરાઈ ગયા. સુરેશ્વરને જેલ મળી તેથી હો કે પછી બીજાં કોઇ કારણથી પણ આજે એટલું તો સ્પષ્ટ જણાતું હતું કે પ્રમોદરાયના વિરોધ વિનાના શાંત ચિત્તમાં આજે કોણ જાણે ક્યાંથી પહેલાં ન જણાએલી ઉશ્કેરણીએ પ્રવેશ કર્યો હતો.

ઉંચા સ્વરે પ્રમોદરાય બરાડયા. "એમ શા માટે ન કરી શકયો, એ તું જાણે છે ? બેટા, હું અતિશય નમાલો હોવાથી જ એમ ન બની શકયું. એક ગુહ્નાને ખાતર બીજો ગુહ્નો છુપાવવો એ સારૂં નથી. તારી માએ જે ગુહ્નો કર્યો તે ગુહ્નાનો અટકાવ ન કરવાથી મેં તે ગુન્હાને આશ્રય આપ્યો ગણાય."

એ વખતે બહાર જયાલક્ષ્મીનો અવાજ સંભળાયો. સુમિત્રાએ ઉતાવળે કહ્યું, "પિતાજી મા આવે છે !"

પ્રમોદરાયે તેવા જ અવાજે કહ્યું, "ભલે આવે ! આ રીતે હંમેશાં તેની બીક રાખી રાખીને—"

બીક રાખતાં શું શું અહિત બન્યું તે કહેવાઈ જાય તે પહેલાં જયાલક્ષ્મીએ ઓરડામાં પ્રવેશ કર્યો; અને સળગતા લેમ્પની ચાવી ફેરવતાં જેમ અચાનક બત્તી ઝાંખી પડી જાય છે તેમ જયાલક્ષ્મીની મૂર્તિ સામે આવી ઉભી રહેલી જોઈ પ્રમોદરાય મુંગામંતર બની ગયા.

પ્રમોદરાયની વાતચીતનો એક શબ્દ પણ સાંભળ્યા વિના જયાલક્ષ્મીએ ઇચ્છાપૂર્વક રાખેલા મૌનભાવ પરથી ધારી લીધું કે મારા આવ્યા પહેલાં કોઈ એક અસાધારણ ચર્ચાથી આ ઓરડો ગુંજી રહ્યો હશે. તેણે એક વાર પતિના મુખ સામું અને બીજી વાર કન્યાના મુખ સામું જોઈ કેવળ એટલું જ પૂછયું કે "શું બન્યું છે ?"

ખુરશી પર વધારે ટટ્ટાર થઈ પ્રમોદરાયે કહ્યું, "કંઇ નથી બન્યું. કેવળ સ્વદેશી ચળવળને લીધે સુરેશ્વરને એક વર્ષની જેલ મળી એટલુંજ."

"જેલ મળી કેવી રીતે જાણ્યું?" આખા મ્હોં પર હર્ષની છવાઇ રહેલી રેખાઓ જયાલક્ષ્મી કોઈ પણ રીતે છુપાવી શકી નહિ.

વર્ત્તમાનપત્ર સામેના ટેબલ પર ઉઘાડું પડયું હતું. પ્રમોદરાયે તે તરફ નજર કરી કહ્યું, "વર્ત્તમાનપત્રમાં આવ્યું છે."

પ્રમોદરાયની નજરને અનુસરી જયાલક્ષ્મીએ કહ્યું, "તેથી જ તમે લાલ લીટીવડે તેને વિભૂષિત કર્યું છે ખરૂં? આ સમાચાર આપને ખુશ ખબર જેવા લાગ્યા જણાય છે ખરૂં?"

પ્રમોદરાયે ભમર સંકોડી થોડો વાર મુંગા મુંગા વર્ત્તમાનપત્ર તરફ જોઈ ધીમે ધીમે કહ્યું, "એક રીતે જોઈએ તો ખુશ ખબર ગણાય ખરા."

જયાલક્ષ્મીએ માથું હલાવી કહ્યું, "તમારે માટે તો તે સમાચાર સારાએય નથી તેમ ખરાબેય નથી."

જયાલક્ષ્મી તરફ દૃષ્ટિપાત કરી સહેજ દબાતા અવાજે પ્રમોદરાય બોલ્યા. "એક વાત વિસરી ગઇ લાગે છે; તને જે રજીસ્ટર્ડ કાગળ મળ્યો હતો તેમાંની હકીકત આ સમાચાર તદ્દન જૂઠી પાડે છે તે ધ્યાનમાં ઉતરે છે ખરૂં?"

આ પત્રના ઉલ્લેખથી જયાલક્ષ્મીએ ગુસ્સાથી ભમર સંકોડી રાતી પીળી થઇ કહ્યું, "તે માટે જ આ ખુશ ખબર છે ખરૂં? સુરેશ્વર એક નૉન–કોઓપરેટર છે, ગવર્નમેંટનો શત્રુ છે, એ સાબીત થવાથી તમે બહુ ખુશી થયા છો?"

'ખુશી થયો છું' એ શબ્દો કહેવા જેટલું સાહસ તો પ્રમોદરાયમાં નહોતું પણ જયાલક્ષ્મીના પ્રશ્નનો જવાબ ન આપતાં મુંગા બેસી રહ્યા તેમણે લગભગ એવો જ ભાવ પ્રગટ કર્યો.

થોડીવાર બોલ્યા ચાલ્યા વગર પ્રમોદરાયના ઉપર તીક્ષ્ણ નજર ફેંકયા બાદ જયાલક્ષ્મી બોલી, " સાંભળો, હજુ પણ સરકારના પૈસા-થીજ આ કુટુંબના અન્નવસ્ત્રનું ખર્ચ થાય છે. આ પહેલાં પણ એમ જ થતું હતું એ કદાચ તમે ભૂલી ગયા હશો. પણ હું કહું છું કે આટલી બધી નિમકહરામી સારી નથી. મહિનાની બીજી તારીખે પેન્શનના રૂપીઆ લાવવા અને પછી આખો મહિનો બાપ દીકરીએ મળી અસહકારની વાતો કરવી, તથા એક અસહકારીને જેલ મળે એટલે તેના વિષેના સમાચારને લાલ રંગથી વિભૂષિત કરી આનંદ પ્રદર્શિત કરવો એમાં જરા પણ બહાદુરી નથી ! "

આટલાં બધાં સખત વચનો કહી સંભળાવવાની જયાલક્ષ્મીની મરજી નહોતી પણ સુમિત્રા સમક્ષ રજીસ્ટર્ડ કાગળનો ઉલ્લેખ કરી સુરેશ્વરના પક્ષનું સમર્થન કરવાથી તે બધો સંયમ ગુમાવી બેઠી હતી. તેથી જ તેણે પતિ પર આ રીતે નિષ્ઠુરપણે હલ્લો કર્યો હતો.

પ્રમોદરાય આ વખતે પણ મુંગા બેસી રહ્યા, પરંતુ પોતાના પિતાનું આટલું બધું અપમાન સુમિત્રાથી સહન થયું નહિ.

પિતાના ફીકા પડી ગએલા વદન પર નજર કરી તેણે પ્રમોદ-રાયને ઉદ્દેશી કહ્યું, " પિતાજી, નોકરી કરવાનો શું એવો અર્થ થાય છે કે આ પ્રમાણે જીવતાં સુધી સરકારની ગુલામી કરવી ? સરકારને ન ગમતી હોય એવી કોઇ પણ બાબત વિચારવી નહિ, તેના પર ચર્ચા પણ કરવી નહિ. એટલો બધો જુલમ કોઇ પણ સ્થળે હોય ?"

પ્રમોદરાયે શાંતિથી કહ્યું, " કોણ જાણે બ્હેન, પણ તારી મા તો એમ જ માની બેઠી છે. " ત્યાર પછી તેણે પોતાનાં દુઃખી નેત્રો જયાલક્ષ્મી સામે તાકી કહ્યું, " વારુ, તું શું એમ કહે છે કે હું જો અસહકારની ચર્ચા કરૂં, અથવા કોઈ એક અસહકારી સાથેનો સંબંધ ન તોડું તો મારે સરકાર પાસેથી પેન્શન ન લેવું જોઇએ ? "

જયાલક્ષ્મીએ એકાદ ક્ષણ વિચાર કરી જવાબ આપ્યો, "હું એવી વાતમાં ન સમજું. હું તો કેવળ એટલું જ જાણું છું કે આખી જિંદગી સરકારની નોકરી કરી તેના અન્નથી પેટ પોષવું અને હવે અત્યારે સરકારના શત્રુની સાથે સબંધ રાખવો એ તમને છાજતું નથી."

પ્રમોદરાયે સુરેશ્વરના સમાચાર તરફ દૃષ્ટિ રાખી ધીમે ધીમે કહ્યું, "એમાં તું ન સમજે તેવું કંઈ નથી. તારી વાત સાચી હોય તો તેથી ઉલટી વાત વિષે પણ વિચાર કરવો જોઇએ. આ ઉપર મેં અત્યાર સુધી જરા પણ વિચાર કર્યો નથી. હવે મને લાગે છે કે તેનો પણ વિચાર કરવો જોઇએ." એમ કહી પ્રમોદરાય એક ચિત્તે વિચાર કરવા લાગ્યા.

"પિતાજી ?"

"શું બેટા ?"

"એકાદ ચાનો પ્યાલો તૈયાર કરી લાવું ?"

સુમિત્રા તરફ નજર ફેરવી પ્રમોદરાયે શાંત અવાજે કહ્યું, "આજ રહેવા દે બેટા. તારે ચા પીવરાવવો જ હોય તો કાલે સવારના પહોરમાં લાવજે."

"પરંતુ આજે સખત ઠંડી છે."

"ભલે હોય આજનો દિવસ, કેવળ આજનો દિવસ, તો રહેવા દે.

પ્રમોદરાયનાં વચનો સાંભળી જયાલક્ષ્મીની આંખોમાંથી અગ્નિ વરસવા લાગ્યો અને સુમિત્રાની આંખો ભીની થઈ ગઇ ? પરંતુ કોઇ કંઈ બોલ્યાં નહિ.

---

# પ્રકરણ ૨૭ મું

---

## મા–દીકરી

---

થોડીવાર પછી સુમિત્રાને એકાંતમાં જોઈ જ્યાલક્ષ્મીએ તીક્ષ્ણ સૂરે કહ્યું " સુમિત્રા! હવે વધારે ઉંચાનીચી થતી નહિ! જો થશે તો તારાં રેંટીઆને હું ગટરમાં પધરાવી દઇશ."

સુમિત્રા મા વરફ જોઇ આંખમાં ઝળઝળીઆં લાવી બોલી "તેના કરતાં તારી આ બધા દુઃખનું મૂળ છોકરીને જ ગટરમાં ફેંકી દે તો પતે. પછી દેખવું એ નહિ અને દાઝવું એ નહિ."

થોડી વાર સુમિત્રાના સામું જોઈ રહી જ્યાલક્ષ્મીએ શાંત અવાજે કહ્યું," સુમિત્રા, મારી વાત સાંભળ. આટલી મોટી ઉંમરે તારા બાપને ગાંડો બનાવી મૂકતી નહિ? તેઓ ભણતા હતા ત્યારથી તે અત્યાર સુધી મેં તેને દોર્યા છે, તેને આજે મારા હાથમાંથી છીનવી લઇશ નહિ! તેમાં સારૂં નહિ થાય એ યાદ રાખજે!"

સુમિત્રા વ્યતિવ્યસ્ત થઈ ગદગદ કંઠે બોલવા લાગી, " મા, તમે આ બધું શું કહો છો? તમારા હાથમાંથી હું મારા પિતાને છીનવી લઉં શા માટે?"

એકાએક જયાલક્ષ્મીની આંખમાંથી દડદડ કરતો અશ્રુપ્રવાહ છૂટયો. તેણે ગદગદ કંઠે કહ્યું,"પરંતુ હું તો નજરોનજર જોઇ રહી છું કે તેં મારા હાથમાંથી તેમને છોડાવી લીધા છે. એ પાગલને હું ઓળખું છું. તેઓ જો એક વખત હાથમાંથી જશે તો પછી સેંકડો પ્રયત્નોથી પણ તેને હું પાછા હાથમાં લઇ શકવાની નથી. મારી બધી આશાઓ, મારાં બધા કાર્યો હજુ બાકી છે. તમે બેઉ બ્હેનો હજુ કુંવારી છો, અને બેત્રણ માસ પછી તારો ભાઈ વિલાયતથી આવવાનો છે. હજુ

ઘણાં કર્યાં બાકી છે બ્હેન, આ મારા સુખી સંસારમાં અશાંતિની આગ સળગાવતી નહિ! તારે પગે પડું છું, મારૂં માન રાખ! હું પણ તારી મા છું" એમ કહી જયાલક્ષ્મી વ્યાકુળપણે સુમિત્રાના બંને હાથ પકડી રડી પડી.

માતાના હાથમાંથી પોતાના હાથ છોડાવવાનો પ્રયત્ન કર્યા સિવાય સુમિત્રા થોડી વાર સ્તબ્ધ બની ઉભી રહી. ત્યાર બાદ વૈશાખ માસના પ્રચંડ તાપથી તપેલાં વાદળાંમાંથી જેમ વરસાદનાં મોટાં મોટાં ફોરાં પડે તેમ સુમિત્રાની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

"મારૂં માન રાખીશ?"

સુમિત્રાએ પોતાનાં અશ્રુમય નેત્રો ઉંચાં કરી કહ્યું, "કઈ રીતે તે કહો?"

"તું અગાઉના જેવી થા! મારો સંસાર જેવો હતો તેવો જ થાઓ."

ભયથી સુમિત્રાનું મુખ ફીકું પડી ગયું "અગાઉના જેવું! તેવી જ જાતનાં કપડાં, વિલાયતી કપડાં એ બધું શું વળી પહેરવું."

જયાલક્ષ્મીએ વ્યગ્રચિતે કહ્યું, "હું એટલું બધું સમજતી નથી. હું તો ફક્ત એટલું જ માગું છું કે તું અગાઉની સુમિત્રા થા. તારો આ જોગણનો પોશાક મને કેટલી બધી સજા કરી રહ્યો છે તે હું તને શી રીતે સમજાવું?"

સુમિત્રા દિગ્મૂઢ બની જયાલક્ષ્મીના મ્હોં સામે જોઈ રહી. ત્યાર પછી વ્યથિત અવાજે બોલી. "તેથી જ શું તમારા સંસારમાં શાંતિ સ્થપાશે!"

જયાલક્ષ્મીએ આગ્રહપૂર્વક કહ્યું, "હા, જરૂર તેમ થશેજ! હું ત્તારી મા છું, મારી વાત માન?"

સુમિત્રાની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. "વારુ,

મા, તેમજ કરીશ. હવેથી હું તારા મત મુજબ વર્તીશ; પરંતુ એક વાત— ”

જયાલક્ષ્મી સુમિત્રાને વાક્ય પુરૂં કરવા ન દેતાં એકદમ બોલી ઉઠી, “ ના, હું હવે કાંઈ જ સાંભળવા માગતી નથી. આમાં એક વાતની જરૂર નથી ! ”

સુમિત્રાના દુઃખથી મલિન બની ગએલા ઓઠો પર વર્ષાઋતુની શરૂઆતની વિજળીના ઝબકારાની માફક હાસ્ય રેખા ઝબકી ઉઠી.

“ બીજી કોઇ વાત નહિ સાંભળો ? ”

જયાલક્ષ્મીએ કહ્યું, “ ના. હું કંઇ પણ સાંભળીશ નહિ. સુમિત્રા, જ્યારે તેં તારી માનું આટલું માન જાળવ્યું છે તો પછી બીજી કશી ગડબડ કરતી નહિ ? ”

“ વારૂ, ત્યારે જવા દો એ વાત ?” એમ કહી સુમિત્રા ધીરે ધીરે પોતાના ઓરડા તરફ જતી રહી.

સુરેશ્વરના જેલ જવાના સમાચાર સાગે સુમિત્રાએ પોતાનું કહેવું માન્ય રાખ્યું એ જયાલક્ષ્મીને સોનું અને સુગંધ એ બન્નેના મિલન જેવું ભાસ્યું. તેણે મનમાં નક્કી કર્યું કે હવે જરાપણ વિલંબ ન કરતાં મનમાંના અભિપ્રાયો એવા કાયમી બનાવી દેવા કે જેથી તે બાબતમાં એક વર્ષ પછી કોઇના વડે જરા પણ નુકસાન થવાનો સંભવ ન રહે.

પરંતુ સંધ્યાકાળ વખતે વિલાયતી પોશાકમાં સજ્જ થઇ સુમિત્રા દિવાનખાતામાં આવી પહોંચી ત્યારે તેનું નવું રૂપ નિહાળી જયાલક્ષ્મી પોતે જ ત્રાસ પામી. વિમાનવિહારી આ બનાવને સમસ્યા માની તેનું કારણ વિચારવા લાગ્યો અને પ્રમોદરાય આ બનાવ પાછળ રહેલી ચીમળાતા ફુલની વ્યથા માનસનેત્રે નિહાળી દીલગીર થઈ ગયા.

ભયથી ધ્રુજતા અવાજે પ્રમોદરાયે કહ્યું “ સુમિત્રા, બેટા, આ વેશ કેમ સ્વીકાર્યો ? ”

સુમિત્રાએ કંપતા કંઠે કહ્યું "કેમ પિતાજી, આ વેશ તો સારો છે!"

જે સુમિત્રા થોડા વખતથી ખાદી સિવાય બીજાં વસ્ત્રોનો સ્પર્શ પણ કરતી નહોતી, તે આજે વ્હાઇટવે લેડલોની દુકાનના વિલાયતી પોશાકથી સજ્જ થઈ આવી હતી! બધાને લાગતું હતું કે પુષ્પ નાના પ્રકારનાં જીવડાંથી છવાઇ ગયું છે.

## પ્રકરણ ૨૮ મું

## પિતાનું હૃદય

સુમિત્રાએ પોતાના ખાનગી ઓરડામાં આવી ચો તરફ નજર ફેરવી જોયું. થોડા દિવસ પહેલાં પ્રમોદરાયે તેને ખાદીના બે તાકા મંગાવી આપ્યા હતા. તે વડે તેણે પોતાની ઇચ્છા મુજબ ઘરને સજ્જ કર્યું હતું. જ્યાં જ્યાં કંઇ અસંગતતા હતી તે બધી તેણે આ ખાદીના તાકાના ઉપયોગ વડે સુધારી લીધી હતી. મુખ્ય બારણા પર મૂલ્યવાન વિલાયતી કપડાના પડદાને ઠેકાણે અત્યારે સફેદ દૂધ જેવો ખાદીનો પડદો ઝૂલતો હતો, જાળીઓ પર નાના પ્રકાર કિનારવાળા વિલાયતી પડદાને બદલે શ્વેત ખાદી શોભતી હતી. બિછાના પર ખાદીની ચાદર અને ટેબલ પર ખાદીનું ટેબલ કલોથ સુમિત્રાની ખાદીપ્રિયતાનું ભાન કરાવતાં હતાં. ખીંતીપર ખાદીની સાડી તથા બીજાં પહેરવાનાં લુગડાં લટકતાં હતાં; ટુંકામાં કહીએ તો ઓરડામાં કોઇ પણ સ્થળ એવું દેખાતું નહોતું કે જ્યાંથી વિલાયતી ચીજોને ખાદીએ મારી હઠાવી ન હોય.

ઓરડાની વચ્ચે ઉભી રહી વાદળાંથી છવાઇ ગએલા સવારના ઝાંખા પ્રકાશથી સ્નિગ્ધ બનેલી આ શ્વેત પવિત્રતા તરફ સુમિત્રા જોઇ

રહી. તેની આંખમાં આંસુ ઉભરાયાં. નગીનાવાડીની ઘટનાથી માંડીને આજ સુધીની બધી બાબતો એક પછી એક તેના મનમાં સ્વપ્નની માફક પેદા થવા લાગી. આજે તે બધાં સ્વપ્નો તૂટવાની અણી પર આવ્યાં હતાં. કેટલાક માસની અથાગ જહેમત પછી પોતે જે અલૌકિક અવસ્થામાં આવી પડી છે, આ વિદેશી ભોગલાલસાથી પરિપૂર્ણ ગૃહને વિષે પોતાના વિશ્વાસ મુજબનું જે તપોવન તે ખડું કરી શકી છે, તે બધું નિહાળી એક તરફથી કોઇ એક અનિર્વચનીય સુખ તેના હૃદયને વિકસાવવા લાગ્યું. ત્યારે બીજી તરફથી માતૃરૂણ રૂપ જે વાવાઝોડું આજથી આ હમણાંજ પેદા થએલાં તપોવનને ઉલટપાલટ કરી નાખવા તૈયાર થયું છે તેની વાત સંભારી તેનું મન ત્રાસથી કંપવા લાગ્યું.

ઓરડાના એક ખુણામાં એક ટેબલ પર સુરેશ્વરે મોકલેલો રેંટીઓ પડયો હતો. સુમિત્રા ધીરેધીરે ત્યાં આવી પહોંચી અને થોડી વાર ગંભીર વદને, આંખો નીચી ઢાળીને ત્યાં ઉભી રહી. બાદ તેણે ધીમેથી રેંટીઆનો હાથો પકડયો. થોડીવારમાં તેલથી સ્નિગ્ધ બનેલું યંત્ર ભમરાની પેઠે ગુંજારવ કરી ઉઠયું, પણ સુમિત્રાને તો તે ગુંજારવ રૂદનના જેવો લાગ્યો. તેને લાગ્યું કે રેંટીઆમાં કોઈનો અવાજ પ્રવેશ કરી આ રૂદન કરી રહેલ છે. તે અવાજ કહે છે કે ‘ બંધ કર, બંધ કર, જે ચાલે તેમ નથી તેને ચલાવી કલંકિત કર નહિ. ” સુમિત્રાએ તરતજ હાથો છોડી દીધો. ત્યાર બાદ રેંટીઆના ખુણામાં કોતરેલા ‘સુ’ અક્ષર પર તેની નજર પડી. તે તે તરફ મટકું માર્યા સિવાય જોતી ક્ષણભેર ઉભી રહી. થોડા દિવસ પહેલાં આ અક્ષરની બાબતમાં માધવી સાથે તેને જે વાતચીત થઇ હતી તે યાદ આવી, અને તે પછી આ અક્ષરને બીજમંત્રની પેઠે સ્વીકારી લઇ, બધી હરકતો વિરુદ્ધ પોતાના જીવનને પોતે કેવી રીતે નિયંત્રિત કર્યું છે તે યાદ આવતાં તેની આંખોમાંથી ખળખળ કરતો અશ્રુપ્રવાહ છૂટયો. સાડીના છેડાથી આંખો

લૂછી, રેંટીઆને માથું અડકાડી સુમિત્રાએ સુરેશ્વરને ઉદ્દેશી પ્રણામ કર્યાં. પણ એ પ્રણામ સ્વીકારનાર તો અત્યારે સાબરમતી જેલની એક અંધારી કોટડીમાં બંદીજીવનનું કઠોર કર્તવ્ય બજાવતો હતો.

દેશનિકાલ થએલા કેદી જેમ વહાણ પર ચઢી છેલ્લી વાર પોતાના સ્વદેશને જે નેત્રે જુએ તેમ સુમિત્રા પોતાની પ્રિય વસ્તુ અને વિષયને બહારની અને અંતરની બધી ઇંદ્રિયો વડે તપાસતી તપાસતી આખો દિવસ નિર્જન સ્થળમાં બેસી રહી. પરંતુ વહાણ સાગરની છાતી પર દોડવા માંડે એટલે કાળાપાણીના કેદીનું જન્મભૂમિ પ્રત્યેનું આકર્ષણ અને પ્રવાસભૂમિ પ્રત્યેનું વિપ્રકર્ષણ એ બંને જેમ અગાધ જલધિના પાણીમાં લુપ્ત લઇ જાય તેમ સંધ્યાકાળ વખતે આખા દિવસનું સુખદુઃખ સુમિત્રાને વાસ્તવિકતા વિનાની માયા જેવું જણાવા લાગ્યું. તેને લાગ્યું કે સ્વદેશ અને વિદેશનો વિચાર કરવો એનો અર્થ કંઇજ નથી, દેશી ખાદી અને વિલાયતી વસ્ત્રમાં ભેદ રાખવો એ એક જાતની નાદાની છે.

એટલું જ નહિ પણ વિમાનવિહારીનું ડેપ્યુટિ કલેકટરપણું અને સુરેશ્વરનો સ્વદેશપ્રેમ એ બંને માયા માત્ર છે ! કાળના સતત પ્રવાહમાં આ ક્ષણસ્થાયી માનવજીવન મૃગજળ સમાન છે ! અને તે જીવનમાંનાં સુખદુઃખ, હર્ષવેદના, આશાનિરાશાની કંઈ પણ કિંમત હોય એ અશક્ય છે.

આ વૈરાગ્યની શુષ્કતામાં મુસાફરી કરતાં કરતાં સુમિત્રાને જીવન એ એક પરપોટા સમાન જણાવા લાગ્યું. બરાબર એ જ વખતે વિમળાએ પ્રવેશ કરી કહ્યું, " સુમી બ્હેન, મા તમને દિવાનખાનામાં બોલાવે છે. ' ત્યાર પછી બટન દબાવી વીજળીની બત્તી કરતાં કરતાં તેણે કહ્યું, " અંધારામાં કેમ સૂઇ રહ્યાં છો ? માથું ચડયું છે કે શું ?"

આ પ્રશ્નનો કંઈ પણ જવાબ ન આપતાં સુમિત્રાએ પૂછયું, " દિવાનખાનામાં કોણ કોણ છે ? "

"પિતાજી, મા અને વિમાનભાઈ" એમ કહી વિમળા જતી રહી.

અભેદ્ય વૈરાગ્યની જાળ એક ક્ષણમાં છેદાઇ ગઇ. તેના ઉદાસીથી શિથિલ થઇ ગએલાં મનમાં અચાનક જીવનની આસક્તિએ પ્રબળપણે પ્રવેશ કર્યો. એક તીવ્ર આઘાતથી ઘવાઈ સુમિત્રા થોડી વાર આંખો મીચી પથારીમાં પડી રહી.

કેટલાક દિવસ સતત ન આવ્યા બાદ જે દિવસે સુરેશ્વરને જેલ મળવાના સમાચાર પ્રગટ થયા તે જ દિવસે વિમાનવિહારીનું આગમન થવું, અને તેના આગમન બાદ પહેલાંની માફક દિવાનખાનામાં આવવા માટે જયાલક્ષ્મીએ તેડું મોકલવું, એ બંને બાબતનો પરસ્પર સંબંધ કલ્પી અતિશય તિરસ્કાર અને કંટાળાથી સુમિત્રાનું મન ભરાઈ ગયું. તેને લાગ્યું કે સુરેશ્વરના કારાવાસની સગવડ મળવાથી આ બે લાલચુઓની લાલચ એક દિવસ પણ રાહ જોવા માગતી નથી. વિમાનવિહારીની લાલચને તો તેણે અવજ્ઞાપૂર્વક હૃદયમાંથી હાંકી કાઢી, પરંતુ જયાલક્ષ્મી તો પોતાની મા થાય ! પોતાની મામાં આવી નીચતા રહેલી છે એનો પ્રત્યક્ષ પુરાવો મળતાં સુમિત્રાનું મન તેના પ્રત્યેના અટકાવી ન શકાય અને જીતી ન શકાય તેવાં અભિમાનથી ભરપૂર થઇ ગયું.

સવારે જયાલક્ષ્મીએ જે કંઇ કહ્યું હતું તે સુમિત્રા સંભારવા લાગી. તેણે કહ્યું હતું કે "આ મારા સુખી સંસારમાં અશાંતિની આગ સળગાવતી નહિ ! તારે પગે પડું છું, મારૂં માન રાખ ! હું પણ તારી મા છું !" દુઃખથી સુમિત્રાની આંખમાં આંસુ ઉભરાયાં. તે મનમાં મનમાં બોલવા લાગીઃ "મા, સંસાર શું તારો એકલીનો છે ? બીજાં કોઇનો નહિ ? તારી ઇચ્છામાં બીજાં બધાંની ઇચ્છા વિસર્જન કરવી પડશે ? તું મારી મા છે એ હું જાણું છું; પરંતુ તેથી શું મારાપર તારા જુલમની કંઈજ સીમા જ ન રહે એ શક્ય છે ?" નિર્દોષ

ખાદીનો પોશાક જયાલક્ષ્મીને સજા રૂપ થયો, છતાં અસ્પૃશ્ય વિલાયતી વસ્ત્ર સુમિત્રાને સજા રૂપ થઈ શકયાં નહિ ! સ્વમાન ખાતર જિંદગી ગુમાવવા તૈયાર: થનાર જ્યારે પ્રમોદરાય સાથે સ્વદેશચર્ચા કરે, અને જેનું સ્વમાન સચવાયું તે તેની પ્રત્યેની કૃતજ્ઞતા ખાતર તેનો પક્ષ ખેંચે તેનો અર્થ જયાલક્ષ્મીના હાથમાંથી પ્રમોદરાયને છીનવી લેવા એવો થાય ! માતૃત્વના જૂલમથી સુમિત્રાનો શ્વાસ ઘુંટાઇ જવા લાગ્યો.

જનની અને જન્મભૂમિ બંને મહાન છે, પરંતુ સુમિત્રાના દુર્ભાગ્યે જન્મભૂમિ સાથે જનનીનો વિરોધ જામ્યો છે. આવી સ્થિતિમાં કર્તવ્ય નક્કી કરતાં સુમિત્રાની બુદ્ધિ થોડી વાર ભ્રષ્ટ થઈ ગઈ. તેની આંખ સમક્ષ પ્રત્યક્ષ થઈ ખુણામાં પડેલો રેંટીઓ, સાબરમતી જેલમાં કર્તવ્ય બજાવતો સુરેશ્વર અને આજે સવારે ગદગદ કંઠે વિનંતિ કરતી મા એ ત્રણ પોતપોતાની પ્રત્યેનું કર્તવ્ય બજાવવાનો આગ્રહ કરવા લાગ્યાં. સુમિત્રા આ ત્રણ દિશાના આકર્ષણથી ઉંડા વિચારમાં પડી. આત્મહત્યા કરવા તત્પર થનાર માણસ જેવા ઉંડા વિચારમાં પડી જાય તેમ સુમિત્રા પણ વિચારના અતળ જળમાં ડૂબી ગઈ ! આત્મવિનાશની ઉત્કટ ગાંડાઈ તેની આકૃતિમાં સ્પષ્ટ જણાવા લાગી.

તેનાં વિલાયતી કપડાં જે કબાટમાં મૂકી છાંડયાં હતાં, તે કબાટ તરફ સુમિત્રાની એ આત્મઘાતી આકૃતિ ધીર પગલે રવાના થઈ. કબાટનું બારણું ઉઘાડયું. ખાનામાં વ્હાઇટવે લેડલોની કંપનિમાં તૈયાર થએલા સૂટ પડ્યા હતા તેમાંથી સારામાં સારો સૂટ તેણે બહાર ખેંચી કાઢ્યો. એક દિવસ એ સૂટ પહેરવા માટે જ્યાલક્ષ્મીએ તેને આગ્રહ કર્યો હતો, પણ સુમિત્રાએ આગ્રહને વશ થઈ નહોતી તે યાદ આવવાથીજ તે તેજ સૂટ પહેરી આજે દિવાનખાનામાં હાજર થઈ હતી.

પ્રબળ અભિમાનને વશ થઈ સુમિત્રા આવું મોટું આત્મપીડન કરી બેઠી હતી. ગુસ્સામાં આવેલી સાપણ જેમ કોઈ કોઈ વખતે પોતાના શરીર પર પોતેજ ડંખે છે તેમ સુમિત્રાએ પણ આજે

વિલાયતી કપડાં પહેરી પોતાના શરીર પર પોતેજ જૂલમ ગુજાર્યો હતો. માનસશાસ્ત્રીની દષ્ટિએ તે પૂરેપૂરી આત્મહત્યાજ હતી. કેવળ ફેર એટલો જ કે આ હત્યા શરીરની નહોતી પણ મનની હતી. આત્મ-હત્યાની પૂર્વે જેમ આત્મહત્યા કરનારની બુદ્ધિ વિકૃત થઇ જાય છે તેમ સુમિત્રાની બુદ્ધિ પણ વિલાયતી લુગડાંની પહેરતી વેળા વિકૃત થઈ ગઈ હતી.

તેથી જ જ્યારે મુખ પર ઉંડા દુઃખની નિશાનીઓ લઈ સુમિત્રા દિવાનખાનામાં આવી ત્યારે તેને પોતાની ઇચ્છા મુજબનાં વસ્ત્રોથી સજ્જ થએલી જોતાં છતાં જ્યાલક્ષ્મી ત્રાસી ગઈ. પુષ્પાદિથી વિભૂષિત થઈ મરણ પામેલા માણસનું મુખ જેમ અતિશય બિહામણું થઈ જાય તેમ સુંદર વિલાયતી પોશાકથી સજ્જ થએલી સુમિત્રાની આકૃતિ પણ તેવીજ થઇ ગઇ હતી.

ખાદીનો પોશાક છોડી એકાએક વિલાયતી પોશાક પહેરાવવામાં સુમિત્રા પર કોઇ એક પ્રકારનું ગેરવાજબી દબાણ થયું છે એવી શંકાથી ઉશ્કેરાઇ પ્રમોદરાયે કંપતા અવાજે કહ્યું " સુમિત્રા, બેટા, આ વેશ કેમ સ્વીકાર્યો ?'

સુમિત્રાએ લથડતા અવાજે કહ્યું " કેમ પિતાજી, આ વેશ તો સારો છે ! "

પ્રમોદરાય સ્તબ્ધ બની થોડી વાર સુમિત્રાના મ્હોં સામે જોઇ રહ્યા. પછી તે બોલી ઉઠયા, "ના, ના, સુમિત્રા મારી પાસે કંઈ પણ વાત છુપાવતી નહિ. આ કામ તેં ઇરાદાપૂર્વક કર્યું છે એમ હું માનતો નથી. મને કહે શું બન્યું છે તે."

એકાએક એક બહારના માણસ સમક્ષ શું કારણ દર્શાવવું એ નક્કી ન કરી શકવાથી સુમિત્રા મનમાં મુંઝાવા લાગી.

જયાલક્ષ્મી ચિંતામાં પડી. પ્રમોદરાયના પ્રશ્નના જવાબમાં સુમિત્રા કંઈનું કંઈ બોલી બેસે એવી શંકાથી તેણે હસતાં હસતાં કહ્યું, "બીજું

તે શું હોય ? થોડા દિવસ શોખને ખાતર કંઇ કામ કર્યું તે શું હંમેશને માટે કર્યાં જ કરવું એવો કંઈ નિયમ છે ? શોખને ખાતર ખાદી પહેરવાની તો મના નથી; પરંતુ તેથી શું આ કપડાં તજી દેવાં એવો આગ્રહ હોય ? "

સુમિત્રા આ વચનોનો ઇનકાર ન કરતાં જેમ ઉભી હતી તેમ ને તેમ ઉભી રહી.

જયાલક્ષ્મી તરફ કંઈ ધ્યાન ન આપતાં પ્રમોદરાયે સુમિત્રાને કહ્યું, " આ કામ તેં તારી ઇચ્છાથી જ કર્યું હોય તો તે સંબંધમાં મારે કંઈ કહેવાનું રહેતું નથી; પરંતુ મને બીક છે કે આ બાબતમાં તેમ થયું નથી. આમાં તારા પર કોઇ પણ જાતનો જૂલમ થયો જણાય છે. "

આ વખતે પણ સુમિત્રા કંઈ કહે તે પહેલાં જયાલક્ષ્મીએ જવાબ આપ્યો. તેણે એવું ધાર્યું હતું કે મારા પહેલા જવાબથી સંતુષ્ટ થઇ પ્રમોદરાય આ પ્રસંગ જતો કરશે. પરંતુ તેમ ન કરતાં તેણે તો પોતાનો મત દર્શાવી પ્રસંગને ઉલટું વધારે ભારે રૂપ આપ્યું. આથી જયાલક્ષ્મી મનમાં બહુ ગુસ્સે થઈ. પરંતુ વિમાનવિહારી સમક્ષ આ પ્રસંગને ખાતર કલહ કરવો એ તેને ન રૂચ્યું. વળી સુમિત્રાના ફેરવાએલા મનને આવા કલહથી નુકસાન થાય એવા સંદેહથી તેણે પોતાના મનની સ્થિતિ લગારે જણાવા દીધા સિવાય સ્વાભાવિક અવાજે કહ્યું, " જૂલમ વળી કેવો ! જો કંઇ હોય તો પણ તે તેના કરતાં ઉલટુંજ છે."

આ વખતે પ્રમોદરાયે પરોક્ષપણે જયાલક્ષ્મીનાં વચનોનો જવાબ આપ્યો, " જૂલમની ઉલટી બાજુ વખતે વખતે જૂલમ કરતાં પણ વધારે હાનિકર થઈ પડે છે. એવી અનેક બાબતો છે કે જે જૂલમથી સાધી શકાતી નથી પરંતુ બીજી રીતે સાધી શકાય છે. "

જયાલક્ષ્મીની આંખો ગુસ્સાથી લાલચોળ થઇ ગઇ. આ વખતે તે પોતાને સંયમમાં રાખી શકી નહિ, તેણે જુસ્સાથી કહ્યું, " કઈ

રીતે સાધી શકાય તે કહો જોઉં ? હાથેપગે લાગીને કે શું ? એમ જ કહેવા માગો છો કે શું ? પરંતુ તમે એટલું ભૂલતા નહિ કે હું સુમિત્રાની મા છું ! મારી આજ્ઞાથી પણ તે ઘણું કરી શકે !"

એક ક્ષણ શાંત રહી પ્રમોદરાય પોતાની ખુરશી પરથી ધીરે ધીરે ઉભા થયા; ત્યાર પછી વિમાનવિહારી ભણી જોઇ શાંત સ્વરે બોલ્યા, "વિમાન, આજે તો આપણી ચર્ચા પૂરી થાય તેમ નથી: હવે બીજે દિવસે વાત કરીશું. બહારના વાવાઝાડોની અસર આજે તો આપણા અંતરમાં પણ થઈ છે. તમે જતા નહિ, બેસજો, વાત-ચીત કરજો." ત્યાર પછી સુમિત્રા પાસે જઇ તેના માથા પર હાથ મૂકી સ્નિગ્ધ સ્વરે બોલ્યા, "માતાનો આદેશ ન પાળવાનો ઉપદેશ હું તને આપતો નથી. બેટા ! તેમ છતાં પણ તારા ભલા ખાતર જો તદ્દન આવશ્યક થઇ પડશે તો પિતૃઆદેશ પણ તારે માટે દુર્લભ નથી એ વાત હું તને યાદ કરાવી રાખું છું." એમ કહી પ્રમોદરાય ધીરે ધીરે બહાર જતા રહ્યા.

એ વખતે સુમિત્રાની આંખોમાંથી ટપ ટપ કરતાં આંસુ વહેતાં હતાં. તે બીજા કોઇએ જોયાં નહિ, કેવળ પ્રમોદરાયે જતાં જતાં તે જોયું.

---

## પ્રકરણ ૨૯ મું

## વિપરીત વહન

પ્રમોદરાય જે કંઇ આચરણ આચરી ગયા, તેમાં વિવાદ નહોતો, કલહ નહોતો, તર્ક પણ નહોતો, તેમાં કડવાશ નહોતી, ક્રોધ નહોતો, એટલું જ નહિ પણ આવેશેય નહોતો; તો પણ પ્રમોદરાયના ગયા બાદ ક્ષણભર જયાલક્ષ્મી ઉંડા વિસ્મયસાગરમાં ડુબી ગઇ. સુમિત્રા

પ્રત્યે જૂલમ થયો છે એવા સંદેહથી તે જૂલમ સામે પ્રતિવાદ અને જરૂર પડતાં તેનો પ્રતિકાર કરવાની ઇચ્છા જણાવવાની પદ્ધતિ પ્રમોદરાય આ રીતે ગ્રહણ કરી શકશે એ તેમનું એકલસૂરૂં જીવન અને એકલસૂરો સ્વભાવ જાણનારી જયાલક્ષ્મીને અતિશય વિસ્મયજનક થઇ પડયું. જે મનુષ્ય કદી વ્યાકૂળ ન થાય તે વ્યાકૂળ થવા માંડે એટલે કેટલો વ્યાકૂળ થશે તેનો અંદાજ કાઢી શકાય નહિ. જયાલક્ષ્મી પણ આ વ્યાકૂળ દશાનો પાર ન પામી શકવાથી બહુ ચિંતાતુર બની ગઈ. પરંતુ અત્યારે તો આ બનાવને સામાન્ય બનાવવો હિતકર હોવાથી તેણે મંદ મંદ હાસ્ય કરી કહ્યું, "પોતે હંમેશાં જોરજૂલમ કરતા આવ્યા છે તેથી તેમનો એવો સ્વભાવ જ થઇ ગયો છે કે તેમને જ્યાં ત્યાં જોરજૂલમની જ ગંધ આવ્યા કરે છે. પરંતુ એટલું સમજતા નથી કે તેની છોકરી પર બીજું બધું લાદી શકાય પણ જોરજૂલમ તો નહિજ."

ત્યાર પછી સુમિત્રા તરફ જોઈ હસતાં હસતાં કહ્યું, "બેટા સુમિત્રા, તું તેમને આવી રીતે બીવરાવતી નહિ; વિલાયતી સાથે દેશી કાપડ પણ વાપરતી જજે. અને ખરૂં પૂછાવે તો હું પોતે પણ એજ પસંદ કરૂં છું. મારા વિચાર પ્રમાણે તો જ્યાંની જે ચીજ સારી હોય તેજ વાપરવી. પંજાબ જો ઠેઠ ગુજરાતથી જોઈતી ચીજો મગાવે તો પછી અફઘાનિસ્તાનનો માલ શા માટે ન મગાવે? એટલું જ નહિ પણ દુનિયાના બીજા દેશોને પણ શા માટે વિસારી મૂકે તે મારાથી સમજાતું નથી. પંજાબ ને ગુજરાતને કેવળ અંગ્રેજી રાજ્યના બંધન સિવાય બીજું કંઇ બંધન નથી. કેમ, તમે શું કહો છો વિમાન?"

આની વિરુદ્ધ વિમાનવિહારીને કંઇ જ કહેવાનું નહોતું. કારણ કે આ દલીલ તેની પોતાની જ હતી. એક દિવસે તેણે સુરેશ્વર સાથે વાત કરતાં આ દલીલ વાપરેલી હતી. તે જયાલક્ષ્મીને યાદ રહી ગઈ અને આ સમયે પોતાની અપૂર્વ બુદ્ધિના નમુના તરીકે રજૂ કરી. છતાં તેનું આજે પૂરેપૂરી રીતે સમર્થન ન કરતાં વિમાનવિહારીએ

કહ્યું, " મા, તે બધું એક રીતે જોતાં ખરૂં છે, પણ એક જ દુઃખે દુઃખી થવું એ ઐક્યતાનું એક જબરૂં કારણ છે. એક જ રાજ-પદ્ધતિમાં સંકળાઇ અત્યારે એ બંને એક જ જાતની અગવડો ભોગવે છે, તો પછી તેનામાં એ કારણને લીધે ઐક્યતા જામે એમાં કંઈ શક નથી. તેજ રીતે બધી જાતના માણસોને એક જ પૃથ્વી પર વસવું પડતું હોવાથી તેઓ બધા એક જ પિતાનો પરિવાર છે એમ માનવામાં પણ કશો દોષ નથી. એ તરફથી જોતાં આપ જે કંઇ કહો છો તે ઠીક છે. મને લાગે છે કે શિલ્પ, સાહિત્ય, વેપાર વગેરેના કારણથી દળબદ્ધ થઈ ઝગડો કરવો એ એક જ કુટુંબમાં કજીઆ-ટંટા થાય તેના જેવું જ ગેરવાજબી છે. બહુ જ લાંબે કાળે ભવિષ્યમાં કોઈ પણ વખતે પૃથ્વીની બધી માનવજાતિ એક જ ધર્મ પાળશે, એક જ જાત બની જશે એજ જો આદર્શ હોય તો પછી દેશી વિલા-યતીમાં ભેદ ભાવ રાખવો, જાતિની સાથે જાતિએ વિવાદ કરવો એ પેલા મહાન ઉદ્દેશ વિરુદ્ધ છે એમાં કંઇ જ સંદેહ નથી."

વિમાનવિહારીનાં વચનોથી બહુ જ રાજી થઇ જયાલક્ષ્મી બોલી, " તે ખાતર જ હું કહું છું કે વિલાયતી ચીજો તરફ તિરસ્કાર દર્શા-વવો તેમાં મહત્વ જરાયે નથી; ઉલટું તેથી પોતાની જાતને હલકી બનાવાય છે."

વિમાનવિહારીએ કહ્યું, " ના, વિલાયતી માલ ન વાપરવો એ પ્રતિજ્ઞાનું મૂળ તિરસ્કાર નથી. એ તો ઉદ્દેશ પાર પાડવાનો એક ઉપાય છે. પરંતુ મને લાગે છે કે સારો ઉદ્દેશ પાર પાડવા માટે ખરાબ ઉપાયની સહાયતા લેવી એ ઠીક નથી. ગરીબોને જમાડવા ખાતર ચોરી કરવાથી વધારે પુણ્ય થાય કે પાપ તે કહેવું કઠણ છે."

સુમિત્રા એક ખુરશી પર બેઠી બેઠી બીજી દિશામાં મ્હોં ફેરવી આ વાતચીત સાંભળતી હતી. પરંતુ તેઓની વાતચીતમાં ભાગ લઇ વાદવિવાદ કરવાનો ઉત્સાહ તેનામાં નહોતો. થોડી વાર પછી જયાલક્ષ્મી તેને ને વિમળાને વિમાનવિહારી પાસે રાખી ઘરમાં ગઇ; એટલે તેને વિમાનવિહારીના પ્રશ્નોના જવાબ આપવાની જરૂર પડી.

એ ચાર ફાલતુ વાતો કર્યા બાદ વિમાનવિહારીએ કહ્યું, "અ: સ્માત તમારો આ વેશ જોઈ હું તો વિસ્મય સાગરમાં ડુબી ગયો હતો અને ખરૂં કહું તો મને પોતાને પણ આ પોશાક સારો લાગ્યો નથ હવે તો તમને દેશી પોશાક જ સારો લાગે છે."

વિમાનવિહારીનાં આ વચનોથી નવાઇ પામી સુમિત્રાએ મ ઉંચું કરી કુતૂહલતા ખાતર તેના મ્હોં સામું જોયું. ત્યારબાદ ધીમે પૂછ્યું, "સારો કેમ નથી લાગતો ? આપ તો મને આ વેશમાં હંમે: જોતા આવ્યા છો ?"

વિમાનવિહારીએ મંદ સ્મિત કરી કહ્યું, "સારો કેમ નથી લાગ તે તો કોણ જાણે. પણ મને એમ લાગ્યા કરે છે કે આ તમા પોશાક વાસ્તવિક પોશાક નથી પણ કૃત્રિમ છે !"

થોડી વાર ચુપ રહી સુમિત્રા બોલી, "પરન્તુ આપ લોકો ખાદી પસંદ કરતા નથી."

આ વચનથી વિમાનવિહારીના અંતઃકરણને ધક્કો લાગ્ તેણે મ્હોં પર સ્મિત આણી કહ્યું, "હું કદાચ મારી જાતને મ નાપસંદ કરતો હોઇશ, પણ તેથી કંઈ તમારે ખાદી ન પહેરવાનું કાર નથી. ચોરનો છોકરો ચોર થાય એ વાત કદાપિ ચોર લોકો પણ પ: કરતા નહિ હોય."

વિમાનવિહારીએ તો આ ઉપમા કદાચ ભોળા ભાવે આ હશે. પણ સુમિત્રાને એ ઉપમામાં એક ગૂઢ ઇસારો જણાયો. તે મુખ પર રતાશ ફરી વળી. તે કંઇ જ ન કહેતાં ચુપ ચુપ બેસી ર

પરન્તુ વિમળાએ જવાબ દેવા જતાં એ વચનોને તદ્દન ખુ કરી દીધાં. તે એકાએક બોલી ઉઠી. "ચોર તો કદાચ એમ ક પસંદ ન કરે પણ ડેપ્યુટિ કલેકટર તો કરે જ ?"

વિમાનવિહારીએ ભારે નવાઈ પામી કહ્યું, "શું પસંદ કરે ?

"તેઓ એમ પસંદ કરે કે તેઓ જેમ સાહેબ બની ે

છે. તેમ તેઓની સ્ત્રીઓ પણ મડમ સાહેબ બનવી જ જોઇએ ” એમ કહી વિમળા સુમિત્રાના મ્હોં સામું જોઈ હસવા લાગી.

આવી મશ્કરી વિમળા કદી કરતી નહિ. આ સ્થળે પણ તેણે આ વચનો મશ્કરી કરવા ખાતર જ ઉચ્ચાર્યાં હતાં છતાં આ વચનોથી વિમાન શરમાઇ ગયો, અને સુમિત્રા ગુસ્સે થઈ.

થોડી વાર ચુપ રહી વિમાનવિહારીએ મંદ હાસ્ય કરી કહ્યું, “ જે ડેપ્યુટિ કલેકટરને સ્ત્રી નથી તે આ પ્રશ્નનો જવાબ કઇ રીતે આપે ? જેઓને છે તેઓને પૂછો એટલે તેનો જવાબ મળશે. ” ત્યાર પછી સુમિત્રા તરફ જોઈ કહ્યું, “ પરન્તુ મને લાગે છે કે ડેપ્યુટિ કલેકટરો પર વિમળા ખોટું આળ ચઢાવે છે. બધા ડેપ્યુટિ કલેકટરો ચોર કરતાં પણ હલકા હોય એમ ન એ બને ! તમને શું લાગે છે ? ”

વિમાનવિહારીના પ્રશ્નથી વિમળા હસવા લાગી અને સુમિત્રા વધારે રાતીપીળી થઇ ગઇ.

સુમિત્રાના જવાબની કંઈ જ રાહ જોયા સિવાય વિમાનવિહારી પોતાનો મત દર્શાવવા લાગ્યો. તેણે કહ્યું, “ મને લાગે છે કે આપણે આપણા જીવનમાં એક પ્રકારની અસંગતિ વહોરી લઇએ છીએ અને તેને લીધે જ માનીએ છીએ કે સરકારી અમલદારને સ્વદેશી વસ્ત્રાભૂષણ વાળી સ્ત્રી ન જોઇએ. પણ એમ ન પણ હોઈ શકે. બહારનો ને અંદરનો દેખાવ જુદો હોય તેવા અનેક માણસો આપણે જોઇએ છીએ. બહારથી જુદાં જણાતાં પતિપત્ની વચ્ચે અંદરથી ટંટો ન પણ હોય એવા દાખલા આપણે ઘણા જોઇએ છીએ. ”

આ વચનો સાંભળી વિમળા પાછો હસી પડી.

આ પછી બીજી વાતચીતો ચાલી, પણ તેમાંની કોઇ પણ વાતચીત બેચાર મિનિટથી વધારે ન જ ચાલી; બેચાર પ્રશ્નોત્તર થયા બાદ એ વાત એની મેળે બંધ પડી જતી.

છેવટે વિમાનવિહારી ઘેર જવા માટે ઉઠી ઉભો થયો. સુમિત્રા દાદર સુધી વળાવવા ગઇ. દાદર પાસે જઇ તેણે વિમાનવિહારીને કહ્યું, " આપની સાથે થોડી વાતચીત કરવાની છે. "

વિમાનવિહારીએ ગતિ થંભાવી પૂછ્યું " શી વાત ? "

" સુરેશ્વરભાઇને એક વર્ષની જેલ મળી છે એ વાત આપ જાણો છો !"

વિમાનવિહારીએ કહ્યું, " હા, આજ સવારેજ વર્તમાનપત્રમાં એ સમાચાર વાંચ્યા હતા. " આટલું કહી તેને લાગ્યું કે આ વાતનો મેં અત્યાર સુધી ઉલ્લેખ ન કર્યો તેનું કારણ મારે દર્શાવવું જોઈએ. આથી તેણે કહ્યું, " પણ તે આપને કહેવાનું તદ્દન વીસરીજ ગયો. "

પણ આ ખુલાસો વાસ્તવિક ખુલાસો હોય એવું જણાયું નહિ. ખાસ કરીને સુમિત્રાને તો એ એક જાતનો દંભજ લાગ્યો. ખુલાસાથી ગુન્હાનું રૂપ કેટલીક વખતે ઉલટું ખિલી નીકળે છે; અહીં પણ એમજ થયું.

પરંતુ સુમિત્રાએ તે બાબતમાં કંઇજ વિનંતિ ન કરતાં પૂછ્યું, " તેમને ઘેર તો હવે કોઇ પુરૂષ રહ્યો નથી. તેઓની સંભાળ કોણ લેશે ? આપ તેમની ખબરઅંતર પૂછતા રહેશો ?"

વિમાનવિહારીએ થોડીવાર વિચાર કરી કહ્યું. " ખબરઅંતર પૂછવામાં કંઈ વાંધો નથી. પરંતુ તે અનધિકાર ચર્ચા નહિ થઇ પડે !'

સુમિત્રાએ શાંતિથી કહ્યું, " જો તેમજ હોય તો જવા દો એ વાત. કંઇ જરૂર નથી. વારૂ, હું અને પિતાજી જો તેઓની ખબર અંતર પૂછતાં રહીએ તો શું તેને પણ આપ અનધિકાર ચર્ચા કહેશો ?"

વિમાનવિહારી મંદ હાસ્ય કરી દબાતા સુરે બોલ્યો, " આ સંબંધમાં મારે કંઈ જવાબ આપવો એજ અનધિકાર ચર્ચા છે. આ વાતનો તમે અને તમારા પિતા બંને મળી વિચાર કરી જોશો. સુમિત્રા તમે મારા પર ગુસ્સે થયાં લાગો છો પરંતુ હાલમાં સુરેશ્વર

અને માધવી સાથે મારે જે કંઇ બન્યું છે તે જો તમે જાણતાં હોત તો મારી અનધિકાર ચર્ચાનું રહસ્ય તમારા ખ્યાલમાં તરતજ ઉતરી જાત અને મારા આવા જવાબથી કદાપિ ગુસ્સે ન થાત."

વિમાનવિહારીનાં વચનો સાંભળી સુમિત્રાએ કહ્યું. "મેં અજાણતાં આપને જે કંઈ કહ્યું હોય તે ખાતર માફી માગું છું. તેવી કોઇ પણ ઘટના બની હોય તો હું આપને ત્યાં જવાનો આગ્રહ કરી શકતી નથી."

વિમાનવિહારીએ પૂછ્યું, "હવે બીજું કંઇ કહેવું છે?"

"હવે એકજ વાત કહેવી છે. સુરેશ્વરભાઈ કઈ જેલમાં છે તે આપ જાણો છો!"

"હા, સાબરમતી જેલમાં."

"તે તો આ બાજુએ આવી?" એમ કહી સુમિત્રાએ હાથ લંબાવી દિશા બતાવી.

"હા, પરંતુ તમે આ વાત કેમ પૂછી?"

"સહેજ; ખાસ કારણ કંઈ નથી."

ઝાંખા પ્રકાશમાં પણ સુમિત્રાના મુખપર ફરી વળેલી રતાશ વિમાનવિહારીની નજર ચુકાવી શકી નહિ.

"હવે કંઈ કહેવું છે?"

વિમાનવિહારી રવાના થયો, પરંતુ તેનું હૃદય દીલગીરીથી છવાઈ ગયું હતું.

---

# પ્રકરણ ૩૦ મું

## માધવીનું માધુર્ય

બીજે દિવસે સવારમાં ઉંઘ ઉડતાંજ ગઈ કાલની વાત યાદ આવતાં વિમાનવિહારીનું મન ઉદાસ થઈ ગયું. દૂર રહ્યો રહ્યો પણ સુરેશ્વર સુમિત્રાના ઉપર આવો પ્રબળ પ્રબળ ફેલાવી રહ્યો છે એ જાણી તેના કંટાળાથી વિરૂપ બની ગએલાં ચિત્તને કોઈ પણ જાતનું અશ્વાસન મળવાનાં દ્વાર હોય એમ તેને જણાયું નહિ. તેને લાગ્યું કે સુરેશ્વરે સુમિત્રા પર જાદુપ્રયોગ કર્યો છે. અને તે જાદુપ્રયોગને મારી હઠાવવાની શક્તિ મારામાં નથી. આ વાત જેમ જેમ તેના હૃદયમાં ઘોળાતી ગઇ તેમ તેમ તેનું પ્રેમથી વિકસેલું હૃદય સંકુચિત થઈ જવા લાગ્યું. પરંતુ તરતજ તેને જણાયું કે જો હું સુરેશ્વરના ઘર સાથે સંબંધ નહિ રાખું તો સુમિત્રાનો તે ઘર સાથેનો સંબંધ વધશે. આ વિચાર આવતાંજ તે કયા પ્રકારની કલ્પિત વિપત્તિનું નિવારણ કરવા માટે સુરેશ્વરના ઘર તરફ જવા તૈયાર થયો તે માનસશાસ્ત્રની એક આંટીઘુંટીવાળી સમસ્યાજ છે !

વિમાનવિહારી જ્યારે સુરેશ્વરને ઘેર પહોંચ્યો ત્યારે તારાસુંદરી પૂજા કરી માળા ફેરવતી બેઠી હતી, અને માધવી રેંટીઆઘરમાં બેસી સૂતર કાંતતી હતી. બહારનાં બારણાં ઉઘાડાં હતાં અને ઘરના ચોકમાં વાસણ માંજવાનો અને પાણી પડવાનો શબ્દ સંભળાતો હતો. અંદરના બારણા પાસે થોડી વાર ઉભા રહ્યા બાદ તેણે નોકરને કોઈ છે કે ' એવી બૂમ પાડી બોલાવ્યો. નોકરનું નામ તેણે સંભારવાનો પ્રયત્ન કર્યો પણ યાદ ન આવ્યું.

રામજીએ બહાર આવી, વિમાનવિહારીને જોઇ આદરમાન આપ્યું અને દિવાનખાનું ઉઘાડી બેસાડયો; તે વિમાનને આળખતો હતો. વિમાન બેઠો એટલે તેણે દીલગીર વદને કહ્યું, " ભાઈ તો ઘેર નથી. તેને એક વરસની—આપ જાણતા હશો. છાપાંમાં વાંચ્યું હશે ખરૂં ? " જેલ મળી છે એ શબ્દ વફાદાર નોકરના મુખમાંથી બહાર

નીકળ્યો નહિ.

વિમાનવિહારીએ કહ્યું, " હા. હું એ વાત જાણું છું. મા શું બહુ દીલગીર થયાં છે ? "

રામજીએ ગળગળા અવાજે કહ્યું, " તેમ ન બને ખરૂં ? દીકરો તે કંઇ જેવો તેવો છે ? પાંચ માણસમાં પૂજાય તેવો. તો પણ તેમના મુખ પરથી આપણે કંઇજ ન સમજી શકીએ. મ્હોં પર તો અત્યારે પણ હસવું ફરકીજ રહ્યું છે. પરંતુ મને તો એ ખાતરજ બીક લાગે છે. અગ્નિ વધુ વાર ઢાંકી રાખવાથી ફાયદો નહિ એ ખરૂં કે નહિ ભાઇ સાહેબ ?

થોડી વાર ચુપ રહી વિમાને કહ્યું, " અને તમારી બ્હેન ? તેમને કેમ છે ! "

' કોણ ? માધવી બ્હેન ? તેની તો વાત કરતા જ નહિ ! જેવો ભાઇ તેવી બ્હેન ! ભાઇને સજા થઇ છે ત્યારથી માધવી બ્હેન પોતાના ભાગનું સૂતર કાંત્યા બાદ ભાઇના ભાગનું સૂતર કાંતવા બેસે છે. મેં એક દિવસ કહ્યું કે બ્હેન આટલી બધી મહેનત કરો છો તો પછી શરીર કેમ ટકશે ? હું ભાઇના ભાગનું સૂતર કાંતી આપું તો કેમ ? આ સાંભળી તેમણે હસતાં હસતાં કહ્યું " ના, ના, રામજી ! તું તારા રેંટીઆને સંભાળ એટલે બસ ! " એમ કહી રામજી હસવા લાગ્યો.

કુતૂહળવશ થઇ વિમાનવિહારીએ પૂછ્યું, " તું પણ રેંટીઓ ચલાવે છે કે શું ? "

રામજીએ હસતા વદને કહ્યું, " ચલાવવો જ પડે તો. ન ચલાવીએ તો કાપડ કયાંથી મળે ? આ ઘરમાં બધાંને સૂતર કાંતી તેમાંથી કપડાં બનાવી પહેરવાનો નિયમ છે. માજી પોતે પણ પોતાનાં કપડાં જેટલું સૂતર કાંતે છે; ખાદી સિવાય આ ઘરમાં બીજું કાપડ વપરાતું જ નથી. " એમ કહી રામજી વિમાનવિહારીનાં લુગડાં સામે વારંવાર જોવા લાગ્યો. પરન્તુ તે સંબંધમાં તેણે કંઇ પ્રશ્ન પૂછ્યો નહિ.

પ્રશ્ન ન પૂછ્યો તો પણ તેના મનના વિચારો જાણી વિમાન-વિહારી સહેજ ભોંઠો પડયો. તે બાબતની ચર્ચા આગળ ન ચલાવતાં તેણે કહ્યું, " માજીને જઈ બરાબર ખબર આપ કે વિમાનવિહારી મળવા માગે છે. "

થોડી વારમાં રામજી પાછો આવ્યો. તે તારા સુંદરી બોલાવે છે. એમ જણાવી વિમાનવિહારીને અંદર લઇ ગયો. તારાસુંદરીએ હસતા વદને વિમાનવિહારીને આદરમાન આપ્યું. વિમાનવિહારીએ તેને પ્રણામ કર્યાં.

આશીર્વાદ આપી તારાસુંદરીએ કહ્યું, " મેં ધાર્યું હતું કે મારો આ પુત્ર તો મારા મરણ વખતે મને શ્મશાન પહોંચાડવા જ આવશે. તે પહેલાં તું આવશે એવી આશા મેં તો છોડી દીધી હતી. એમ કહી તે હસવા લાગી.

વિમાનવિહારીએ કહ્યું, " પરન્તુ માજી, હું તો એ પછી ઘણી વાર આવી ગયો છું; પણ એ ખરૂં કે આપને મળવા આવ્યો નથી."

તારાસુંદરીએ હસતા વદને કહ્યું, " એ હું જાણું છું. સુરેશ્વર મને દર વખતે તારા સમાચાર આપતો હતો. "

ત્યાર બાદ વિમાન વિહારીને એક ખુરશી પર બેસાડી તારા-સુંદરી એક પછી એક તેના ઘરના બધા સમાચાર પૂછવા લાગી.

સુરેશ્વરનો પ્રસંગ ઉપસ્થિત કરવા વિમાનવિહારી તલપાપડ થઇ ગયો હતો. પણ વાત કઈ રીતે ઉપાડવી તે તેના ખ્યાલમાં ઉત-રતું નહોતું. તો પણ છેવટે બહુજ ટુંકાણમાં તારાસુંદરીના પ્રશ્નોના જવાબ આપી તેણે એ વાત ઉપાડી. થોડી વાર ગાળા ચાલ્યા બાદ તેણે કહ્યું, " કાલે છાપાંમાં સુરેશ્વરના સમાચાર વાંચી બહુ દીલગીર થયો છું. " આ શબ્દો તદ્દન જૂઠા હોય તેવો ભાસ વિમાનવિહારીને પોતાને થયો તેથી એ સંબંધમાં વધારે કંઈ ન બોલતાં તે અટકી ગયો.

થોડી વાર વિચાર કર્યા બાદ તારાસુંદરીએ કહ્યું " ખરી રીતે એમાં દીલગીર થવા જેવું ખાસ કંઈ જ નથી. જે જે જાતનો વેપાર કરે તેને તે જાતની જવાબદારી ઉઠાવવી જ પડે. વળી જે માણસ જેલનાં કષ્ટ કરતાં બહારનાં કષ્ટને ઓછું ન ગણતો હોય તેને તું શું કરે કહે જોઉં? મેં બહુ સારી રીતે બધી બાજુનો વિચાર કરી જોયો છે. પણ તેમાં મને દીલગીર થવા જેવું કંઇ જ જણાયું નથી. મારો છોકરો જેલમાં ન જતાં સાસરે જાય તો તે મારે માટે સારૂં ગણાય. પરંતુ તે રીતે બધાના છોકરા જો સાસરે જાય તો દેશનું શું થાય તે કહે જોઉં ? દેશને તો કંઇ સાસરૂં નથી. " એમ કહી તારાસુંદરી હસવા લાગી.

તારાસુંદરીનાં વચનો સાંભળી વિસ્મયથી દિગ્મૂઢ બની વિમાન-વિહારી થોડી વાર તેના તરફ તાકી રહ્યો. ગુજરાતની એક જૂના જમાનાની સ્ત્રી જેનો એકનો એક પુત્ર જેલમાં પડયો છે તે આવા વિચારો દર્શાવી શકે તે તેની જાણ બહારની વાત હતી; તેણે હર્ષથી પ્રફુલ્લ બનેલી આંખોએ કહ્યું, "આપ જે કંઈ કહો છો તે એક વખત નહિ પણ હજાર વખત સત્ય છે. પરંતુ કેટલીક મા આપની પેઠે વિચાર કરી શકે છે?"

તારાસુંદરીએ માથું હલાવી કહ્યું "એમ કહે નહિ બેટા! હું એમાં શું મોટું કામ કરી બતાવું છું? હું તો હજુ એક વર્ષ પછી પુત્ર ઘેર આવશે એવા વિચારથી આનંદિત બની બેઠી છું. પરંતુ પ્રાચીન કાળમાં આપણા દેશમાં જેઓ પોતાને હાથે પતિ તથા પુત્રને યુદ્ધનાં હથિયારો સજાવતી તેઓના વિચારો તપાસી જો જોઉં! એજ દેશમાં આપણે વસીએ છીએ પરંતુ એ બધી વાતો અત્યારે આપણને અરેબિઅન નાઇટ્સની વાતો થઇ પડી છે!"

પીડાતુર હૃદયે વિમાનવિહારી બોલ્યો "ખરૂં મા!"

થોડે દૂર માધવીને જતી જોઇ તારાસુંદરીએ બૂમ પાડી કહ્યું, "ઓ માધવી, જો તો ખરી વિમાન આવ્યો છે તે."

માધવીએ પાસે આવી વિમાનવિહારીને નમસ્કાર કર્યા.

સામા પ્રણામ કરી વિમાને હસતા વદને કહ્યું, " માના મુખે દેશસેવાના મંત્રો સાંભળું છું. જો જો વળી બીજો રત્નાકર ભીલ બીજો વાલ્મીકિ ન થઈ જાય !"

માધવીએ હસતા વદને કહ્યું "અરે ! તેને તો સાઠ હજાર વર્ષ લાગ્યાં હતાં! એ સિવાય બીજું એકેય ઉદાહરણ નથી કે જેમાં એક પળમાં કાર્ય સિદ્ધ થયું હોય !" એમ કહી માધવી હસવા લાગી.

વિમાનવિહારીએ હસતાં હસતાં કહ્યું, "તેમ તો કેવળ જાદુઇ લાકડી વડે જ થઇ શકે. જો એવી કોઈ જાદુઈ લાકડી રાખતાં હો તો સ્પર્શ કરાવો. મને તેમાં કંઈ જ હરકત નથી !"

તારાસુંદરીએ આ વાતચીતમાં ભાગ લઇ કહ્યું, " હું આશીર્વાદ આપું છું કે વિમાન, એ જાદુઇ લાકડીનો સ્પર્શ તને તારે સાસરેથીજ થશે. મેં સુરેશ્વરને મ્હોંએ જે કંઇ સાંભળ્યું છે તે પરથી મને ખાત્રી થઇ છે કે તું સાસરે જઇશ તો દેશને નુકસાન નહિ થાય. ઉલટો લાભજ થશે." એમ કહી તે હસવા લાગી.

તારાસુંદરીનાં વચનો સાંભળી માધવી પણ મંદમંદ હસવા લાગી. પરંતુ તે સ્મિત વાદળામાંના વજ્ર જેવું હતું. એ હાસ્યમાં વેદના પણ છુપાઇ રહી હતી. પોલિસના હાથથી પકડાયા પછી સુરેશ્વરે માધવી પાસે પ્રતિજ્ઞા કરાવી હતી કે તારે એવું કંઇ પણ કાર્ય ન કરવું કે જેથી વિમાન અને સુમિત્રાનાં મિલનમાં અડચણ થાય. આ વચનને લીધે પોતે કંઇ જ કરી શકે તેમ નહોતું એ વિચાર મનમાં આવતાં માધવીનો વિમાનવિહારી પ્રત્યે એક પ્રકારના દ્વેષનો ભાવ જાગ્રત થવા લાગ્યો.

વાતવાતમાં સુરેશ્વરને થએલી શિક્ષાનો પ્રસંગ નીકળ્યો. વિમાને કહ્યું, "ગુન્હાને મુકાબલે શિક્ષા બહુ વધારે થઇ છે !"

થોડીવાર વિચાર કર્યા પછી તારાસુંદરીએ કહ્યું, " બેટા, પણ હું તો એમ ધારતી નથી. કારણ કે સુરેશ્વરે જે કંઇ કર્યું છે તે જો અપરાધ જ હોય તો શિક્ષા જરા પણ વધારે થઈ નથી. જે તમારી વ્યવસ્થા ઉલટાવી નાખવાનો પ્રયત્ન કરે તેને તમે એક વર્ષની સજા કરો તે કંઇ વધારે ગણાય ? વળી વિના અપરાધે સુરેશ્વરને શિક્ષા થઇ છે એમ કહેતો હોય, અગર તેમ કહેવાનો ઇરાદો હોય તો પણ મારે તેમાં કંઈજ બોલવાનું નથી. જેઓ અન્યાય કરે છે એમ જ લાગતું હોય તેની પાસે ન્યાયની આશા રાખવી એ ફોકટ છે. જે ગાલ પર લપડાક મારે છે તેની પાસે પીઠે હાથ ફેરવાવવાની આશા રાખવી એ વૃથા છે ! "

તારાસુંદરીનાં વચનોનો જવાબ અપાય તેમ ન હોવાથી વિમાન-વિહારી ચુપચુપ બેસી રહ્યો.

માધવીએ હસતાં હસતાં કહ્યું, " મા, તમે કયા પક્ષના થઇ વાત કરો છો તે સમજાવું મુશ્કેલ છે. કોઇ પણ પક્ષ તમારી વાત સાંભળી સંતોષાશે તો નહિ જ પણ તેની સાથે અસંતુષ્ટ પણ થશે નહિ ? "

આ વચનોનો જવાબ આપતાં વિમાનવિહારી બોલ્યો, " વાજબી વચનો એવાં જ હોય છે. તેથી કોઈ સંતોષ પામતું નથી તેમ અસં-તોષ પણ પામતું નથી. માણસને પૂરેપૂરો સંતુષ્ટ અથવા અસંતુષ્ટ કરવાનો મુખ્ય ઉપાય એ જ છે કે તેના વિષે વાસ્તવિક રીતે હોય તેથી ઉલટી વાતો કહેવી. "

માધવી સ્મિત કરી બોલી, " પરંતુ કાણા ને કાણો કહેતાં તે મારવા દોડે તો ? "

વિમાને કહ્યું, " એ ખરી વાત, પરંતુ તેને સુંદર આંખો વાળો કહેતાં ઉલટો વધારે ખીજાય. "

માધવીએ કહ્યું, " એ વાત ખરી ! "

વિમાનવિહારીએ આગળ ચલાવ્યું, " માણુસને ખુશી કરવું હોય તો તેની ભૂલોને પણ કુશળતાપૂર્વક ગુણના રૂપમાં ફેરવી નાખવી પડે છે; જૂઠાને ચતુર કહેવો પડે, બદમાસને વીર કહેવો પડે અને ન્યાયાધીશને ધર્માવતાર કહેવો પડે. "

વિમાનનાં વચનો સાંભળી માધવી અને તારાસુંદરી બંને હસવા લાગ્યાં.

સુરેશ્વરના કારાવાસ પછી માધવી અને તારાસુંદરીના અંતરમાં જે એક પ્રકારની દીલગીરી ભરાઇ બેઠી હતી તે વિમાનવિહારીના આગમનથી હલકી પડી ગઇ. વાદળાં વિખરાઈ આકાશ નિર્મળ થઇ ગયું હતું અને વસન્ત ઋતુનો સમધાત વાયુ તથા વિમળ સૂર્ય કિરણોને વિષે એક પ્રકારની પ્રશાંત પ્રસન્નતા વિરાજી રહી હતી. તે સર્વની ઉપશામક ક્રિયાના પ્રભાવથી વિવિધ વેદનાથી વિંધાએલાં ત્રણ પ્રાણીઓનું આ સમ્મિલન ચિત્તાકર્ષક થઇ પડયું.

વિમાને કહ્યું, " વાતો કરતાં કરતાં આપનો સવારનો વખત તો ગુમાવતો નથી ને ? "

તારાસુંદરીએ કહ્યું. " સવારના વખતે કામ તે શું હોય? ત્રણ જણનું રાંધવું એટલું જ ને? તેમાં તે કેટલો વખત લાગવાનો હતો? વળી તે કામમાં એકાદ બે કલાક મોડું થાય તો પણ કંઇ નુકસાન જવાનું નથી. હા, એક બાત છે. તારે પોતાને કચેરીમાં જવાનું મોડું થતું હશે. "

તારાસુંદરીનાં વચનો સાંભળી વિમાનવિહારીએ શરમાઇ જઈ કહ્યું, " એક તરફ નુકસાન સ્વીકાર્યા સિવાય બીજી તરફનો લાભ થઇ શકે નહિ ? "

માધવીએ હસતાં હસતાં કહ્યું, " પરંતુ વધારે નુકસાન કરી થોડો લાભ કરવો એ સારૂં નથી. "

" નફાતોટાના હિસાબો નિશાળમાં જે રીતે કરતો હતો, તેજ રીતે જીવનમાં કર્યા હોત તો જીવન આવું બેહિસાબી થઈ જાત નહિ."

એમ કહી તે હસવા લાગ્યો.

તારાસુંદરીએ પ્રસન્ન વદને કહ્યું, " હિસાબ તો ચોપડામાં જ સારો લાગે. જીવનને વધુ પડતું હિસાબી બનાવીએ તો જીવનમાર્ગમાં બહુ આગળ વધાય જ નહિ. ડગલે ડગલે ઉભું રહેવું પડે. પણ એ પરથી એમ ન ધારતો કે હું તને વિચારહીન થઇ સાહસ કરવાનું કહું છું." એમ કહી તે હસી પડી.

વિમાનવિહારી હસતો હસતો ઉભો થઈ બોલ્યો, " તો પછી વિચારહીન થઈ હું આપનો સમય ગુમાવીશ નહિ. હું હવે જાઉં છું. હું આજે આપને કહેવા આવ્યો હતો કે સુરેશ્વર પાછા ન ફરે ત્યાં સુધી તેના કર્તવ્યનો કેટલોક ભાગ મને આપશો. હું વખતોવખત આવતો તો જઇશ જ: પણ તે સિવાય જ્યારે જરૂર પડે ત્યારે રાતદિવસનો વિચાર કર્યા સિવાય મને ખબર આપશો કે તરત હું આપની સેવામાં હાજર થઇશ. "

વિમાનવિહારીનાં વચનો સાંભળી તારાસુંદરીની આંખોમાં આંસુ ઉભરાયાં. તેણે કહ્યું, " તું કંઈ પારકો છે! જો જરૂર પડશે તો કોઇ પણ વાત તને કહ્યા સિવાય નહિ રહું. જ્યારે તને ફુરસદ મળે ત્યારે અમારી ખબરઅંતર પૂછી જજે બેટા!" ત્યાર પછી માધવી તરફ જોઇ કહ્યું " માધવી રામાને કહી વિમાન માટે કંઇક નાસ્તો મંગાવ. "

પરંતુ વિમાનવિહારીએ કોઇપણ રીતે આ આજ્ઞા અમલમાં મૂકવા દીધી નહિ. તેણે કહ્યું " મા અને દીકરા વચ્ચે હું કોઈ પણ જાતના સામાજિક સંબંધનું સ્થાન રાખવા દઇશ નહિ; જે દિવસ ભૂખ લાગશે તે દિવસ હું જાતે માગી લઇશ. "

માધવીએ તારાસુંદરી તરફ જોઇ ધીમેથી કહ્યું, " મા, ભાઇ જેલમાં શું ખાય છે તે ખબર વિમાનભાઈ કદાચ મેળવી શકશે ?"

તારાસુંદરીની વિનંતિ માટે રાહ ન જોતાં વિમાને કહ્યું, "હું નક્કી એ ખબર લાવી આપીશ અને એ પણ સંભવિત છે કે તેના ખાવાપીવાના સંબંધમાં કાંઇક સારી વ્યવસ્થા પણ કરાવી શકીશ."

તારાસુન્દરીએ કહ્યું " બેટા, હું જાણું છું કે તું એમ કરાવી શકે તેમ છે પણ તેની કંઇ જરૂર નથી. આવી વિનંતિ કરતાં પોતાને સહેજ પણ હલકા પડવું પડે છે. તે સિવાય એવી વ્યવસ્થા કરીને પણ તું શું કરે ? હું તો સુરેશ્વરને સારી રીતે ઓળખું છું. જેલની સામાન્ય સગવડ સિવાય તે તલભાર પણ વધારે સગવડ સ્વીકારશે જ નહિ. વળી એવો સ્વીકાર કરવો ઉચિત પણ નથી. પોતાની અવસ્થા કરતાં વધારે વ્યવસ્થા કરતાં કોઇનું ભલું થતું નથી."

આ પ્રમાણે સ્વાધીન અને સબળ દલીલ દ્વારા પોતાના ઠરાવનું ખંડન થએલું જોઈ વિમાનવિહારી બોલ્યો, " ત્યાર પછી સુરેશ્વર જેલમાં શું ખાય છે તે જાણવાની શી જરૂર ?"

માધવી તરફ એક વાર ચકિત દ્રષ્ટિપાત કરી તારાસુંદરી હસતા વદને બોલી, " માધવીનો એવો હેતુ છે કે સુરેશ્વર જેલમાં જેવો ખોરાક લે છે તેવોજ ખોરાક બને તો ઘેર પણ શરૂ કરવો. દેશના અને ઘરના સુપુત્રો જે ખાવાનું ખાઇ જીવન ધારણ કરી રાખે છે, તેના કરતાં વધારે સારો ખોરાક ઘરનાં માણસોએ ખાવો ન જોઇએ એવી તેની ધારણા છે." ત્યાર પછી તે થોડીવાર થોભી બોલી, " આ વિચાર અમલમાં મૂકવા તે કંઇ તું બાતમી લાવે ત્યાં સુધી થોભે તેવી નથી. અત્યાર સુધીમાં તેણે પોતાની કલ્પના વડે જે કંઇ ધાર્યું છે તે અમલમાં મૂકી પણ દીધું છે." એમ કહી તારાસુંદરી માધવી ભણી જોઇ રહી.

વિસ્મિત, વિમુગ્ધ નેત્રે વિમાનવિહારીએ માધવી તરફ જોયું. તે સરળતાની મૂર્તિ સમી ઉભી ઉભી હસતી હતી, તેના મુખપર લજ્જા

અથવા સંકોચની એક પણ રેખા જણાતી નહોતી કે જેથી પોતે જે કંઇ કર્યું છે તેમાં જોનારને અસાધારણપણું જણાય! નિઃશબ્દ પ્રશંસા દ્વારા વિમાન માધવીના નિર્વિકાર મુખ તરફ જોઈ રહ્યો.

"વિમાન, જેલખાનામાં કેદીઓને પાથરવાનું શું મળતું હશે તે જાણો છે?"

આ બાબતમાં વિમાનવિહારી બરાબર જાણતો નહોતો. તેણે કહ્યું, "બરાબર જાણતો નથી."

તારાસુંદરીએ કહ્યું, "હું પણ બરાબર જાણતી નથી; પરંતુ માધવીએ તો એક કામળી અને એક ઈંટ વડે પોતાનું બિછાનું તૈયાર કર્યું છે. મને લાગે છે કે જેલખાનામાં એથી વધારે સારૂં બિછાનું તો નહિ જ આપતા હોય."

માધવીએ કહ્યું, "હું તો એક ઈંટ પણ રાખું છું. પરંતુ તમારે તો એ પણ નથી!"

તારાસુંદરીનું શાંત, સફેદ મ્હોં લાલચોળ થઇ ગયું. તેણે કહ્યું, "એ તો કંઇ આજકાલની વાત નથી. એની તો મને એવી ટેવ પડી ગઇ છે કે મને તેમાં જરાયે કષ્ટ થતું નથી. વળી ઈંટ પર માથું રાખી સુવા કરતાં એમને એમ સુવું એ વધારે સારૂં છે."

વૈધવ્ય પછી તારાસુંદરીએ નાના પ્રકારની ચીજો સાથે ઓસીકું પણ તજ્યું હતું. એ વાત જાણવામાં આવતાં વિમાનના મનમાં તારાસુંદરી પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઈ, પરંતુ દીલગીરી પેદા થઇ નહિ. પરંતુ માધવી કઠણ પથારી પર શયન કરે છે એ સાંભળી તેને બહુ જ દુઃખ લાગ્યું; તેણે દીલગીર અવાજે કહ્યું, "આવું કષ્ટ ન વેઠતાં હોત તો સારૂં હતું! આ તો તપસ્યા જેવું કઠણ છે!"

વિમાનનાં વચનો સાંભળી માધવી હસી પડી. તેણે કહ્યું, "તપને આટલું બધું હલકું કેમ બનાવી દો છો! ઈંટ જેટલી કઠણ છે તેટલું કઠણ ઈંટ પર માથું રાખી શયન કરવું એ નથી. તેમાં પણ કામળી

વડે ઈંટ ઢાંકી રાખવાથી તો એ કઠણાશ બહુ ઓછી થઇ જાય છે."

વિમાને હસતા વદને કહ્યું, "કામળી વડે ઢાંક્યા છો કે વચનો વડે ઢાંકો છે તે બરાબર સમજી શકતો નથી!"

વિમાનનાં વચનો સાંભળી માદીકરી હસી પડયાં.

જવાની તૈયારી કરતો કરતો વિમાનવિહારી માધવીના મુખ ભણી જોઇ શરમાતે મુખે બોલ્યો, "તે દિવસના સૂતર સળગાવવાના અપરાધ બદલ આજે હું અંતઃકરણપૂર્વક ક્ષમા માગું છું. આજે હું બરાબર સમજ્યો કે તે દિવસે મેં દેવાલયમાં પશુહત્યા કરી છે!"

માધવીએ ઉતાવળથી કહ્યું, "ના, ના, એવું કંઇ બોલાશો નહિ! તે પ્રસંગ તો તે જ દિવસે પૂરો થઈ ગયો છે!"

તારાસુંદરી આ વાત સંબંધી કંઇ જાણતી નહોતી તેથી તેણે પૂછ્યું, "એ પ્રસંગ કયો?"

વિમાને મંદ હાસ્ય કરી કહ્યું, "એ એક અતિશય ગેરવાજબી પ્રસંગ હતો! તે સંબંધી સંપૂર્ણ વિગત જણાવતાં વાર થશે." તેણે માધવી તરફ જોઈ કહ્યું, "આપ ફુરસદ મળ્યે માજીને બધી વાત સંભળાવશો." ત્યાર પછી થોડી વાર વિચાર કરી તેણે કહ્યું, "આપે તો પ્રાયશ્ચિત્ત કર્યું છે. પણ મારાથીએ એ બાબતનું પ્રાયશ્ચિત અનાયાસે થઇ ગયું છે; જો કે તે ઇરાદાપૂર્વક તો થયું નથી. બીજે દિવસે જ્યારે મને યાદ આવ્યું કે આપ બંને ભાઈબ્હેને અપવાસ કર્યો છે ત્યારે તરત મારૂં ગળું એકાએક ઝલાઈ ગયું! તે આખો દિવસ મારા ગળા નીચે અન્ન કે પાણી ઉતર્યું જ નહિ?"

માધવીએ વેદનાયુકત વદને કહ્યું, "એ તો અમારો ભારે અન્યાય કહેવાય!"

"અન્યાય કોનો હતો તે માજી પાસે તપાસાવી જો જો." એમ કહી વિમાનવિહારી હસતો હસતો ઘર બહાર નીકળી ગયો.

વિકટોરિઆ ગાર્ડન તરફ જતા રસ્તા પર ચાલતાં ચાલતાં તેને લાગ્યું કે કોઇ એક પવિત્ર દેવાલયમાંથી મારૂં બહિર્ગમન થયું છે. તે

હળવાં હૃદયે, નાનાં નાનાં ડગલાં ભરતો ગાર્ડન પાસે આવી પહોંચ્યો. ત્યાંથી તે સીધો ઍલિફન્ટ રોડ તરફ ચાલ્યો. જતી વેળા તેણે નિશ્ચય કર્યો હતો કે પાછા વળતાં પોતે સુરેશ્વરને ઘેર જઈ આવ્યો છે એ વાત સુમિત્રાને જણાવી આવવી. પરંતુ ખાદી ભંડાર પાસે આવતાં તેને વિચાર થયો કે આ વાત સુમિત્રા જાણે તોય શું અને ન જાણે તોય શું? આવા વિષાદમય વિચારથી તે રસ્તા પર જ થંભી ગયો.

અચાનક ખાદી ભંડારના મોટા અક્ષરે લખાએલા નામે તેનું ધ્યાન ખેંચ્યું. એકાએક કંઇક વિચાર આવવાથી તે ભંડારમાં ઘૂસી ગયો અને ઉંચી સાડી ખરીદી બહાર આવ્યો.

ઘેર જઈ સુરમાના હાથમાં ખાદીની સાડીનું બંડલ મૂક્યું. તેણે એ બંડલ તેના હાથમાં મૂકતાં મૂકતાં કહ્યું, " ભાભી, તમારે માટે એક નવી ચીજ લાવ્યો છું, આપ તે વખતે વખતે વાપરજો. "

સુરમાએ કુતૂહળતા પૂર્વક બંડલ તોડયું અને આશ્ચર્ય પામી બોલી ઉઠી, " આ તો ખાદી છે? "

"કેમ, તમને પસંદ નથી?"

"પસંદ કેમ ન હોય? પસંદ તો ખૂબ પડે. પણ તમે સરકારી અમલદાર થઈ ખાદી ખરીદી એજ મારા આશ્ચર્યનું કારણ છે!"

" કેમ ભાભી, સરકારી અમલદાર શું એટલા બધા બાયલા હોય છે કે એકાદ ખાદીનું વસ્ત્ર પણ ન ખરીદી શકે? "

સુરમાએ હસતાં હસતાં કહ્યું, "તમને તો એ વાત લાગુ પડતી નથી વિમાનભાઇ! ખાસ કરીને જે સરકારી અમલદારની સ્ત્રી અથવા ભવિષ્યમાં થવાની સ્ત્રી કેવળ ખાદી પહેરતી જ ન હોય કિંતુ રેંટીઓ પણ ફેરવતી હોય તે અમલદારને બાયલા થવું પરવડે જ કેમ? "

સુરમાના સવાલનો કંઇ પણ જવાબ ન આપતાં વિમાન હસવા લાગ્યો.

સાંજરે કચેરીમાંથી પાછા ફરતાં વિમાને જોયું કે સુરમા તો ખાદીની સાડી પહેરી ઘરમાં હરેફરે છે.

તેણે તેની પાસે જઇ હસતા વદને કહ્યું, " ભાભી બહુ સુંદર લાગે છે ! મને એમ લાગે છે કે જાણે આપણા ઘરમાં એક પ્રકારનો નવીન પ્રકાશ આવી પડયો છે ! "

મીઠું હાસ્ય હસી સુરમા બોલી, " ભલેને એમ લાગે તોય શું ? પણ હવે જલદી નાસ્તો કરી લો અને મને ઘેર મૂકવા ચાલો. માએ કહાવી મોકલ્યું છે કે એક બહુજ જરૂરી કામ છે. રાત્રે તમે ત્યાંજ જમજો. "

વિમાને વિસ્મય પામી કહ્યું, " આ વેળા ત્યાં જશો ? "

" કેમ, તમને બીક લાગે છે ? "

આંખો નચાવતો વિમાન બોલ્યો. "મારી વાત જવા દો, તમને બીક લાગે છે કે નહિ એ જ કહો એટલે બસ ? "

સુરમાએ હસતા હસતાં કહ્યું, " શા માટે બીક લાગે ? મા જ્યારે એક છોકરીનું સહન કરે છે તો પછી બીજી છોકરીનું પણ સહન નહિ કરે ! "

વિમાને મંદ હાસ્ય કર્યું, " તે છોકરીને હવે વળી જુદી જ મૂર્તિમાં સહન કરવી પડે છે. "

વિસ્મય પામી સુરમાએ કહ્યું, " કેવી મૂર્તિમાં ? "

" ત્યાં જશો એટલે જોશો. ખાદી તજી સુમિત્રાએ હવે પૂરેપૂરો વિલાયતી પોશાક પહેર્યો છે. બદમાસને સાધુના વેશમાં જોતાં માણસો જેમ ચમકી ઉઠે તેમ સુમિત્રાને વિલાયતી પોશાકમાં સજ્જ થએલી જોઇ મા ચમકી ઉઠયાં લાગે છે. મને લાગે છે કે આ પગરણ સારાને માટે છે કે ખરાબને માટે છે તે તેઓ ઠીક કરી શકતાં ન હોવાથીજ તમારી સલાહની તેમને જરૂર પડી છે. " એમ કહી તે હસતો હસતો પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૩૧ મું

## માતૃસ્નેહનો વિજય

થોડા દિવસ પછી એક રાત્રે અચાનક જયાલક્ષ્મીની ઉંઘ ઉડી ગઇ. તેને લાગ્યું કે પાસેના ઘરમાં કોઇ જાગે છે. સુમિત્રા ને વિમળા એ ઘરમાં સૂતાં હતાં. થોડી વાર પહેલાં ઘડિઆળમાં બેના ટકોરા થયા હતા તે જયાલક્ષ્મીએ સાંભળ્યા હતા. તે પથારીમાંથી ઉઠી. વચ્ચેનું બારણું ઉઘાડું હતું, તે વાટે તે પેલા ઓરડામાં ગઇ. પથારી પાસે જતાં જ તેને જણાયું કે સુમિત્રા જાગે છે.

"આટલી રાત સુધી હજુ જાગે છે? કંઇ અસુખ તો નથી ને?"

સુમિત્રાએ કહ્યું, "ના, અસુખ તો કંઈ જ નથી."

"ત્યારે કેમ જાગે છે?"

"ગરમી બહુ પડે છે તેથી ઉંઘ આવતી નથી."

"અત્યાર સુધી જરાય ઉંઘ નથી આવી?"

થોડીવાર વિચાર કરી સુમિત્રાએ મૃદુ સ્વરે કહ્યું, "ના."

જયાલક્ષ્મીએ વ્યાકૂળ થઈ કહ્યું, "એ શું! બે વાગ્યા છતાં હજુ ઉંઘી નથી? આ માઘ માસમાં વળી ગરમી કયાંથી આવી?"

સુમિત્રાએ મૃદુહાસ્ય કરી કહ્યું, "મા, મને કંઈ નથી. હવે થોડી વારમાં ઉંઘ આવી જશે. તમે ચિંતા કરશો નહિ. સૂઇ રહો."

આ સાન્ત્વનાનાં વચનોએ જયાલક્ષ્મીને શાંત કરી નહિ. તેણે સુમિત્રાના કપાળ પર હાથ મૂકયો. કપાળ પર પરસેવાનાં ટીપાં બંધાયાં હતાં. માઘ માસ પૂરો થવા આવ્યો હતો. હજુ ટાઢ પડતી હોવાથી વીજળીના પંખા ઢાંકી દેવામાં આવ્યા હતા. તેથી તે પોતાના ઓરડામાંથી એક સાદો પંખો લાવી સુમિત્રાને પવન ઢોળવા લાગી.

સુમિત્રાએ વ્યાકૂળ ચિત્તે માથું ઉંચું કરી કહ્યું, “ મા, એમ કરવાથી તો મને ઉંઘ આવતી હશે તોય નહિ આવે. તમે સૂઇ રહો. હું પાંચ મિનિટમાં ઉંઘી જઇશ. ”

સુમિત્રાનું માથું ધીમે ધીમે ઓશીકા પર મૂકી જયાલક્ષ્મીએ ગળગળા અવાજે કહ્યું, “ ઉંઘ, સુમિત્રા ઉંઘ ? પાંચ મિનિટ તને પંખો કરતાં હું કંઇ મરી જવાની નથી. તું આઠ વરસની હતી ત્યારે ટાઇફોઇડ તાવના પંજામાં સપડાઇ હતી. તે વખતે તો હું આખી રાત તારી પથારી પાસે બેસી પવન ઢોળ્યા કરતી હતી. તે વખતે તો તું મને સૂઇ જવાનું કહેતી નહોતી ? ”

સુમિત્રાએ મંદ મંદ હાસ્ય કરી કહ્યું, “ વારૂ, ત્યારે થોડી વાર બેસો. પણ વધારે સમય ગુમાવતાં નહિ; હું ઊંઘી જાઉં કે તરત સૂઈ રહેજો. ” ત્યાર પછી તે પડખું ફેરવી ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગી.

હવા ઢોળતી ઢોળતી જયાલક્ષ્મી સુમિત્રાના મુખ સામું એકી નજરે જોઇ રહી. આખું મુખ દેખાતું નહોતું. જેટલું દેખાતું હતું તેટલું પણ ઝાંખા દીવાના પ્રકાશમાં સ્પષ્ટ દેખાતું નહોતું. છતાં જયાલક્ષ્મીને તેના ચ્હેરામાં વેદનાનાં ચિહ્નો સ્પષ્ટ જણાવા લાગ્યાં. દુર્બળ થઇ ગયેલાં શ્યામણાં મ્હોં તરફ તાકી તાકીને જયાલક્ષ્મીની આંખો ભીની થઇ ગઈ. ફળદ્રુપ ખેતરમાંની વેલ ઉપાડી કોઇ સૂકી જમીનમાં રોપી હોય અને તેથી તે તદ્દન કરમાઇ જાય તેમ સુમિત્રા કરમાઇ ગઈ હતી એ જયાલક્ષ્મીના જાણમાં આવી ગયું. તેને શંકા થઈ કે હવે પૂરેપૂરો સ્નેહરસ સીંચીશ તો પણ ભાગ્યે જ તે અગાઉના જેવી પ્રફુલ્લ થશે. આ શંકા મનમાં જાગ્રત થતાં જ જયાલક્ષ્મીનો શ્વાસ ઘુંટાવા લાગ્યો.

સુમિત્રા ઊંઘી ગઇ ત્યાર પછી પણ જયાલક્ષ્મી તેની પાસે બેસી રહી. છેવટે ત્રણ વાગ્યા પછી તે ઉઠી અને પથારીમાં જઈ સૂતી પણ બાકીની રાત સુમિત્રા વિષેની ચિંતામાં જ પસાર થઈ.

બીજે દિવસે સવારમાં જયાલક્ષ્મીએ સુમિત્રા વિષેની વિમળાને કેટલીક વાતો પૂછી.

વિમળાએ કહ્યું, " રાતમાં કોઇ કોઈ વેળા મારી ઊંઘ ઉડી જાય છે, ત્યારે બ્હેનને જાગતાં જોઈ હું પૂછું છું કે કેમ ઊંઘતાં નથી તો જવાબ આપે છે કે ગરમી થાય છે. તે સિવાય" આ વાક્ય અધુરૂં રાખી વિમળા થંભી ગઇ. પ્રશ્નની અંદર જે વાતનો સમાવેશ ન થાય તેનો ઉલ્લેખ ન કરવો એ તેને યોગ્ય લાગ્યું.

જયાલક્ષ્મીએ આગ્રહપૂર્વક પૂછ્યું, " તે સિવાય શું ? "

વિમળાને આ વખતે જવાબ આપવો પડયો, " તે સિવાય, દરરોજ સૂતી વેળા અને ઊઠતી વેળા બ્હેન ઉત્તર તરફ મુખ રાખી પ્રણામ કરે છે.

જયાલક્ષ્મીએ નવાઇ પામી પૂછ્યું, " પ્રણામ કરે છે ! કોને પ્રણામ કરે છે ? "

પ્રશ્ન પૂછતાં જ જયાલક્ષ્મીના મગજમાં એક વાત વીજળીના ઝબકારાની પેઠે પસાર થઇ ગઈ. ત્યાર બાદ તે વાતની સાથે સંબંધ રાખતી એક બીજી વાત યાદ આવતાં તેણે પોતાનું અનુમાન કેટલે દરજ્જે સાચું છે તે જાણવા માટે વિમળાને પૂછ્યું, " તમે તો હંમેશાં દક્ષિણાદું માથું રાખી સૂતાં હતાં, ઉત્તરાદું વળી કયારથી રાખવું શરૂ કર્યું ! "

વિમળાએ કહ્યું, " સુમિત્રા બ્હેને એ ઓરડામાં સૂવાની શરૂઆત કરી ત્યારથી. તે ઓરડામાં સૂવાના પહેલાજ દિવસે બ્હેને ઓશિકાં ઉત્તર બાજુએ ફેરવી નાખ્યાં હતાં. "

જયાલક્ષ્મીએ હવે કંઈ પણ પ્રશ્ન પૂછ્યા નહિ. ઉત્તર તરફ મુખ રાખી સુમિત્રા સુરેશ્વરને જ પ્રણામ કરે છે એની તેને ખાત્રી થઇ ગઇ. કારણ કે સાબરમતી જેલ ઉત્તર દિશામાં હતી. વળી દક્ષિણ દિશા તરફ માથું રાખી ન સૂવાનું કારણ પણ તેના ખ્યાલમાં

આવી ગયું. જો તેમ કરે તો સુરેશ્વર તરફ પોતાના પગ આવે. સુરેશ્વર તરફ માન દર્શાવવા ખાતર જ સુમિત્રા આ બધું કરતી હતી તે બાબતમાં જયાલક્ષ્મીને કંઇજ સંદેહ રહ્યો નહિ. તે ચિંતાતુર વદને ઘર કામ કરવા લાગી.

આખો દિવસ જયાલક્ષ્મીએ સુમિત્રા પર બરાબર ધ્યાન આપ્યું. તેને હવે સ્પષ્ટ જણાવા લાગ્યું કે સુમિત્રાનો ચ્હેરો તદ્દન બદલાઇ ગયો છે; તેના હાસ્યપ્રદીપ્ત મુખ મંડળ પર વિષાદની છાયા પડી છે. આંખોની કાળી કીકીઓ મલિન થઇ ગઇ છે અને કિનારેથી પાણીનો પ્રવાહ ખસી જાય તેમ સમસ્ત દેહમાંથી તંદુરસ્તી અને સુંદરતા દૂર થવા લાગી છે. સુમિત્રાની સ્તબ્ધ, ગંભીર આકૃતિ જોઇ જયાલક્ષ્મીને બહુ બ્હીક લાગી. સુમિત્રાની આ દશા જોઇ તેની આંખોમાં પાણી ઉભરાયાં.

ત્યાર પછી થોડી વાર સુધી જયાલક્ષ્મીના હૃદયમાં ક્રોધ, અભિમાન, સંકોચ, દૃઢતા વગેરે જુદી જુદી લાગણીને માતૃસ્નેહ સાથે દ્વંદ્વયુદ્ધ ચાલ્યું. છેવટે પુષ્કળ અડચણો ખમ્યા છતાં માતૃસ્નેહને જીત મળી.

સાંજરે સુમિત્રા હાથપગ ધોઇ નહાવાના ઓરડામાંથી બહાર નીકળી એટલે જયાલક્ષ્મીએ તેને પોતાના ઓરડામાં બોલાવી.

ઓરડામાં પ્રવેશ કરતાં જ સુમિત્રાએ પૂછ્યું, “ મા, શું કામ છે ? ”

જયાલક્ષ્મી સુમિત્રાની પીઠ પર માયાપૂર્વક હાથ ફેરવતી ફેરવતી બોલી, “ આમ માંદા જેવી કેમ થતી જાય છે બ્હેન ? ”

માની વાત સાંભળી સુમિત્રા હસી પડી; તેણે કહ્યું “ આજ વાત છે ને ! મેં તો ધાર્યું હતું કે કંઈ અગત્યનું કામ હશે ! ” ત્યાર પછી પોતાના શરીર પર નજર ફેરવી તેણે કહ્યું, “ માંદી લાગું છું? મને તો એમાંનું કંઈ જણાતું નથી. ”

" મને તો તું દહાડે દહાડે દુબળી થતી જણાય છે! રાત્રે ઉંઘ કેમ નથી આવતી ? કહે જોઉં ? "

સુમિત્રાએ હસતાં હસતાં કહ્યું " ઉંઘ તે શું ન આવે ? ઉંઘ આવતાં સહેજ વિલંબ થાય છે એટલુંજ. "

જયાલક્ષ્મી આગ્રહપૂર્વક બોલી " વિલંબ કેમ થાય છે તેજ પૂછું છું. સુમિત્રા, સાંભળ. હું તારી મા છું. મારી પાસે કંઈજ છુપાવીશ નહિ! બાપની સાથે દેશોદ્ધારની મસલત કરવી હોય તો કરજે પરંતુ સુખદુઃખની વાતો તો તારી મા માટેજ બાકી રાખજે! તું ખરૂં કહે. આવી માંદલી કેમ થતી જાય છે. આવી શિઆળાની રાત્રે તને ગરમી કેમ થાય છે ? તને રાત્રે ઊંઘ કેમ નથી આવતી? જુઠું બોલીશ નહિ."

સુમિત્રાએ કહ્યું, " જૂઠું શા માટે બોલું ? તમારી પાસે જૂઠું બોલવાનું હું કદી શીખી નથી.

" ત્યારે કહે."

થોડી વાર વિચાર કર્યા બાદ સુમિત્રાએ મ્હોં ઉચું કરી હસતા વદને કહ્યું, " દિવસે તો કામકાજમાં એટલું બધું જણાતું નથી પણ રાત્રે પથારીમાં પડું છું કે તરત જાણે મારૂં શરીર સળગવા માંડે છે. મને ખાત્રી છે કે આ વિલાયતી લુગડાં પહેરી સૂઉં છું તેથી જ એમ થાય છે. વિલાયતી કપડાં કરતાં ખાદી બહુ જ જાડી હોય છે પરંતુ તેનાં વસ્ત્રો પહેરીને સૂતી છતાં આવું કદી થતું નહિ. આ વાત હું બનાવી કાઢી કહેતી નથી. પણ મા જેવું મને લાગેછે તેવું જ તમારી પાસે રજૂ કરૂં છું. " આ શબ્દો વચનો ઉચ્ચારતાં સુમિત્રાની આંખમાં આંસુ ઉભરાયાં.

જયાલક્ષ્મીએ વ્યાકૂળ થઇ કહ્યું " પણ બ્હેન, મેં તને સ્વદેશી વસ્ત્રો વાપરવાની મના તો નથી જ કરી. તું શામાટે ખાદી પહેરી સૂતી નથી ? "

" બરાબર છે. તમે મને ખાદી પહેરવાની મના કરી નથી એ

ખરી વાત. પણ મા આજકાલ ખાદી વાપરવાનો સમાવેશ ખાદીનાં કપડાં પહેરવામાંજ થઈ જતો નથી. તે તો એક પ્રકારનું વ્રત છે. એમાં વિલાયતી લુગડાંનો સ્પર્શ પણ ન સંભવે."

જયાલક્ષ્મીએ હસતા વદને કહ્યું, "તું પણ વળી સ્પર્શાસ્પર્શને માને છે ખરી?"

સુમિત્રાએ કહ્યું, "હાજ તો! માનવાનું કારણ હોય ત્યાં માનું છું. મા તમે જેમ પૂજા કરતી વેળા દેવને સુગંધી દેશી પુષ્પો જ ચડાવો છો ને જે ફૂલનો નિષેધ હોય તે ફૂલ ચડાવતાં નથી તેમ દેશસેવાની ફૂલછાબડીમાં ખાદીજ જોઇએ. વિલાયતી વસ્ત્રો નહિ." આટલું કહી સુમિત્રા પોતાની વાક્પટુતાથી પુલકિત થઈ હસી પડી. જયાલક્ષ્મીને દલીલો કરવાનું મન થયું. તે વિમાનવિહારીની પેલી બહુ વાર વપરાએલી દલીલ રજૂ કરતાં બોલી "તારી આ વાત તદ્દન સમજી શકતી નથી. ઢેડ–બ્રાહ્મણને એકજ પંકિતમાં બેસાડવા માગો છો છતાં દેશી–વિલાયતી કાપડનો ભેદ રાખો છો એ કેમ બને? મનુષ્યની જાતો વચ્ચેનું અંતર ઓછું કરતાં જાઓ છો તો પછી દેશો વચ્ચે અંતર વધારતાં કેમ જાઓ છો? જાતની સાથે જાતનું મિલન થઇ શકે તો પછી દેશની સાથે વિદેશનું મિલન કેમ ન થઈ શકે?"

આ દલીલની વિરુદ્ધ સુરેશ્વર ને દલીલ વાપરતો તે સુમિત્રાને યાદ આવી. તેણે કહ્યું "દેશની સાથે વિદેશ જરૂર ભળી શકે પરંતુ તેમ કયારે બને કે જ્યારે દેશમાં ખરૂં દેશપણું હોય ત્યારે. તમારા દેશની ચીજો બધી વિદેશીજ હોય તો પછી તમારો દેશ પણ વિદેશીજ ગણાય માટે પ્રથમ દેશને દેશનું વાસ્તવિક રૂપ આપવું જોઈએ અને તેમ કરવા માટે વિદેશી માલ વાપરવો પરવડે તેમ નથી. દેશમાં જ્યારે જરૂરજોગું દેશી કાપડ તૈયાર થશે ત્યારે શોખને ખાતર વિદેશી કાપડ વાપરીશું તો કંઈ દોષ નહિ ગણાય." દલીલો કરવાની આતુરતા જતી કરી જયાલક્ષ્મીએ કહ્યું, "વારુ, દેશની પૂજા તારે જે રીતે કરવી હોય

તે રીતે કર. હું તેમાં જરાપણ વાંધો નહિ લઉં. જા, આ કપડાં કાઢી નાખ અને તારાં સ્વદેશી વસ્ત્રો પહેરી લે અને જો જરૂર પડે તો મુનીમને બોલાવી ખાદીની સાડી વગેરે કંઇ જોઇતું હોય તો મંગાવી લે."

જયાલક્ષ્મીનાં વચનો સાંભળી અતિશય વિસ્મય પામી સુમિત્રા થોડી વાર તેના મુખ સામું જોઈજ રહી. ત્યાર પછી તેણે ધીમેથી કહ્યું, "એમ શા માટે? મારા પર ગુસ્સો ચઢયો લાગે છે!"

જયાલક્ષ્મીએ હસતા વદને કહ્યું "જ્યારે છોકરાંની મા થઈશ ત્યારે સમજી શકીશ કે સંતાન ઉપર ગુસ્સે થઇ મા કેટકેટલું બોલી શકે છે!"

"ત્યારે મારાથી કંટાળી ગયાં છો?"

જયાલક્ષ્મી ભમર સંકોડી બોલી "તારા પર કંટાળો શા માટે આવે?"

"ત્યારે મારાથી રીસાયાં લાગો છો!"

આ વખતે જયાલક્ષ્મી કંઇજ જવાબ આપી શકી નહિ. કારણ કે આ વચનમાં કંઇક સત્ય હતું. પ્રબળ વાવાઝોડાંથી જેમ મોટાં મોટાં ઝાડો ઉખડી પડે પણ જમીન પર ઉગેલી ધ્રો જેમની તેમ રહે તેમ માતુસ્નેહના પ્રબળ પ્રતાપથી જયાલક્ષ્મીના દિલમાં જે કંઈ કઠોરતા હતી તે જતી રહી કેવલ રીસ જ બાકી રહી હતી.

જયાલક્ષ્મીને મુંગી બેઠેલી જોઇ સુમિત્રાએ કહ્યું, "તમને ન ગમે તેવું કંઇ પણ કાર્ય હું કદી કરી શકીશ નહિ. મનમાં દુઃખી થઇ તમે મને કંઈ પણ કરવાનું કહેશો જ નહિ. તમને શાથી રીસ ચઢી ને કહો જોઉં?"

દીકરીનો પોતાના પર આવો પ્રેમ જોઇ જયાલક્ષ્મીની રીસ વધી ગઈ છતાં તેણે હસતાં હસતાં કહ્યું "હું તો કંઈ તારા જેવી નથી કે માના ઉપર રીસ ચઢાવી તેને દુઃખી કરૂં."

સુમિત્રાએ વિસ્મય પામી કહ્યું " મા, મેં તમારા પર એવી શી રીસ ચઢાવી કે તમને દુઃખ થયું ? "

જયાલક્ષ્મીએ હસતા વદને કહ્યું " ના, ના, આ તો હું અમથી કહું છું. " તેણે મનમાં કહ્યું, " એક વખત અરીસા સામું જોઇ ઉભી રહે. તારે ચ્હેરો જો તો ખરી એટલે તને સમજાય કે મારા પર કેવી ને કેટલી રીસ ચઢાવી છે. "

સુમિત્રાને જ્યારે સ્પષ્ટ લાગ્યું કે જયાલક્ષ્મી મારી મશ્કરી કરતી નથી પણ સાચા દીલથી મને ખાદી પહેરવાનું જણાવે છે ત્યારે તેને બહુજ આનંદ થયો. મૂલ્યવાન વસ્તુ લુટાઈ ગઈ હોય અને તે અચાનક પાછી મળતાં તેના માલીકને જેવો આનંદ થાય તેવો જ આનંદ સુમિત્રાના દિલને બહેલાવવા લાગ્યો.

તેણે પ્રફુલ્લ વદને કહ્યું, " આજે ભલે આજ પોશાક રહ્યો. કાલે સવારે નાહીધોઇ મારા ઓરડામાં જઇશ. ત્યાંજ હું મારાં બધાં વસ્ત્રો રાખું છું. "

આટલા દિવસો થયાં સુમિત્રા પોતાના ઓરડામાં ગઇ જ નહોતી.

જયાલક્ષ્મીએ હસતા વદને કહ્યું, " ના બેટા, તું આજે જ ખાદીનાં વસ્ત્રો પહેર. ઝીણાં વસ્ત્રો પહેરવાથી આજે વળી રાત્રે પથારીમાં તરફડયા કરે તેના કરતાં તારાં ખાદીનાં જાડાં છતાં ઠંડક આપનારાં વસ્ત્રો સારાં. "

સુમિત્રાએ હસતાં હસતાં કહ્યું " પણ આજે તો ઝીણાં વસ્ત્રો પણ મને પથારીમાં તરફડાવત નહિ. "

જયાલક્ષ્મી હસતા વદને બોલી " એ જાણું છું. બાપને ઘેર જવાનો દિવસ નક્કી થયા બાદ છોકરીને સાસરૂં ખરાબ લાગતું નથી.

જવાબ ન આપતાં સુમિત્રા જયાલક્ષ્મીની ઉપમાની ઉપયોગિતા જોઇ હસવા લાગી.

સુમિત્રાએ મદુરાની સાડી પહેરી હતી તેના તરફ હાથ લંબાવી જયાલક્ષ્મીએ કહ્યું “ નાનપણથી તે આજ સુધી અમે આ કાપડને દેશી તરીકે ઓળખતાં આવ્યાં છીએ. તમારા હાથમાં પડી એ બધું વિદેશી થઇ ગયું !”

સુમિત્રાએ હસતા વદને કહ્યું “ અમારા હાથમાં પડીને નહિ પણ અમારી વિવેચન દષ્ટિના હાથમાં પડીને. સૂતર દેશી ન હોય તો દેશી કાપડ ગણાય નહિ. વિદેશી સૂતર વડે દેશી કાપડ બનતું હોય તો પછી ટેમ્સ નદીના પાણીને ગંગાજળ માનવામાં શો વાંધો ? ”

## પ્રકરણ ૩૨ મું

## એક લાભ

થોડી વાર પછી ખાદીનાં વસ્ત્રો પહેરી આવી સુમિત્રાએ હસતાં હસતાં જયાલક્ષ્મીને પ્રણામ કર્યા.

જયાલક્ષ્મીએ જોયું કે પ્રખર તાપથી કરમાઇ ગએલા છોડવા પર વરસવાને તૈયાર થઇ રહેલાં વાદળાંની શીળી છાંય પડે કે તરત તે જેમ સહેજ સતેજ થઇ જાય તેમ સુમિત્રાના કરમાઇ ગએલા દેહ પર અત્યારે એક પ્રકારની સતેજતા ફેલાઇ ગઈ છે. જાણે એક રાતના વરસાદથી જ તપી ચીમળાઇ ગએલી રજનીગંધા જીવનશક્તિ પામી હસી રહી હોય નહિ !

જયાલક્ષ્મી તરફ આનંદપૂર્વક દષ્ટિપાત કરી સુમિત્રાએ કહ્યું, મા, તમારી સંમતિથી મેં આ જે વસ્ત્રો પહેર્યા છે તે આજના જેટલો આનંદ કદી આપતાં નહોતાં ! મને એવી ઇચ્છા થાય છે કે હું મારે હાથે સૂતર કાંતી તમારે માટે એકાદ સાડી વણાવી આપું તો બહુ સારૂં ! ”

જયાલક્ષ્મીએ હસતાં હસતાં કહ્યું, " મને આટલી બધી વશ કર્યા છતાં તારૂં મન ન માનતું હોય તો ભલે તેમ કરજે. હવે ચાલ, બાપની છોકરીને બાપના હાથમાં સોંપી આવું !

સુમિત્રા જયાલક્ષ્મીને કંઠે વળગી પડી બોલી, " મા, હું શું તારી છોકરી નથી ? "

જયાલક્ષ્મી મોટેથી તો કંઇ બોલી શકી નહિ પણ મનમાં બબડી: " મારી છોકરી છે કે નહિ તે તો કોણ જાણે પણ મારો માસ્તર છે એ તો નક્કી ! "

અંદરના ભાગમાં મેડા પર પ્રમોદરાય ફરતા હતા. જયાલક્ષ્મી સુમિત્રાને લઇ ત્યાં આવી પહોંચી. તેણે પ્રમોદરાયને ઉદ્દેશી કહ્યું, આ સાચવો, તમારી છોકરી તમને પાછી સોંપવા આવી છું."

સુમિત્રાએ હસતાં હસતાં પિતાને પ્રમાણ કર્યા.

સુમિત્રાએ પહેરેલા પોશાક તરફ સહેજ પણ નજર ન નાખતાં પ્રમોદરાય દિગ્મૂઢ બની બોલ્યા " એનો શો અર્થ ? " ત્યાર પછી અર્થ સમજવાનો કંઇ પણ પ્રયત્ન ન કરતાં જ્યાંથી અર્થ સમજવામાં બિલકુલ મદદ ન મળે તેવાં જ્યાલક્ષ્મીના મુખ સામે ચકિત દૃષ્ટિથી તેઓ તાકી રહ્યા.

છેવટે જયાલક્ષ્મીને બધી વાત સમજાવવી પડી. બધી વાત જાણ્યા પછી સુમિત્રાના મુખ સામું જોઈ પ્રમોદરાયનું મ્હોં પ્રફુલ્લ થઇ ગયું. તેણે સુમિત્રાને માથે હાથ મૂકી હસતા વદને કહ્યું, "પહેલાં તો હું વ્યાકુળ થઈ ગયો હતો પણ બહુ વિચાર કરતાં મને લાગ્યું કે કંઇક આવો બનાવ બનશે. અને તેથીજ હું અત્યાર સુધી રાહ જોઈ રહ્યો હતો. સુમિત્રાએ જે રસ્તો સ્વીકાર્યો હતો તે મને લાગે છે કે ઉત્તમ હતો. શક્તિને તાબામાં લેવાનો એક પ્રધાન ઉપાય એ છે કે તેના સામા ન થતાં તેને વશ થવું. વિરોધને લીધે શક્તિને પ્રબળ

બનવાનો અવકાશ મળે છે. " એમ કહી તે જયાલક્ષ્મી સામે જોઈ હસવા લાગ્યા.

હસતા વદને જયાલક્ષ્મી બોલી, " હવે તમારૂં ચડી વાગ્યું છે એટલે જે કંઇ કહો તે સહન કર્યા સિવાય છૂટકો છે ! તમારી છોકરી તો મને ખાદી પણ પહેરાવવા તૈયાર થઈ છે."

પ્રમોદરાય આનંદ પામી બોલ્યા "એમ કે ! દંડ પણ થયો ખરો ! તેં શું કહ્યું ? "

સુમિત્રા તરફ દૃષ્ટિપાત કરી જયાલક્ષ્મીએ હસતાં હસતાં કહ્યું, "બીજું તે શું કહે ! મેં કહ્યું કે જ્યારે તારા પંજામાં સપડાઈ છું ત્યારે તું કહે તેમ કરવું પડશે જ તો."

પ્રમોદરાયે પ્રસન્ન વદને કહ્યું "તમે મારી છોકરીને મને સોંપવા આવ્યાં છો પણ વાસ્તવિક રીતે તેમ નથી. આજે ખરૂં કહીએ તો તમારી છોકરી તેના વાસ્તવિક સ્વરૂપમાં તમને આવી મળી છે. મેળાપ એ કંઈ કેવળ શારીરિકજ હોતો નથી પણ માનસિક મિલન એજ ખરૂં મિલન છે." ત્યાર પછી તેણે સુમિત્રા ભણી જોઈ કહ્યું, " બેટા ! તારે માટે તો આજે શુભદિન છે. હું આશીર્વાદ આપું છું કે તારૂં જીવન સાર્થક અને સફળ થાઓ. હવેથી તું જનની તથા જન્મભૂમિ બંનેની સારી રીતે સેવા કરી શકીશ. તારા જીવનમાં હવે કોઇપણ જાતની હરકત રહી નથી."

જયાલક્ષ્મી મોટેથી કંઇ જ બોલી નહિ, કેવળ મનમાં બબડી: " તમે તો બાપ છો. તમારા જાણવામાં એ બધું આવે જ નહિ. હજુ એક અસાધારણ હરકત બાકી રહી છે ! "

કેટલાક દિવસ પછી સુરમા જયાલક્ષ્મીને મળવા આવી હતી. તેણે આ બધી વાત સાંભળી કહ્યું " મારા વિમાનભાઈ પણ હમણાં સ્વદેશી વસ્ત્રો વાપરવા લાગ્યા છે. ત્યારે તો મા તું હવે જેમ બને તેમ જલદી લગ્નની તૈયારી કર ! હવે મને લાગે છે કે સુમિત્રા આ વાત

માન્ય રાખશે. કહે તો આ ફાગણ માસમાં જ વિવાહની વ્યવસ્થા કરીએ."

જયાલક્ષ્મીએ માથું હલાવી કહ્યું, " એમ તે ક્યાંથી થાય ? હજુ તો ભાઈ વિલાયતથી આવ્યો નથી ! તે સિવાય તેને ખાદી પહેરતી અટકાવવા જતાં જે શિખામણ મળી છે તે હજુ હું ભૂલી નથી ! પહેલાં તેનું શરીર સુધરવા દે, પછી બીજી વાત."

સુરમાએ જયાલક્ષ્મીના મનની વાત જાણવા અંદાજથી કહ્યું, "સુરેશ્વર સાગે વિવાહ કરવાનો વિચાર કોઈ વેળા આવે છે ખરો ?"

સુરમાની વાત સાંભળી જયાલક્ષ્મીએ ચમકી જઇ કહ્યું, " ગાંડી થઈ કે શું ? એમ તે કદી બને ખરૂં ! " ત્યાર પછી તેણે થોડો વાર વિચાર કરી કહ્યું, " એમ તો કદી નહિ થાય. તો પણ સુરેશ્વર જેલમાંથી છૂટે ત્યાર પછી સુમિત્રાનો વિવાહ થાય એ સારૂં છે. તેના મનમાં એમ ન થવું જોઇએ કે સુરેશ્વર જેલમાં છે એ તકનો લાભ લઈ આપણે જેમ બને તેમ જલદી તેને પરણાવી દેવા માગીએ છીએ. "

સુરમાએ થોડો વિચાર કરી કહ્યું " એ વાત ખરી. "

---

## પ્રકરણ ૨૩ મું

---

# સુરેશ્વરને ઘેર

---

ભાદરવો મહિનો પુરો થવા આવ્યો છે. સવારમાં વરસાદનું એક મોટું ઝાપટું આવ્યા બાદ તરતજ સૂર્યનાં કિરણો ફેંકાવાં શરૂ થવાથી અમદાવાદમાં રસ્તાઓ અને મકાનો એ કિરણસાગરમાં ડુબી ગયાં હોય તેવું જણાતું હતું. કેમ જાણે કોઈ પૂર્વ તરફના આકાશમાંથી આ ભવ્ય નગરી પર પિચકારી છોડી તેની જરેજર ખાલી જગામાં પ્રકાશ ફેલાવી રહ્યું ન હોય ! આકાશ સ્વચ્છ હતું, ઘાડું નીલ

હતું. એ નિર્મળ નીલાશમાં ધોળાં, પાણી વગરનાં હલકાં વાદળાંના ટુકડા હારબંધ ચાલવાની પરવા ન રાખતાં જેમ ફાવે તેમ ઉતાવળી ગતિથી દોડયાં જતાં હતાં. આકાશમાં, પવનમાં, ઝાડપાનમાં સર્વત્ર શરદ ઋતુની સ્નિગ્ધતા રેલાઈ રહી હતી.

તારાસુંદરી એકાદ માસ કરતાં વધારે સમય તાવ ભોગવી હમણાં જરા સાજી થઈ હતી. માઘ માસમાં સુરેશ્વર જેલમાં ગયો હતો. અત્યારે ભાદરવો ચાલતો હતો. હજુ પાંચ માસ બાકી હતા ! સુરેશ્વરની વાત યાદ આવતાં તારાસુંદરીની આંખમાંથી આંસુ ઉભરાયાં પણ તેથી પુત્રનું અમંગળ થાય એવી કલ્પનાથી તેણે તરતજ આંસુ લૂછી નાખ્યાં.

જ્યારે શરીર તંદુરસ્ત હતું ત્યારે મન પણ સબળ હતું. તેથી તે વખતે અદર્શનથી પેદા થતું દુઃખ સહન કરવાની શક્તિનો તોટો નહોતો. હવે તો સુરેશ્વરની વાત દરરોજ યાદ આવતી અને યાદ આવતાં જ હૃદયમાં વ્યાકુળતા જામી જતી. માંદગી વેળા પથારી પાસે માધવીને પડખે વિમાનને બેઠેલો જોતાંજ સુરેશ્વર યાદ આવતો અને તારાસુંદરી-નું મન કકળી ઉઠતું કે હાય, આ વખતે જો સુરેશ્વર હાજર હોત તો !" વિમાનવિહારીની જગાએ સુરેશ્વર હોત તો સેવા વધારે થાત એવું કંઈ નહોતું. વસ્તુતઃ સુરેશ્વરની ગેરહાજરીને લીધે કંઈ જ અડચણ નડતી નહોતી તો પણ વિમાનવિહારીની નિરંતર સેવા અને સતત પરિશ્રમ ઉપરાંતની એક ચીજને માટે તારાસુંદરી તરફડતી હતી. વિમાન એ ચીજ કોઈ કાળે આપી શકે તેમ નહોતું.

વિમાનવિહારીમાં આ ચીજની ગેરહાજરી અનુભવી તારાસુંદરી મનમાં મનમાં પોતાને અપરાધી ધારતી હતી. પુત્રના સમાન આચરણ કરે છે છતાં તે પુત્ર નથી આ વિચારમાં અકૃતજ્ઞતાના જેવું કંઇક અન્યાયી વલણ છે એમ તેને લાગતું હતું.

" મા ! "

" શું છે બેટા ! "

તારાસુંદરીએ ચમકી જઈ જોયું કે વિમાનવિહારી હસતો હસતો તેની પાસે આવે છે.

" આવ બેટા, આવ ! મારી પાસે આ ગાલીચા પર જ બેસ. "

ગાલીચાના એક છેડા પર બેસી વિમાનવિહારીએ કહ્યું, " આજે તમે અન્ન ખાવાનાં છો તેથી હું જોવા આવ્યો છું કે કેવીક જાતની ગોઠવણ કરી છે તે. "

વિમાનવિહારીએ હમણાં હમણાં અતિશય ઘનિષ્ઠતાને લીધે તારા-સુંદરી અને માધવીને ' આપ ' શબ્દથી ન સંબોધતાં ' તમે ' શબ્દથી સંબોધવા માંડ્યાં હતાં.

તારાસુંદરીએ હસતા વદને કહ્યું, " બેટા ! આવા એક નકામા પ્રાણી પર આટલું બધું કેમ ધ્યાન આપે છે ? આહારનિદ્રા તજી તેને સાજું તો કર્યું. હવે શું ખવરાવીપીવરાવી બે જ દિવસમાં તાજું બનાવવું છે ? "

વિમાનવિહારીએ કહ્યું, " આટલો બધો પરિશ્રમ કેવળ તમારે ખાતરજ કરતો નથી. એમાં મારો પણ સ્વાર્થ છે. જાણતાં તો હશોજ, કે દૂધનો બળ્યો છાશ પણ ફુંકી ફુંકીને પીએ છે. બાળપણમાં અજ્ઞાત અવસ્થામાં મેં જે ચીજ ગુમાવી છે તે ચીજ પાછી મળતાં હવે જરા વધારે સાવચેત થયો છું અને એમ કરવું એજ વધારે સારૂં છે. " એમ કહી વિમાન મંદ મંદ હાસ્ય કરવા લાગ્યો.

વિમાન હસતો હતો પણ તારાસુંદરીની આંખો ભીની થઇ ગઇ હતી. તેણે કહ્યું, " તેથી જ મને લાગે છે કે વિમાન, તને મેં જન્મ આપ્યો હોત તો મને કોઇ પણ જાતનું દુઃખ રહેત નહિ ! તું સુરેશ્વરનો સહોદર નથી એટલું જ મને દુઃખ થાય છે, બીજું કોઈ પણ જાતનું દુઃખ થતું નથી. "

આ વચનો સાંભળીને પણ વિમાન હસવા લાગ્યો; તે બોલ્યો, " મા, પણ મને તો કંઈ જ દુઃખ થતું નથી ! માની વાત યાદ આવતાં જ મને તો તમે જ યાદ આવો છો. તમારામાં મને તો કોઇ પણ જાતની અપૂર્ણતા જણાતી નથી."

આ વચનોનો કાંઈ જ જવાબ ન આપતાં તારાસુંદરી સાલ્લાના છેડા વતી આંખો લૂછવા લાગી.

" મા, આજે તો હું કંઈ એકલો આવ્યો નથી. મારી સાથે સુમિત્રા અને ભાભી પણ આવ્યાં છે."

સુરમા અને સુમિત્રાના આગમનની વાત સાંભળી તારાસુન્દરી વ્યાકુળ થઈ ગઇ.

" ક્યાં ? તેઓ છે ક્યાં ? "

વિમાનવિહારીએ કહ્યું, " તમારે વ્યાકુળ થવાની જરૂર નથી. તેઓ નીચે માધવી પાસે બેઠાં છે. હમણાં ઉપર આવશે."

તારાસુંદરીની માંદગી દરમિયાન સુમિત્રા, પ્રમોદરાયની સાથે ત્રણ ચાર વખત, જયાલક્ષ્મીની સાથે એક વખત અને સુરમા તથા વિમાનવિહારીની સાથે કેટલીક વાર તારાસુંદરીને જોવા આવી હતી. આજે રવિવાર હતો. કચેરીમાં જવાનું નહોતું. તેથી વિમાનવિહારી સુરમા સાથે સુમિત્રાને ઘેર અને ત્યાંથી સુમિત્રાને સાથે લઇ તેઓ ત્રણે તારાસુંદરીને જોવા આવ્યાં હતાં. આવતી વખત માણેકચોકમાં ગાડી ઉભી રખાવી તારાસુંદરીને ગુણકારી થાય એવાં કેટલાંક શાક તેઓ ખરીદતાં આવ્યાં હતાં.

થોડી વાર પછી માધવી સાથે સુરમા અને સુમિત્રાએ ઉપર આવી તારાસુંદરીને પ્રણામ કર્યાં. આશીર્વાદ આપ્યા બાદ તારાસુંદરીએ બંનેને પોતાની પાસે બેસાડી કહ્યું, " સવારમાં ઉઠીને આવાં રૂપાળાં મ્હોડાં જોવાં એ કંઈ ઓછા પુણ્યની વાત નથી ! "

વિમાનવિહારીએ હસતા વદને કહ્યું, " એ જો પુણ્યની વાત

હોય તો પછી સવારના પહોરમાં તમારા આશીર્વાદ મેળવવા એ તેમને માટે શું ગણાય તે કહો જોઉં ? જે ચીજ તેઓએ પ્રાપ્ત કરી છે તે જ ચીજ તમે પ્રાપ્ત કરી છે. એમ કહી તેઓને મુશ્કેલીમાં મૂકશો નહિ ! ”

સુરમાએ કહ્યું, “ ખરી વાત ! ” સુમિત્રા મંદ મંદ હસવા લાગી.

તારાસુંદરીએ જરા જુસ્સાથી કહ્યું, “ એમ નથી વિમાન એમ નથી. સ્નેહ, ભક્તિ, શ્રદ્ધા, વગેરે વસ્તુઓ સંસારમાં એટલી બધી દુર્લભ છે કે તે પુણ્ય જોરદાર ન હોય તો કદી મળતી નથી ! તેં મને મા કરી લીધી છે એ તારા પુણ્યના જોરે કે મારા પુણ્યના જોરે કહે જોઉં ? ”

વિમાનવિહારીએ જરાપણ ન અચકાતાં તરતજ જવાબ આપ્યો. “ મારા પુણ્યના જોરથી અને તમારી દયાથી . ”

વિમાનવિહારીની જવાબ આપવાની ઢબથી બધાં હસી પડયાં.

માધવીએ કહ્યું, “ મા, તમારે માટે વિમાનભાઇ એક ટંડીઓ ભરીને શાક લેતા આવ્યા છે. એ ટંડીઓ પણ એવડો મોટો છે કે આપણે દશ દિવસ સુધી શાક ખરીદશું નહિ તો પણ ચાલશે. મેથી, તાંદળિયો કારેલાં, દૂધી, પરવળ, ગલકાં વગેરે જેટલું મળ્યું છે તેટલું ભેગું કરી લાવ્યા છે. ”

વિમાનવિહારીએ હસતાં હસતાં કહ્યું, “ વગેરે શબ્દ ઉચ્ચારવો હોય તો એકાદ ચીજનું નામ મૂકી દેવું જોઇએ પણ તમે તો એકીસાથે બધું બોલી ગયાં છતાં હજુ પણ કેટલુંક બાકી રહ્યું તે દર્શાવવાને વગેરે શબ્દ મૂકો છો એ ઠીક નથી. ”

વિમાનવિહારીનાં વચનો સાંભળી ફરીથી બધાં હસી પડયાં.

માધવીએ હસતા વદને કહ્યું, “વારૂ આ ટંડીઓ લાવી બતાવું છું કે મેં કોઈ ચીજ બાકી રાખી છે કે નહિ.” એમ કહી તેને બારી

પાસે જઈ રામજીને સાદ પાડી કહ્યું, "રામા, વિમાનભાઇ જે કંડીઓ લાવ્યા છે તે ઉપર લાવ."

કંડીઆમાં તપાસ કરતાં માધવીએ આપેલાં નામ ઉપરાંત બે ચીજો મળી આવી. નારંગી અને મીઠાં લીંબુ.

પ્રસન્ન મુખે માધવીએ કહ્યું, " જુઓ, જીત મારી થઇ છે; આપે કહ્યું હતું કે વગેરે શબ્દ વાપરવો હોય તો એકાદ ચીજનું નામ પડતું મુકવું જોઈએ પણ અહીં તો બે ચીજ બાકી રહી ગઇ હોવાથી એ દોષ મારે માથે આવતો નથી ! "

વિમાનવિહારીએ હસતા વદને કહ્યું, " હિસાબ ગણતાં જીત તમારી થઇ છે પણ તે જીત હારની એટલી નજીક છે કે તેને વાસ્તવિક રીતે જીત કહી શકાય નહિ ! "

માધવીએ કૃત્રિમ ગુસ્સો કરી કહ્યું, " અને આપની હાર, જીતની એટલી નજીક છે કે વાસ્તવિક રીતે તે જીત જ છે ખરૂં ?"

માધવીનાં આ વ્યંગાત્મક વચનો સાંભળી વિમાનવિહારી અને તેની સાથેનાં બધાં હસી પડયાં.

તારાસુંદરી દુર્બળ હાથ વડે શાક જોવા લાગી અને કેટલી મહેનતે વિમાનવિહારી આ બધું ખોળી લાવ્યો હશે એ યાદ કરતી કરતી શાકની અસંખ્ય પ્રશંસા કરવા લાગી.

સુરમાએ કહ્યું, " મારા હાથનું રાંધેલું ખાવામાં અડચણ ન હોય તો મા, હું આપને જે કંઈ ખાવાનું હોય તે રાંધી આપું. "

તારાસુંદરીએ કહ્યું, " તારા હાથનું રાંધેલું ખાવામાં અડચણ હોય એવાં પાપ મેં કર્યા નથી. બેટા, તારા હાથની રસોઈ ખાવામાં મને કશી અડચણ નથી. પરંતુ તને શા માટે મહેનત આપવી જોઇએ ? માધવી હમણાં રાંધી આપશે. "

માધવીએ એક નવો ઠરાવ મૂકયો. તેણે આગ્રહપૂર્વક કહ્યું, " મા, સુરમા બ્હેન રાંધે અને હું મદદ કરૂં. ત્યાર પછી અહીં ખાઇ પી તેઓ બધાં બપોર પછી ઘેર જશે ! "

માધવીના આ ઠરાવને તારાસુંદરીએ પ્રસન્નતાપૂર્વક અનુમોદન આપ્યું અને પોતે આ આનંદના કામમાં મદદ નહિ કરી શકે એ ખાતર દિલગીરી દર્શાવી.

સુરમાએ દિગ્મૂઢ બની કહ્યું, "ના, ના, માધવી, આજે એટલી બધી મહેનત લેવાની જરૂર નથી. માની રસોઇ કરી અમે ચાલ્યાં જઇશું. પણ આ પરથી તમે એમ ન ધારતાં કે તમારા ઠરાવ મુજબ વર્તવામાં અમને કંઈ હરકત છે."

સુમિત્રાએ કહ્યું, "તે સિવાય અમે ઘેર કોઇને કંઇ કહી આવ્યાં પણ નથી."

માધવીએ કહ્યું, "તે ખાતર કંઇ અટકી બેઠું નથી; હું હમણાં જ રામજીને મોકલી બંને ઘેર કહાવી મોકલું છું." ત્યાર પછી વિમાનવિહારી તરફ જોઈ તેણે કહ્યું, "આપ તો કંઇ બોલતાજ નથી, આપનો શો અભિપ્રાય? આપ કયા પક્ષમાં છો?"

વિમાને મંદ મંદ હાસ્ય કરતાં કહ્યું, "મારા ખાતર જ બધું અટક્યું હોય તો મારી તો કંઇ ના નથી. હું તો તમારા નિશ્ચયની રાહ જોતો બેઠો હતો. તે સિવાય બંને ઘેર ખબર આપવાની જવાબદારી પણ સ્વીકારૂં છું. બેમાંથી એકેય ઘેર પાશેર અન્નનો પણ બગાડ થવા દઇશ નહિ એ વાત તમારી આ ચર્ચા ઉપસ્થિત થતાં જ મેં ધારી મૂકી છે."

માધવીએ કહ્યું, "અને આપને પણ આ બધાંથી જૂદું પડવાનું નથી. આપને પણ અહીંજ જમવું પડશે."

વિમાનવિહારીએ કહ્યું, "મને માફ કરો. મારે આજે કામ છે. તે સિવાય મારા જેવા દુર્બળ માણસને ભારે ખોરાક ખવરાવવાથી તમને જરા પુણ્ય થશે નહિ એ ખચિત કહું છું."

સુરમાએ કહ્યું, "વિમાનભાઇ, તમારે બીવાનું કંઇ કારણ નથી. તમે ધારો છો એવો ખોરાક ખાનાર અહીં તો કોઈ નથી."

વિમાનવિહારીએ કહ્યું, "ગમે તેમ પણ આ બધાં શાક વડે જ રસોઇ બનાવશો ને ? આ વડે કંઈ અમારા જેવા ગૃહસ્થની રસોઈ રંધાય નહિ."

માધવીએ હસતાં હસતાં કહ્યું, "એ માટે ગૃહસ્થ માણસે કંઇ વિચાર કરવાનો નથી. યજમાન ખાત્રી આપે છે કે તેમને સંતોષ મળશે એવું જ કંઈ રંધાશે !"

પરંતુ આથી પણ વિમાનવિહારીનું મન ન હટયું. તેણે કહ્યું, "તમારૂં આમંત્રણ માથે ચડાવું છું પણ એ આમંત્રણ આજે પાળી શકીશ નહિ. એ એક શુભ દિવસને માટે ભલે રાહ જુએ. સુરેશ્વર ઘેર આવશે ત્યારે અમે બંને જોડે બેસી માના હાથનું અન્ન જમીશું."

વિમાનવિહારીનાં વચનો સાંભળી તારાસુંદરીની આંખો ભીની થઇ ગઈ. વસ્ત્રના છેડા વતી આંખો લૂછવા જતાં જ તેની નજર સુમિત્રાની આંખો પર પડી. તેણે જોયું કે સુમિત્રાની આંખો પાણીથી ચકચક થઈ રહી છે. તે આંખો નીચે ઢાળી આંસુ ખાળી રાખવાનો પ્રયત્ન કરતી હતી, પરંતુ આ બધું માધવીની નજર બહાર નહોતું. માધવીએ તારાસુંદરી સામું જોયું તો જણાયું કે તે પણ સુમિત્રા સામું ઉત્સુક નેત્રે જોઇ રહી છે.

એક એક શબ્દ એક એક લાગણીનો પ્રદેશ ખુલ્લો કરતો જાય તેમ સુમિત્રાની આંખમાંનાં આંસુ અને માધવીની નજર જોઈ તારાસુંદરી અકસ્માત ઘણી વાતો કે જેનો પૂર્વે આભાસ માત્ર થતો હતો તે સમજી શકી. તેને એવી ઇચ્છા થઈ કે આ ઘવાએલી મૃગલીના વદનને એક વાર મારી છાતી સાથે દબાવું ! સહાનુભૂતિની ગાઢતાને લીધે સુમિત્રા પ્રત્યેના એક પ્રકારના અનિર્વચનીય સ્નેહરસથી તારાસુંદરીનું ચિત્ત પરિપૂર્ણ થઇ ગયું.

વિમાનવિહારીએ કહ્યું, "ભાભી, હવે હું જાઉં છું. બે ત્રણ વાગે આવી તમને મળીશ."

સુરમાએ કહ્યું, “ વારૂ. ”

વિમાનવિહારી ચાલ્યો ગયો. સુરેશ્વરનો ઉલ્લેખ કરી તે જે કંઇ બોલી ગયો તેને લીધે વધારે આગ્રહ કરવાનો ઉત્સાહ કોઇને રહ્યો નહિ. ”

---

## પ્રકરણ ૩૪ મું

---

# દેશોન્નતિનો રાજમાર્ગ

---

બપોરે સુરમા તારાસુંદરી સાથે વાતો કરતી હતી તે તખતે માધવી સુમિત્રાને પોતાની સાથે રેંટીઆઘરમાં લઈ ગઇ.

સુમિત્રા અહીં આવી હતી છતાં આ ઘરમાં પ્રવેશ કરવાની તક તેને આ પહેલી જ મળી હતી. આજે એ તક મળતાં તેણે ઉત્સુકતાપૂર્વક એ ઓરડામાં પ્રવેશ કર્યો. ચોતરફ નજર ફેંકતાં જ તે ચકિત થઈ ગઇ. બારસાખ ઉપર “પગલાં પાછાં કરવાં અને મરવું એ બંને બરાબર છે.” એ લાલ અક્ષર વડે લખેલું હતું. એ વાક્ય તેણે બહારથી ઘણી વાર જોયું હતું પણ આજે અંદર પ્રવેશ કરતાંજ તેને સ્પષ્ટ જણાયું કે સુરેશ્વર અને માધવીએ આ વચનને પોતાના જીવનમાં કેટલે સુધી ઉતાર્યું છે. ઓરડામાં એક બીજે સ્થળે એક બીજું વચન નજરે પડતાં જ સુમિત્રાનાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં. તે વચન આ પ્રમાણે હતું. “તમે ફરીથી હવે મનુષ્ય થાઓ.”

સુમિત્રા સ્થિર ઉભી રહી વિચાર કરવા લાગી, “ ખરેખર ! હા, ખરેખર ! મને તમે પાછી મનુષ્ય બનાવો ! તમારા આદર્શવડે તમારા દૃષ્ટાંત વડે માણસાઇ વગરના માણસના હાથમાં છોડાવી મને મનુષ્યત્વ પાસે લઈ જાઓ. દેશના અન્નથી અને દેશના વસ્ત્રથી પ્રતિપાલિત થવાની શક્તિ અને સાહસ મને આપો. ”

સુમિત્રાને દિગ્મૂઢ બની ઉભેલી જોઇ માધવીએ હસતાં હસતાં પૂછ્યું, " સુમિત્રા, શું વિચાર કરે છે ? "

માધવીના પ્રશ્નથી ગભરાઇ શરમાતાં શરમાતાં સુમિત્રાએ કહ્યું, " એ વિચાર કરૂં છું કે આપણે ફરીથી મનુષ્યો ક્યારે થઇશું ? "

માધવીએ શાંત વદને કહ્યું, " એ સમસ્યાનું સમાધાન તો મારા ભાઈએ કરી દીધું છે. તારી પાછળ જો. "

કુતૂહલતાપૂર્વક પાછળ ફરી જોતાં સુમિત્રાને જણાયું કે દિવાલના મધ્ય ભાગમાં મોટા અક્ષરે રાજમાર્ગ એમ લખેલું છે અને તેની નીચે જાતિધર્મની પરવા રાખ્યા વિના દશ દેશનાયકોનાં ચિત્રો ટાંગેલાં છે. તેની નીચે ફરીથી મોટા મોટા અક્ષરે લખ્યું છે. શ્રદ્ધા, ભક્તિ, પ્રીતિ, અનુસરણ!

વિમુગ્ધ નેત્રે સુમિત્રા થોડી વાર આ મહાજનસંઘ તરફ જોઇ રહી. ત્યાર પછી હાથ જોડી માથું નમાવી ધીરે ધીરે પ્રણામ કરી ફરીથી ઉંડા ધ્યાનપૂર્વક તે બધું નિહાળવા લાગી.

" વળી આ શા વિચારવમળમાં સપડાઈ, સુમિત્રા ?"

સુમિત્રા એવીજ સ્થિતિમાં રહી બોલી, "વિચાર એવો થાય છે કે આ લોકોના અભિપ્રાયો તો જુદા જુદા છે, તમે કોના વિચારને અનુસરો છો ?"

" મત જુદા નથી બ્હેન, મત તો એક જ છે પણ રસ્તા જુદા જુદા છે. એ જુદા જુદા રસ્તા પણ કેવા છે એ જાણે છે?"

"કેવા ?" એમ કહી સુમિત્રા માધવી તરફ ફરી ઉભી રહી.

" કોઈ રાજમાર્ગ જોયો છે ?"

"હા."

"રાજમાર્ગનો વચ્ચેનો ભાગ પત્થરથી સખત કરેલો હોય છે, તેની બંને બાજુએ ચોમાસાનું પાણી વહી જવાની નીકો હોય છે અને તેની બંને બાજુએ માણસોને ચાલવાની પગથીઓ હોય છે. આ

આ બધા રસ્તાઓમાંના કોઈપણ રસ્તાપર થઈ જનાર માણસ પોતાના લક્ષ્યને ચૂકતો નથી. રસ્તા જુદા છે તોપણ. દેશોન્નતિનો રાજમાર્ગ પણ એવો જ છે. એમાંના કોઈપણ માર્ગને અનુસરો તો પણ દેશોન્નતિ થવાની જ. દેશ તો કંઈ એક જ રીતે મહાન બનવાનો નથી. તેને મહાન બનાવવાના રસ્તા અનેક છે માટે મતમતાંતર તો હોવાજ જોઇએ. તું એ ચિત્રોની પાસે જઇ જો. દરેક છબીની નીચે કંઇ લખેલું છે."

દિવાલની પાસે જઈ સુમિત્રાએ જોયું. વચ્ચેના મહાપુરુષની નીચે નાના અક્ષરે લખ્યું હતું, 'ધર્મ' અને એ ચિત્રને ઘેરી વળેલા બીજા ચિત્રોમાંનાં કોઇની નીચે 'કર્મ' કોઈની નીચે 'મર્મ' કોઈની નીચે 'મિલન' કોઇની નીચે 'જ્ઞાન' અને કોઈની નીચે 'ત્યાગ' એમ જુદા જુદા શબ્દો લખ્યા હતા.

માધવીએ કહ્યું " એક એક શબ્દને મારા ભાઈએ એકેક રૂપ આપવાનો પ્રયત્ન કર્યો છે. બરાબર મધ્ય ભાગમાંના પુરુષનું નામ છે 'ધર્મ.' તેનું મૂળ અહિંસા છે. એમના મત પ્રમાણે અહિંસા જ્યારે પૃથ્વીવ્યાપી સદ્‌ગુણ બનશે ત્યારે મનુષ્યોમાં વિવાદનું નામેય રહેશે નહિ. "

ત્યાર પછી બીજાં ચિત્રને ઉદ્દેશી માધવીએ કહ્યું, " આ કર્મ છે. આજીવન કર્મ કર્યા કરવાથી તે અદ્વિતીય કર્મવીર બનેલ છે; ત્યાગ વડે તે કર્મ કરી રહેલ છે તેથી જ તેના કર્મનું ફળ હંમેશાં સારું જ આવે છે. "

" આ ત્રીજું ચિત્ર 'મર્મ'નું છે. એ કવિ છે. કલ્પના એની સહચરી છે. તેની મદદથી એ વિશ્વનો મર્મ પ્રગટ કરી જુએ છે! આખા જગતના માનવીઓને મધુરતા વડે તે એક કરવા માગે છે."

ત્યાર પછી એક મુસલમાન મહાપુરુષનું ચિત્ર બતાવી માધવીએ કહ્યું " આનું નામ 'મિલન' છે. કારણ કે એને લીધે જ ગંગાયમુનાની માફક હિંદુમુસલમાન એકત્ર થવાની તૈયારી કરે છે. "

" આ છે 'જ્ઞાન.' વિદ્યા, બુદ્ધિ અને પ્રતિભાના બળ વડે એ સિંહના જેવો બળવાન છે. તેથી લોકો તેની તુલના સિંહ સાથે કરે છે."

" આ છે 'ત્યાગ.' આજીવન ત્યાગની સાથે બ્રહ્મચર્યનો યોગ રહેતો હોવાથી એણે ઋષિનું સ્થાન લીધું છે."

આ બધું સાંભળતાં સુમિત્રાનું મ્હોં પ્રદીપ્ત થઈ ગયું, તેણે આનંદથી કહ્યું, " બ્હેન, કેવું સુંદર આ બધું છે! અને તું મને એ બધું સમજાવે છે પણ કેવી સારી રીતે! તું ઘણું જાણે છે માટે જ આવી રીતે સમજાવી શકે છે."

માધવીએ હસતા વદને કહ્યું, " મારી સ્મરણશકિત વધારે હોત તો આથીએ વધારે સારી રીતે સમજાવી શકત. મારા ભાઇને મ્હોડે આ બધું સાંભળી મને તો મ્હોડે થઈ ગયું છે. તેમની સમજાવવાની પદ્ધતિ જ એવી સુંદર છે કે એક વખત સાંભળીએ કે તરત યાદ રહી જાય. કેમ તું પણ—"

વાકય પૂરૂં થાય તે પહેલાં માધવી અટકી ગઈ. જો કે તે જે કંઇ કહેવા જતી હતી તેથી વિમાનવિહારી અને સુમિત્રાના મિલનમાં અંતરાય વધે તેવું કશું નહોતું તો પણ સુરેશ્વરની પાસે લીધેલું વચન યાદ આવતાં જ તેને એ વચન અધૂરૂંજ રાખવું પડયું.

પરંતુ સુમિત્રા માધવીની વાતચીતના મુખ્ય મુદ્દાને અનુસરી બોલી " મેં પણ તેમની પાસે ઘણી વાતો સાંભળી છે. પરંતુ મને લાગે છે કે મારો એટલો બધો આગ્રહ નહોતો તેથી મને એ બધું યાદ રહ્યું નહિ હોય. વારૂ માધવી, શ્રદ્ધા, ભકિત, પ્રીતિ, અનુસરણ એ શું બધું અનુક્રમસર છે? ભક્તિ કરતાં પણ શું પ્રીતિ મહાન છે?"

માધવી હસતા વદને બોલી " હા, નકકી! પ્રીતિ કરતાં પ્રબળ વસ્તુ દુનિયામાં એકેય નથી. ભાઈ કહેતા હતા કે કોઇના પર શ્રદ્ધા ઉપજે એટલે તેનો મેળાપ થતાંજ નમન કરવાનું મન થાય છે. ત્યાર

પછી ભક્તિ પેદા થતાં તેની સાથે ખાસ મુલાકાત કરી તેને નમન કરવાનું મન થાય છે અને પ્રીતિ ઉપજે કે તરત એટલો બધો સહવાસ કરવાનું મન થાય છે કે સહેજ પણ વિરહ સહન થતો નથી. પ્રીતિ-પાત્ર પદાર્થનું અનુસરણ એ જ તે વખતે ધર્મ થઇ પડે છે.''

સુમિત્રા દિગ્મૂઢ ભાવે કંઇ વિચારવા લાગી વિચારતાં વિચારતાં બોલી ઉઠી " બરાબર છે. તેથી જ અમે આટલાં બધાં પાસે પાસે આવી પહોંચ્યાં છીએ. એમ કહી તે માધવી તરફ જોઈ શરમાઈ ગઈ. લાગણીના આવેશમાં વચન તો ઉચ્ચારાઈ જવાયું પણ હવે તે પાછું ખેંચી લેવાની જરૂર જણાઇ. તેણે નીચું મ્હોં કરી કહ્યું " બ્હેન, હું તમારી વાત કરતી નથી મારી જ વાત કરૂં છું.''

શરમાવાનું બીજું કારણ એ હતું કે એ ખુલાસો કર્યા પહેલાં માધવીના ખ્યાલમાં કંઈજ નહોતું પણ આ ખુલાસો થયા પછી બધી વાત ખુલ્લી થઇ ગઇ. સુમિત્રાનું મ્હોં રાતુંચોળ થઇ ગયું. તેણે મનમાં વિચાર કર્યો. બળ્યું, આ બધી જંજાળમાંથી હવે કયારે છૂટું !

સુમિત્રાનાં વચનો સાંભળી માધવીને કંઇક કહેવાનું મન થયું. પણ આ વખતે પણ ઓઠે આવેલાં વચનો પાછાં વાળી લેવાં પડયાં. વચન ! વચન! કેવળ વચનને ખાતરજ સુમિત્રા સાથે એ સંબંધી વાત-ચીત કરવી કઠણ થઈ પડી.

" માધવી ? "

"શું બ્હેન ? "

" મને લાગે છે કે હું કોઈ તીર્થસ્થાનને વિષે આવી પહોંચી છું. તારૂં મકાન જાણે તીર્થ હોય, તારૂં આ ઘર જાણે દેવમંદિર હોય અને તું જાણે તે મંદિરની પૂજારણ હોય એવો ભાસ મને થયાં કરે છે. "

માધવી સુમિત્રાને આલિંગન કરી બોલી " એ સિવાય બીજું કંઇ લાગે છે ખરૂં ? "

પ્રશ્ન કરતાં જ માધવીને સુરેશ્વરે માગેલું વચન યાદ આવ્યું. તેણે તરતજ સુમિત્રાનું મુખ પોતાની છાતી માથે ચાંપી કહ્યું “ના, ના, બ્હેન તારે બીજું કંઈ જ જણાવવું પડશે નહિ. મેં તને જે પૂછ્યું. તે ખાતર ક્ષમા કરજે.” તે મનમાં બબડી, “ભાઇ તમે મને ક્ષમા કરો. પરંતુ આ પ્રમાણે મને મુશ્કેલીમાં ઉતારી જવું તમને યોગ્ય નહોતું!”

માધવીના આલિંગનમાંથી છૂટી સુમિત્રાએ કહ્યું “માધવી બ્હેન, તું જે કંઇ પૂછે છે તે ખાતર માફી માગવાની કંઈ જરૂર નથી. ખરેખર, મારા મનમાં એ સિવાય પણ ઘણી વાતો ભરાઈ રહી છે.”

માધવીએ વ્યાકુળ ચિત્તે કહ્યું: “એ તો હોય જ તો. પરંતુ એ બધું જવા દે, ચાલ તને મારૂં સૂતર બતાવું.”

“વારૂ, બતાવ. પરંતુ તે પહેલાં તારે મારી એક વિનંતિ માન્ય રાખવી પડશે.”

“શી વિનંતિ કહે જોઉં?”

થોડીવાર થંભ્યા પછી સુમિત્રાએ કહ્યું “આજે જમ્યા પહેલાં મને આ ઓરડો વાળી સાફ કરવાની જોગવાઇ કરી આપવી પડશે. કેવળ ભોંય તળીઉંજ, બીજું કંઇ નહિ.”

માધવીએ કહ્યું “આ વળી શું નવું તૂત કાઢ્યું સુમિત્રા?”

સુમિત્રા શરમથી રતાશ ધારણ કરતી બોલી “તૂત નહિ પણ ઇચ્છા બ્હેન પણ કહે જોઉં મારી ઇચ્છા. પૂરી કરીશ કે નહિ?”

પ્રશ્નનો જવાબ આપ્યા પહેલાં માધવીની નજર બારણા પર પડી. બારણા પાસે વિમાનવિહારી ઉભો હતો.

વિમાનવિહારીએ સુમિત્રાને સંબોધી કહ્યું “હજુ પણ વાર હોય તો હું નજીકમાં થોડુંક કામ છે તે કરી આવું. બે એક કલાકમાં પાછો આવીશ.”

પ્રશ્નનો જવાબ માધવીએજ આપ્યો. તેણે કહ્યું, “ત્રણેક કલાક લાગે તો વધારે સારૂં. આપ નિશ્ચિતપણે કામ બજાવી આવો.”

વિમાનવિહારીએ હસતા વદને કહ્યું, “ સમજ્યો, બંને સખીઓ વચ્ચે વિશ્રંભાલાપ થતો લાગે છે અને અત્યારે તેમાં મેં અડચણ કરી હોવાથી મને જેમ બને તેમ જલદી વિદાય કરવા માગો છો. વારૂ, હું જાઉં છું, પણ તે પહેલાં આ ઓરડો જોવાની ઇચ્છા થાય છે. બહા-રથી થોડો ભાગ નજરે પડતાં બાકીનો ભાગ નિહાળવાની ઉત્સુકતા વધી ગઇ છે ! ” એમ કહી વિમાન જોડા કાઢવા લાગ્યો. પરંતુ માધ-વીએ ખાસ આગ્રહ ન કર્યો તેથી એ કાર્ય બંધ રાખી તેણે પૂછ્યું, “ તમને કંઇ હરકત તો નથી ને ? ”

માધવીએ શાંત વદને કહ્યું, “ થોડી હરકત છે ખરી. ખાદી સિવાય આ ઓરડામાં પ્રવેશ કરનારે બીજું કંઇ પહેરવું ન જોઇએ. પરંતુ તેનો રસ્તો છે. ભાઇનું એકાદ ધોએલું વસ્ત્ર આપને આપીશ તો ચાલશે ? ”

જોડા પાછા પહેરતો પહેરતો વિમાનવિહારી બોલ્યો, “ ના, એથી વાસ્તવિક રીતે તમારો નિયમ નહિ સચવાય. રાજાનો પોષાક પહેરવાથી કંઇ ખરેખરા રાજા થઇ જવાતું નથી ? વારૂ, હું થોડીવાર પછી આવીશ. ” એમ કહી વિમાનવિહારી જતો રહ્યો.

---

## પ્રકરણ ૩૫ મું

### હૃદયનિવેદન.

તારાસુંદરી પ્રથમની પેઠે હવે ઘરનું બધું કામકાજ કરે છે. તેણે શરીરનું અને મનનું બધું સામર્થ્ય ધીમે ધીમે પાછું મેળવ્યું છે. તે બપોરે ચોકમાં બેઠી બેઠી ભાગવત વાંચતી હતી. અને માધવી એકચિત્તે એ સાંભળતી સાંભળતી રેંટીઓ ફેરવતી હતી. એ વખતે વિમાનવિહારી ત્યાં આવી પહોંચ્યો.

વિમાનવિહારીનો નવીન વેશ જોઈ તારાસુંદરી હસી પડી. તેણે હસતાં હસતાં કહ્યું, "રાજવેશ તજી આ તાપસ વેશ કેમ પહેર્યો બેટા ? "

વિમાનવિહારી આજે ખાદીનું પહેરણ, ધોતીઉં અને ટોપી પહેરીને આવ્યો હતો. તેણે હસતા વદને જવાબ આપ્યો. તાપસવેશ સિવાય માધવીના આશ્રમમાં પ્રવેશ કરાતો નથી. તેથી આજ તેમના રૅટીઆઘરમાં પેસી તેમાં શું છે તે બધું બરાબર તપાસવું છે !"

વિમાનવિહારીની વાત સાંભળી પ્રથમ તો માધવીનું મુખ શરમનું માર્યું લાલચોળ થઈ ગયું. પણ પાછળથી પોતાની લાગણી દબાવી હસતાં હસતાં તે બોલી, "પરંતુ ત્યાં આપને જોવાનું કંઈ નથી. તે માટેજ આવ્યા હો તો તે બાબતમાં આપને બહુજ નિરાશ થવું પડશે ! "

વિમાનવિહારીએ હસતાં હસતાં કહ્યું, "કુતૂહળ અતૃપ્ત રાખવું એ કરતાં નિરાશ થવું વધારે સારૂં છે. નિરાશ થયાના દુઃખ કરતાં ન જાણવાનું દુઃખ બહુ દુઃખકારક છે ! "

આ વચનો માધવીને ન ગમ્યાં. પોતાના રૅટીઆ ઘરને વિમાનવિહારી શું પ્રાણીઓનું કે વસ્તુઓનું સંગ્રહસ્થાન માને છે કે જેના વિષે કુતૂહળ અને નિરાશા ઉત્પન્ન થાય ! તેણે પોતાના મુખપર હાસ્ય કે કુતૂહળતાનાં કંઈ ચિહ્નો ન રાખતાં ગંભીરપણે કહ્યું, "ચાલો બતાવું. પરંતુ તેમાં વ્હેલ નામની માછલીનાં હાડપિંજર નથી, દરિયાઇ ઘોડો નથી કે દરિયાઇ હાથી પણ નથી કે આપનું કુતૂહળ તૃપ્ત થાય ! મને લાગે છે કે આપને આ પોશાકની કીંમત પણ ભારે પડી જશે ! "

આટલું કહી તે હસી પડી. પોતાના વાક્યદ્વારા કંઇક કઠોરતા પ્રગટ થઈ છે એવો ભાસ થતાં જ તેણે હાસ્યદ્વારા એ કઠોરતા ઢાંકી દેવાનો પ્રયત્ન કર્યો.

વિમાનવિહારી માધવીની કઠોરતા કે હાસ્ય તરફ જરા પણ નજર ન કરતાં પ્રથમની પેઠે આનંદી વદને બોલ્યો, “ કિંમત ભારે પડશે કે નહિ તે તો ભવિષ્યની વાત છે. તમારો ઓરડો જોતાંજ એ નક્કી થઇ જશે એવું કંઈ નથી. પણ એટલું તો નક્કી છે કે આજે તો એ ઓરડો જોવો જ છે ! માટે પ્રથમ એ કાર્ય કરીએ પછી બીજી વાત ! ”

તારાસુંદરી હસતી હસતી બોલી, “ તારે કંઈ જ બીક રાખવાની નથી વિમાન ! હું તને આશીર્વાદ આપું છું કે તારા પોશાકની કિંમત તને ભારે નહિ પડે. ”

વિમાને હસતા વદને કહ્યું, “ તમારી અભયવાણી મારા જીવનમાં સાર્થક થાઓ ! ”

રેંટીઆઘરમાં પ્રવેશ કર્યા બાદ બધું જોતાં જોતાં અને માધવીનાં વચનો સાંભળતાં સાંભળતાં વિમાનવિહારીનું મુખ આનંદ, વિસ્મય અને પુલકથી ખિલી નીકળ્યું. તેણે પ્રફુલ્લવદને કહ્યું, ‘ માધવી, તમારા ઘરમાં હાડપિંજર નથી એ ખરૂં, પણ હાડપિંજર ઢાંકી રાખવાની વ્યવસ્થા કેવી રીતે કરવી તેના નિયમો તો છે ! રચનાત્મક કાર્યના ગૌરવથી તમારો આ ઓરડો મહિમામય થઈ રહ્યો છે ! ”

માધવી મનમાં આનંદ પામી બોલી, “ આ સામાન્ય વસ્તુઓ આપને આટલી બધી સારી લાગે છે ? ”

કંઇ પણ સંશય વગરના દૃઢ અવાજે વિમાનવિહારી બોલ્યો, “ હા ! એક નાનાં બીજમાં જેમ મહાન વૃક્ષ થવાની શકિત રહેલી છે તેમ તમારા આ સાધારણ રેંટીઆઘરમાં અખિલ હિંદને આઝાદ કરે તેવી એક મહાન શકિત આવી રહી છે.”

થોડીવાર મુંગા રહ્યા બાદ માધવીએ મૃદુ અવાજે કહ્યું, “ આ વાત આપ સાચી માનો છો ? ”

વિમાને બળપૂર્વક કહ્યું, “ હા, નક્કી સત્ય માનું છું ! શા માટે

સત્ય માનું છું એ તો મેં તમને ઉપર જણાવ્યું જ છે. આની અંદર રહેલી રચનાત્મક શક્તિ મને બહુ પ્રિય છે. એ શક્તિનો ઉદ્દેશ બીજાને મારવાનો નથી, એનો ઉદ્દેશ કેવળ બચાવવાનો છે ! સંહાર-શક્તિ પર મને વિશ્વાસ નથી, એ વાત મેં તમારા ભાઇને વારંવાર કહી હતી. ”

વિમાનવિહારીના મુખ ઉપર એક દૃષ્ટિપાત કરી માધવી બોલી, “પરંતુ મારા ભાઇની શ્રદ્ધા આપની આ શ્રદ્ધાથી જુદી ન હોય તેની શી ખાત્રી ? ”

વિમાને સહેજ વ્યાકુળ થઇ કહ્યું, “ના, ના, તેમ કદી ન હોય ! તમારૂં આ ધરજ ખાત્રી આપે છે કે તેમ કદી ન હોય. ”

માધવી હસતી હસતી બોલી, “ તો પછી હંમેશાં તમારા બે જણા વચ્ચે વાદવિવાદ કેમ મચતો ? ”

મનમાં કંઇ ઉંડો વિચાર કરી વિમાન બોલ્યો, “ મ્હોડાનો વિરોધ શું હંમેશાં મતના વિરોધ ખાતરજ હોય એમ શા પરથી જાણ્યું ? કેટલીય વાર કેટલાંય કારણોથી આપણે આપણા પોતાના પ્રત્યે પણ અશ્રદ્ધાળુ બની જઈએ છીએ. તે તો તમે જાણતાં જ હશો ! ”

વિમાનવિહારીનાં વચનોથી સહેજ માનભંગ થઈ માધવીએ કહ્યું, “ પણ એ તો બહુજ ગેરવાજબી ગણાય ! ”

માધવીનું આશ્ચર્ય અને કંટાળો જોઇ વિમાનવિહારી મંદ મંદ હસવા લાગ્યો. તે બોલ્યો, “ ગેરવાજબી તો ખરૂં જ તો; પરંતુ માણ-સના સ્વભાવમાં આવી તો કેટલીય ભૂલો છે કે જે ભૂલોની ધારણા કરવી એ પણ અસંભવિત છે. તેથીજ મને લાગે છે કે મનુષ્ય હજુ પણ અર્ધ જંગલી પ્રાણી છે. ”

વિમાનવિહારીનું તત્વનિરૂપણ ધ્યાન બહાર રાખી માધવીએ ઉત્સુકતાપૂર્વક પૂછ્યું, “ પરંતુ પોતાને અણગમતી વાત છતાં કેવળ

ભાઇની સાથે વિરોધની ખાતર વિરોધ કરવાનું આપને શું કારણ હતું ? ”

“ એ કારણ પહેલાં તો હું સારી રીતે સમજી શકતો નહોતો, પણ સમજતાં બહુ વાર પણ લાગી નહોતી. પરંતુ એ વાત કહેતાં બહુ સમય લાગે તેમ છે. ” એમ કહી વિમાન હસવા લાગ્યો.

વિમાનવિહારીનાં આ વચનો સાંભળી પોતાની બધી કુતૂહળતા દબાવી માધવીએ શાંતભાવે કહ્યું, “ ના, ના, આપને એટલી બધી તકલીફ લેવાની જરૂર નથી. મને એવો શક ઉપજતો હતો કે આપ સરકારી નોકરી કરો છો એ કારણથીજ ભાઈ સાથે સર્વથા વિરોધ કર્યા કરો છો. પરંતુ હવે મને ખાત્રી થઈ છે કે એ મારો સંશય ખોટો હતો. ”

માધવીનાં વચનો સાંભળી વિમાનવિહારીના મુખમંડળ પર સહેજ રતાશ ચઢી આવી. તેણે જુસ્સાથી કહ્યુ, “ અલબત્ત, આપની એ સમજણ બરાબર નહોતી જ ! જે કારણથી હું તમારા ભાઈ સાથે વિરોધ કરતો હતો તે કારણ ગેરવાજબી હતું છતાં આટલું બધું નીચ તો નહોતું જ. અદેખાઈને લીધેજ હું તમારા ભાઇની વિરુદ્ધ પડતો હતો; ચાકરી ચાલુ રાખવા માટે નહિ ? ”

એક ક્ષણમાં બધો સંયમ ગુમાવી માધવી વિસ્મયપૂવક બોલી ઉઠી, અદેખાઈને લીધે ? કેમ શાની અદેખાઈ ? ” પરન્તુ તરત જ તે બોલી ઉઠી, “ ના, ના, એ વાત કહેવાની કંઇ જરૂર નથી. હું સમજી ગઈ છું. આવો, હું આપને મારા સૂતરમાં થએલો ક્રમવિકાસ બતાવું.”

પરંતુ વિમાનવિહારી માધવીના આમંત્રણ તરફ લક્ષ ન આપતાં બોલ્યો, “માધવી, આ રીતે તમારી સાથે આવી વાતોની ચર્ચા કરવામાં કંઇ બેઅદબી કરતો હોઉં તો માફ કરશો. પરંતુ વાત જ્યારે આટલે સુધી પહોંચી છે ત્યારે મારી વાતનો ઓછામાં ઓછો એક ભાગ તો

આજે પુરો કરી દઉં એવી મારી ઇચ્છા છે. અલબત એમાં તમને કશી અડચણ ન હોય તો જ. ”

“ માધવી કંઈ પણ જવાબ ન આપતાં વિમાનવિહારી તરફ જોઇ રહી. તેને વિચાર આવ્યો કે શો જવાબ આપવો. અડચણ છે એમ કહું કે અડચણ નથી એમ કહું ? માધવી કંઇ પણ નિશ્ચય કરી શકી નહિ.

ત્યારે મૌનને સંમતિનું લક્ષણ માની વિમાનવિહારીએ માધવી આગળ પોતાનું બધું હૃદય ખુલ્લું મૂકયું. થોડા દિવસથી સુમિત્રાની સાથે તેનો વિવાહ થવાનો છે એવી વાત ચાલતી હતી; બંને પક્ષ વચ્ચે આ તરેહની પાકી વાતચીત લગભગ થઈ ચૂકી હતી, એવામાં અચાનક સુરેશ્વર તેમનામાં મિત્રરૂપે આવી ઉભો; ત્યાર પછી એક દિવસે તેના સમજવામાં આવ્યું કે સુરેશ્વર પોતાના પ્રબળ અભિપ્રાય અને અતિ પ્રબળ દલીલોના બળ વડે સુમિત્રાને પોતાની ગમ આકર્ષે છે, ત્યારે તેનું મન સુરેશ્વર પ્રત્યેના દ્વેષથી ભરપૂર થઈ ગયું. ન્યાય અન્યાયનો ભેદ વિચારવા જેવી શકિત તેનામાં ન રહી. પોતાના અભિપ્રાય અને દલીલોદ્વારા કંઇ પણ વિચાર કર્યા સિવાય સુમિત્રાની સમક્ષ સુરેશ્વરને પાછો પાડવો એજ તેનું કર્તવ્ય થઈ પડયું; છેવટે તેને તેમાં અફળતા મળી એટલે અદેખાઈની આગ એવી ભયંકર રીતે સળગી ઉઠી કે પોતાને ઘેર અતિથિરૂપે આવેલા સુરેશ્વરનું અપમાન કરતાં પણ તેની ગૃહસ્થાઇને શરમ ન આવી. આ બધી વાત વિમાનવિહારીએ માધવીને જણાવી. માધવી આમાંની કેટલીક વાત જાણતી હતી તેમ કેટલીક વાત નહોતી જાણતી. તેથી તે આ બધું સાંભળતાં વિસ્મિત નેત્રે વિમાનવિહારી સામે જોઈ રહી હતી.

થોડી વાર થોભ્યા બાદ વિમાનવિહારીએ કહ્યું, “ પરંતુ હવે સુરેશ્વર પ્રત્યે મને સહેજ પણ અદેખાઈ રહી નથી. સુમિત્રાના સંબંધમાં મેં મારૂં મન એકદમ હલકું કરી નાંખ્યું છે ! ”

વિમાનવિહારીનાં વચનોનો અર્થ બરાબર સમજી શકી ન હોવાથી માધવીએ ઉત્સુકતાપૂર્વક પૂછયું, "સુમિત્રાના સંબંધમાં મન હલકું કરી નાખ્યું છે એનો અર્થ શો ?"

અત્યાર સુધી વિમાનવિહારી બધી વાત સહેલાઈથી જણાવ્યે જતો હતો પણ માધવીના આ પ્રશ્નથી કોણ જાણે કયાંથી તેનામાં એક પ્રકારની વિહ્વળતા આવી ગઈ. ન્યાયાધીશની સમક્ષ પોતાના હક્કો છોડી દેવાનું કબૂલ કરતાં જેવી લાગણી થાય તેવી જ લાગણી વિમાનવિહારીને દમવા લાગી. તેને લાગ્યું કે ખુલ્લી રીતે સુમિત્રા સાથેનો સંબંધ છોડી દેવાનું કબૂલ કરીશ તો પછી હંમેશને માટે હાથ ધોઈ નાખવા પડશે. પછી એ સંબંધના મારા બધા હક્ક માર્યા જશે; સાક્ષીની સમક્ષ દાનપત્રમાં સહી કર્યા પછી દાનસામગ્રીથી હંમેશને માટે છૂટા થવું પડશે !

પરંતુ અનધિકાર કબૂલ કરતી વેળા કોઇ પણ જાતનો સંતાપ જાહેર કર્યા સિવાય વિમાનવિહારીએ જણાવ્યું કે 'સુમિત્રા પરના કોઇ પણ પ્રકારના અધિકારની કલ્પનાથી હવે મારૂં મન દબાએલું નથી, તેથી જ કહું છું કે હવે મન હલકું કરી નાખ્યું છે. સુમિત્રા પર મારો કશો હક્ક છે એમ હવે હું માનતો નથી."

અતિશય વિસ્મય પામી માધવીએ પૂછયું, "કેમ ?"

"કેમ ? કારણ કે સુમિત્રા બીજાના અધિકારમાં છે. તેનું મન, તેનો આત્મા વગેરે બધું તમારા ભાઇના તાબામાં ગયું છે."

આ કંઈ માધવી માટે નવું નહોતું. આથી તેને નવાઈ પામવાની કંઇ જરૂર નહોતી. તે કેવળ પોતાના ભાઇની વકીલાત કરતી બોલી, "પરંતુ મારા ભાઇ તો સુમિત્રા ઉપર પોતાના કોઇ પણ જાતના અધિકાર છે, એ સ્વીકારતા નથી; તેમણે સુમિત્રાને ઘેર જવું બંધ કર્યું હતું અને અત્યારે તો જેલમાં છે."

વિમાને હસતાં હસતાં કહ્યું, "જેલમાં જઈને તો વધારે આકર્ષણ કર્યું છે. મને તો ઉલટું એમ લાગે છે કે તેમને જેલ ન મળી

હોત તો હજુએ મારે માટે કંઈક આશા હતી !" ત્યાર પછી તે એકાએક ગંભીર બની બોલ્યો.

"માધવી, તમે લોહચુંબક જોયું છે ?"

"હા."

"તમારા ભાઈ સુમિત્રાનું ચુંબક છે. દૂરથી પણ તે સુમિત્રાને ખેંચે છે. હું જાણું છું કે આજકાલ સુમિત્રા સાબરમતી જેલ તરફ મુખ રાખી બેઠી છે."

માધવીએ આગ્રહપૂર્વક પૂછ્યું, "આપે આ શી રીતે જાણ્યું ? શું કોઈની પાસે સાંભળ્યું છે ?"

માધવીના પ્રશ્નો સાંભળી વિમાનવિહારી મંદ મંદ હસતો બોલ્યો, "આજકાલ તો વાયર્લેસ ટેલિગ્રાફીનો યુગ છે. આ જમાનામાં બધી વાતો સામસામા બેસી સાંભળવાની જરૂર પડતી નથી. અત્યારે તો આકાશ તરફ કાન માંડી લોકો હજારો ગાઉ થતું ગાયન સાંભળે છે. મેં પણ તેવી જ રીતે આ વાત જાણી છે. વળી સુમિત્રાએ જાતે મારી પાસેથી સાબરમતી જેલની દિશા જાણી લીધી છે."

માધવી કંપી ઉઠી, "સુમિત્રાએ પોતે !"

"હા, પોતે. પરંતુ તે ખાતર મારા મનમાં કશી દીલગીરી રહી નથી."

થોડી વાર ચુપ રહ્યા બાદ માધવીએ પૂછ્યું, "સુમિત્રાએ આ વાત પૂછી ત્યારથી જ શું મારા ભાઈ પ્રત્યેની આપના મનમાંની ઇર્ષ્યા જતી હતી ?"

માધવીનો પ્રશ્ન સાંભળી વિમાનવિહારી ફરીથી મંદ મંદ હસવા લાગ્યો. તેણે કહ્યું, "તમે તદ્દન બાળક છો. એમ તે કંઇ અદેખાઇ જતી રહેતી હશે ? ત્યાર પછી જ મારી અદેખાઈએ આગનું રૂપ લીધું ! મને એવી ઇચ્છા થવા લાગી કે હમણાં ને હમણાં જેલમાં દોડી જઈ સુરેશ્વરના શરીરના ટુકડે ટુકડા કરી નાખું ! તે વખતે એક

પ્રકારની નિષ્ઠુર, નિષ્ફળ દમદમાટીથી હું મારૂં પોતાનું હૃદય તોડી ફાડી નાંખવા તૈયાર થયો હતો ! પરંતુ–"

વિમાનવિહારી વાક્ય પૂરૂં કરી શક્યો નહિ, એકાએક તેનું ગળું રૂંધાઇ ગયું.

માધવીએ બ્હીતાં બ્હીતાં કહ્યું, "પરંતુ શું ?" વિમાનવિહારીના મુખમંડળ પર છવાતી લાલાશ અને નેત્રો પર ફેલાએલી વ્યગ્રતા જોઈ માધવી મનમાં મનમાં ધ્રુજવા લાગી !

થોડી વાર ચુપ રહી વિમાનવિહારીએ પોતાની ઉગ્ર લાગણીઓ થોડી ઘણી શમાવી દીધી. પછી તે સહેજ શાંત અવાજે બોલ્યો, "પરંતુ બંદુકની અંદર ભરેલો બધો દારૂ જેમ એક ક્ષણમાં નીકળી જાય તેમ મારા મનમાંનો બધો વિરોધ બીજે જ દિવસે તદ્દન ખલાસ થઇ ગયો ! એ જાણે જાદુના ખેલ જેવો બનાવ બન્યો. સુરેશ્વરને શિક્ષા થયા પછી પહેલી વાર હું જ્યારે તમારે ઘેર આવ્યો તે દિવસની આ વાત કહું છું ! તમારા ઘરમાં અદેખાઇની આગથી સળગતો પેઠો હતો પણ પાછો વળ્યો ત્યારે બંદુકમાંનો બધો દારૂ તદ્દન ખલાસ થઇ ગયો હતો."

આ સાંભળી માધવીના હૃદયની ગતિ એટલી બધી વધી ગઇ કે તેને બીક લાગી કે એ ધડકારો વિમાનવિહારી પણ સાંભળે છે. ઇચ્છા નહોતી છતાં તેના કંઠમાંથી લથડતા સૂરે પ્રશ્ન નીકળ્યો, "એમ શાથી થયું ?" પોતાના કાનમાં પોતાનો જ વિકૃત ધ્વનિ સાંભળી તે ચમકી ઉઠી.

વિમાનવિહારી ધીરે ધીરે માથું હલાવી બોલ્યો, "એમ શાથી થયું તે કહીશ નહિ ! તે મારા જીવનનો બીજો અધ્યાય છે ! હું બધાની આગળ તે અગોચર રાખવા માગું છું. પહેલા અધ્યાયમાં મને જે અનુભવ મળ્યો છે, તે અનુભવનો ઉપયોગ બીજા અધ્યાય વખતે કરીશ તો મને લાગે છે કે અનેક દુઃખ પાછાં ઠેલી શકીશ."

બીજું કંઇ ન કહેતાં વિમાન દિવાલ પર દોરેલી ‘ રાજમાર્ગ ’ ચિત્રાવળી તરફ જોઈ રહ્યો. આ બહાને તે પોતાના ઉછળતા હૃદયને શાંત પાડવાનો પ્રયત્ન કરતો હોય એમ જણાતું હતું.

“ માધવી ! ”

“ શું કહો છો ? ”

માધવીના કંપાયમાન આર્ત સ્વરથી ચમકી વિમાને તેના તરફ જોયું. માધવીની આંખોમાં આંસુ હતાં ! પરંતુ તે તરફ જરાયે લક્ષ ન આપતાં તેણે કહ્યું, “ માધવી ! મને તમારા આ રાજમાર્ગનો મુસાફર બનાવશો ? હું તમારા રસ્તા પરનો કચરો દૂર કરીશ. ”

વિમાનવિહારીનાં આ વચનોએ માધવીના મુખ પર હાસ્ય ફેલાવ્યું. તેણે કહ્યું, “ કરી શકશો ? એ તો બહુ કઠણ કામ છે ! ”

વિમાને કહ્યું “ તેથી જ મારા જીવનમાં આટઆટલાં સ્ખલન થયાં છે ! ”

વિમાનવિહારીને પશ્ચાત્તાપ કરતો જોઈ માધવીએ વ્યથિત વદને કહ્યું, “ મને ક્ષમા કરો. મારાથી ગેરવાજબી શબ્દો બોલાઇ ગયા છે. કારણ કે મને ખાત્રી છે કે રાજમાર્ગનાં અનેક કામો કરવાની આપનામાં શક્તિ છે. ”

થોડી વાર માધવી તરફ જોઈ રહી વિમાનવિહારી બોલ્યો, “ આ શું ખાત્રીપૂર્વક કહો છો ? ”

“ હા, ખાત્રીપૂર્વક કહું છું ! ”

વિમાનવિહારી આનંદી વદને બોલ્યો, “ તમારી વાણી સાંભળી મને આશા પડે છે કે મારા જીવનનો બીજો અધ્યાય પહેલા અધ્યાયની પેઠે કદાચ નિષ્ફળ ન જાય ! ”

આનો કંઇક જવાબ ન આપતાં માધવી નીચાં નેત્રો ઢાળી ઉભી રહી.

રેંટીઆઘરની બધી સામગ્રી જોઇ રવાના થતી વેળા વિમાને માધવીને કહ્યું, "માધવી, આજે મેં તમને સુમિત્રા સંબંધમાં ઘણી વાતો કહી છે પરંતુ મુદ્દાની વાત કહી નથી. સુરેશ્વરની શિક્ષા પૂરી થાય તે પહેલાં સુમિત્રાની સાથે તેનાં લગ્ન થાય એવી વ્યવસ્થા કરી રાખવી જોઈએ. એક પક્ષનો ભાર તો હું જાતે ઉઠાવી લઇશ પરંતુ એમાં તમારી મદદની ખાસ જરૂર પડે તેમ છે."

માધવીના મુખ પર એકાએક રતાશ ચઢી આવી. તેણે દૃઢ છતાં શાંત ભાવથી કહ્યું, "મને ક્ષમા કરજો. હું આ બાબતમાં રતિભાર મદદ કરી શકીશ નહિ.'

"કેમ ?"

"કેમ તે જાણી આપને કંઈ લાભ નથી."

"તમે શું એવું ઇચ્છતાં નથી કે સુરેશ્વર સાથે સુમિત્રાનાં લગ્ન થાય તે સારૂં !"

"હું શું ઇચ્છું છું ને શું ઇચ્છતી નથી એ વાત આપને જણાવી શકતી નથી. આપ આ બાબતમાં મને ક્ષમા કરશો. હું આ બાબતમાં કંઈ જ કરી શકું તેમ નથી એટલું જ આપને જણાવું શકું છું."

એક પ્રકારના ગાઢા અંધકારથી વિમાનવિહારીનું મુખમંડળ છવાઈ ગયું. તે થોડી વાર ઊંડા વિચારમાં પડી ગયો, ત્યાર પછી તેણે કહ્યું, "વારૂ જવા દો એ વાત. હવે હું જાઉં છું." એમ કહી તે રવાના થયો.

માધવીને વિચાર આવ્યો કે વિમાનને બોલાવી એક વાત કહી દઉં, પરંતુ એ એક વાત કહેતાં બીજી અનેક વાતો કહેવી પડે એ આશંકાથી તેણે મૌનનેજ સારૂં ગણ્યું.

---

## પ્રકરણ ૩૬ મું

## કેવળ એક વચનને ખાતર

મ્હોડેથી ચુપ રહ્યા છતાં માધવીનું મન શાંત રહી શકયું નહિ. વિમાનવિહારી ગયા પછી નાના પ્રકારના પ્રશ્નોતર તેના મનને ડોળી નાખવા લાગ્યા. જે જે વાતો વિમાનવિહારીએ તેને કહી હતી તેનું તે મનમાં મનમાં પૃથક્કરણ કરવા લાગી; અને નદીના વાંક આગળ જેમ પાણીનો પ્રવાહમાંનો કચરો કિનારાના અટકાવને લીધે જામી ઘટ્ટ થઇ જાય તેમ જ્યાં જ્યાં વિમાનવિહારીના વિચારો અસ્પષ્ટ હતા ત્યાં ત્યાં માધવીની વિચારશક્તિ એક પ્રકારની ગુંચવણ પેદા કરવા લાગી.

વાતચિત કરતાં વિમાનવિહારીએ કહ્યું હતું કે સુરેશ્વરને સજા થઈ પછી પહેલીજ વાર જ્યારે તેણે આ ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે તેનું મન અદેખાઈની આગમાં બળી રહ્યું હતું પણ એ મુલાકાત પુરી થયા બાદ તેમાંનું કંઈજ રહ્યું નહોતું. એકાએક એ અદેખાઇની આગ આમ સહેજમાં હોલાઈ ગઈ તેનું કારણ જાણવાની મરજી દર્શાવતાં વિમાનવિહારીએ જણાવ્યું હતું કે 'એ તો મારા જીવનનો બીજો અધ્યાય છે અને તે હું અગાચેર રાખવા માગું છું.' તે પછી વાતચીત આગળ વધતાં એક સ્થળે તે એમ પણ બોલ્યો હતો કે ' માધવી, તમારી વાતચીત સાંભળતાં મને એમ લાગે છે કે મારા જીવનનો બીજો અધ્યાય પહેલા અધ્યાયની પેઠે નિષ્ફળ નહિ જાય. '

આ અગોચર અધ્યાય તે કયો અને તેની શરુઆત કઈ રીતે થઈ તે જાણવાની વૃત્તિ માધવીમાં અત્યારે પ્રબળતાથી વિરાજ કરી રહી હતી. સંશય અન સંભવની સામગ્રીથી તેણે એ બીજા અધ્યાયની જે કંઇ ઇમારત ચણી તેમાં પોતાની છાયા પડી હોય તેમ તેને નક્કી લાગ્યું. પહેલો અધ્યાય તો સુમિત્રાની અપ્રાપ્તિ સાથેજ પૂરો થયો છે

એમાં કંઈજ શક નથી; તો પછી બીજો અધ્યાય પણ એવીજ કોઈ તરૂણીની આશા સાથેજ શરૂ નહિ થયો હોય એની ખાત્રી શી ? બંદુકમાંથી એક ક્ષણમાં બધો દારૂગોળો ખલાસ થઇ જાય તેમ મનમાંથી બધી અદેખાઇ એક ક્ષણમાં નીકળી ગઈ એ પ્રસંગનું કારણ વિમાનવિહારીએ તો કોઇના જાદુને ઠરાવ્યું હતું પણ માધવીને લાગ્યું કે એ જાદુ કરનાર મારા સિવાય બીજું કોણ હોય ! માધવી પોતાના સિવાય બીજા કોઈને આ પલટાના કારણભૂત તરીકે ગણી શકી નહિ. વિમાનવિહારીએ અત્યાર સુધીમાં સ્પષ્ટ રીતે કંઈ જ કહ્યું નહોતું છતાં તેનો અંતરાત્મા વારંવાર કહેવા લાગ્યો કે એ બીજા અધ્યાયનું અધિષ્ઠાત્રીપદ તેણેજ લીધું છે.

પરંતુ આવો ફેંસલો માધવીને ગમ્યો નહિ. વિમાનવિહારીનો પ્રેમ સુમિત્રા ઉપરથી ખસી પોતાના પર ચોંટયો છે, તે વાત ખ્યાલમાં આવતાંજ પ્રથમ તો તે બહુ દુઃખી થઇ. જે વસ્તુમાં એકનિષ્ઠ થવાની શક્તિ નથી, બીજા વડે તિરસ્કૃત થવા જેટલી જે દુર્બળ છે, અને વાસ્તવિક રીતે તો જે બીજા વડે તિરસ્કૃત થઇ ચુકી છે ને વસ્તુ પ્રાપ્ત કરવાની કલ્પનામાં માધવીને હીનતાજ લાગી. તેનાં નિષ્ઠાપ્રિય મનમાં આ વિચાર પીડાદાયક થઇ પડયો.

પરંતુ દુર્બળતાનો એક ગુણ છે; તે એક તરફથી અશ્રદ્ધા પેદા કરે છે છતાં દયા અને સહાનુભૂતિ ઉપજાવવાની શક્તિ તેનામાં સ્વાભાવિક રીતેજ રહેલી હોય છે. તેથી વિમાનવિહારી દુર્બળ છે, એકનિષ્ઠ થઇ કોઈ પણ ચીજ પ્રાપ્ત કરવાની દૃઢતા તેનામાં નથી એ વિચારજ માધવીના બળવાન ચિત્તને ધીમે ધીમે દયાથી ભરપુર કરી નાંખવા લાગ્યો અને એ દયા જ છેવટે બળવાન થતી થતી એવી પુષ્ટ થઇ કે સુમિત્રાએ વિમાનવિહારીને તરછોડયો છે માટે તેને એકાદ આશ્રયની જરૂર છે એ વિચારની સત્યતા માધવીના દિલમાં સંપૂર્ણ રીતે ઠસી ગઇ.

પરંતુ આ દયામાં દયા ઉપરાંત બીજું કંઈ ભળેલું છે એવો ખ્યાલ માધવીના મગજમાં આવ્યો નહિ. ડાંખળીને તેણે કેવળ ડાંખળીના રૂપમાંજ જોઇ. ડાંખળીને છેડે ફળ લાગે છે એ તે વાત ભૂલી ગઈ હતી.

ભૂલવા સિવાય બીજો કંઈ ઉપાય નહોતો તેથીજ માધવીએ ઇરાદાપૂર્વક એ કાર્ય કર્યું હતું. જો એમ ન હોત તો સુરેશ્વરને આપેલું વચન પણ તે વિસરી ગઈ હોત. પણ તે તો ઉલટી એ વચનને અનુસરી કામકાજ કરતાં, વાતચીત કરતાં અને ઉઠતાંબેસતાં વિસ્મૃતિના બંધ વડે પોતાના વિચારપ્રવાહને સાંકડો કરવા મથતી હતી. પણ તે સાથે તેને એ વિચાર ન આવ્યો કે પ્રવાહ જેમ સાંકડો થાય તેમ તે વધારે ઉંડો બની જાય છે.

આ વાત કેટલાક દિવસ પછી એક દિવસ સુમિત્રાને ઘેર તેના જન્મદિવસે સાબીત થઈ. આ વખતે સુમિત્રાએ પોતાના જન્મદિવસને દહાડે કંઈ ઉત્સવ કરવા દીધો નહોતો. કેવળ માધવીને જ તેણે આમંત્રણ આપ્યું હતું. બપોરે જમ્યા બાદ સુમિત્રાના ઓરડામાં બેસી બંને સખીઓ વિશ્રંભાલાપ કરતી હતી.

સુમિત્રાએ કહ્યું, " માધવી, સાંભળ્યું કે ? વિમાનવિહારીએ નોકરી છોડી દીધી છે."

માધવી ચમકી ઉઠી.

" નોકરી છોડી દીધી છે ! ક્યારે ? મેં તો કંઈજ સાંભળ્યું નથી."

" કાલે તેમનું રાજીનામું મંજૂર થયું છે. કાલે સંધ્યાકાળે તેઓ અમારે ઘેર આવ્યા હતા. આજે ચાર્જ આપી દેવાના છે."

માધવીના આનંદી ચહેરા પર એક પ્રકારની છાયા પડી. થોડી વાર વિચાર કર્યા બાદ તેણે કહ્યું, " તો પછી હવે તારે કંઇ જ વાંધો રહ્યો નહિ, ખરૂં ?"

"વાંધો શાનો?"

"તેમની સાથે લગ્ન કરવાનો."

"ઓહ!" કહી સુમિત્રા થોડી વાર શાંત રહી બોલી, "પરંતુ આટલાથી મારા બધા વાંધા ઉડી જશે એમ તેં શાથી ધાર્યું? મેં તો તેમને કંઈ કહ્યું નહોતું."

સુમિત્રાનાં વચનો સાંભળી માધવી મંદ મંદ હાસ્ય કરી બોલી, "તેં કહ્યું નહોતું એ કંઇ તેમનો અપરાધ નથી! તને પ્રાપ્ત કરવી હોય તો પછી તારી વિનંતિની રાહ જોવી પાલવે ખરી?"

"વારૂ, તકરાર ખાતર માની લઇએ કે તેમને રાહ જોવી ન પાલવે પણ માધવી! આજે તારો અવાજ આમ બદલાઈ ગએલો કેમ લાગે છે? વિમાનવિહારીએ નોકરી તો છોડી પણ તે સાથે તને પોતાના પ્રતિનિધિ તરીકે મને સમજાવવાને પણ રોકી છે કે શું?" એમ કહી તે હસવા લાગી.

મનમાં કંટાળો ખાઇ માધવીએ કહ્યું, "વિમાનવિહારીએ તો કંઇ કર્યું નથી બ્હેન, નસીબે જ મને તેમના પ્રતિનિધિ તરીકે વર્તવાનો હુકમ કર્યો છે!"

સુમિત્રાએ હસતા વદને કહ્યું, "તો પછી એને સારૂં નસીબ ન માનતી, કમનસીબ જ માનજે."

પરંતુ માધવી સુમિત્રાનાં આ વચનોથી ખુશી થઇ નહિ. તેને એમ લાગ્યું કે વિમાનવિહારી પ્રત્યેના ધિક્કારને લીધે જ સુમિત્રા કમનસીબની વાત કરે છે. આટલો બધો અહંકાર તેને અસહ્ય થઈ પડયો. તે નાખુશ વદને બોલી, "સુમિત્રા, એને ખરાબ નસીબ કેમ માને છે? વિમાનવિહારીને તું શું એટલા બધા અયોગ્ય ગણે છે કે તેનો પક્ષ લઇ તારી આગળ બોલવું એને પણ તું કમનસીબનાં ચિન્હ તરીકે લેખે છે?"

માધવીનાં વચનો સાંભળી સુમિત્રા બોલી ઉઠી, "ના, ના, માધવી, હું વિમાનવિહારીને તદ્દન અયોગ્ય માનતી નથી! તું એમ કેમ ધારે

છે તે હું સમજી શકતી નથી. તેના પર હું પુરતી શ્રદ્ધા અને ભક્તિ રાખું છું. તેં ભૂલથી મેં વાપરેલા 'કમનસીબ' શબ્દનો ઉંધો અર્થ કર્યો છે. કેવળ તું તેના તરફથી વકીલાત કરવા આવે તેને હું મારૂં કમનસીબ માનું છું."

આ વાત સાંભળી માધવી હસી પડી. તેણે કંઈ જ કહ્યું નહિ.

"માધવી?"

"શું બ્હેન?"

"મને એમ લાગે છે કે કદાચ મારે માટે જ વિમાનવિહારીએ નોકરી છોડી છે!"

માધવીનું મુખમંડલ ફરીથી ફીકું પડી ગયું. તેણે ચિંતાતુર વદને કહ્યું, "એમ પણ હોય!"

"પરંતુ તેમાં મારો દોષ નથી. એ માટે હું જવાબદાર નથી!"

માધવી મનમાં કંઈક બડબડી પણ તે સુમિત્રાના કાન પર ગયું નહિ.

સુમિત્રાએ કહ્યું, "માટે એ ખાતર વિમાનવિહારી મારી પાસે કંઈજ માગણી કરી શકે નહિ. છતાં તેઓ કંઈ કહે તો મારે તેને શો જવાબ આપવો?"

આ વખતે સુમિત્રાની વાતમાં મન પરોવી માધવીએ કહ્યું. "તારે શું કહેવું તે હું કઇ રીતે કહું? તારા મનમાં આવે તે બોલજે."

સુમિત્રા સહેજ અધીરી બની બોલી, "મારા મનમાં આવે તે તો હું કહીશ જ, પણ આ બાબતમાં તારો શો અભિપ્રાય છે તે પૂછું છું."

"તે સંબંધમાં હું કંઈ જ કહી શકીશ નહિ. એ માટે મને ક્ષમા કર બ્હેન!"

માધવીનાં આ ન સમજાય તેવાં આચરણથી વિસ્મય પામી સુમિત્રાએ વ્યથિત વદને કહ્યું, "પરંતુ આ બાબતમાં તારી સલાહ પૂછવા

માટે જ મેં જન્મદિવસને બ્હાને તને બોલાવી છે. આમ જાણ્યું હોત તો પછી આજે કંઈ જ કરત નહિ !"

માધવી મંદસ્વરે બોલી, "હવે પછી આવી સલાહ પૂછવા માટે તું મને કદી ન બોલાવતી. કારણ કે હું આ બાબતમાં તને કંઇ જ સલાહ આપી શકું તેમ નથી."

આ વખતે સુમિત્રાને સહેજ ગુસ્સો ચઢ્યો; તેણે લગાર કઠોર અવાજે કહ્યું, "પરંતુ એમ કરવાનું કંઈ કારણ ? એક દિવસ તો વિના આમંત્રણે ઘેર આવી મને વણમાગી કેટલીય સલાહ આપી ગઇ હતી; આજ એ બધો ઉત્સાહ ક્યાં ચાલ્યો ગયો ?"

માધવીના ચહેરા પર વેદનાનાં ચિન્હો સ્પષ્ટ દેખાવા લાગ્યાં. તેણે બંને હાથે સુમિત્રાના હાથ પકડી રાખી આર્ત્ત કંઠે કહ્યું, "બ્હેન, ગુસ્સે થઇશ નહિ, મને ક્ષમા કર. તું જો મારૂં દુઃખ જાણતી હોય તો આમ કદી ગુસ્સે ન થાત !"

માધવીનાં આ વચનો સાંભળી સુમિત્રાનો બધો ક્રોધ એક ક્ષણમાં શાંત થઈ ગયો. તેણે સહાનુભૂતિદર્શક અવાજે કહ્યું, "તારૂં દુઃખ ? તારૂં દુઃખ તે વળી શું ? માધવી, બ્હેન એ દુઃખ મને જણાવવામાં તને કંઇ અડચણ છે ?"

માધવી ઉતરેલે ચહેરે બોલી, "હા."

આ જવાબ સાંભળી સુમિત્રા દિગ્મૂઢ બની ગઈ. તે થોડીવાર પછી દીલગીર સ્વરે બોલી, "ત્યારે તો નિરૂપાય."

માધવી ઉંડી ચિંતામાં ગરક થઈ ગઇ. સુમિત્રા પોતાને જીવજાન સખી માની સલાહ પૂછે છે છતાં પોતે તેને કોઈ પણ જાતની સલાહ આપી શકતી નથી ! એ વાત તેના ચિત્તને ચકડોળે ચડાવવા લાગી. વધુ વિચાર કરતાં તેને એમ પણ લાગ્યું કે કદાચ અડચણ ન હોત તો પણ સુમિત્રાને સલાહ આપવા જેવું છે પણ શુ ?

પહેલાં જે અડચણ રૂપ હતો તે હવે મિત્ર બની બેઠો હતો ! પરંતુ નિરૂપાય ! હાય વચન !

"માધવી !"

માધવી સુમિત્રા તરફ જોઈ રહી. "એક વાત પૂછું ?"

"પૂછ ને બ્હેન !"

સહેજ અચકાઇ સુમિત્રા બોલી. "વારૂ, તું શું વિમાનવિહારીને–"પરંતુ આટલું કહી તે વધારે બોલી શકી નહિ. વાક્ય અધુરૂં રાખી ચુપ થઇ ગઈ.

વાત પુરી સાંભળવાની ઇચ્છાથી માધવીએ કહ્યું, "વિમાનવિહારીને પછી શું કહેવાની હતી ?"

સુમિત્રાએ હસતા વદને કહ્યું, "ચાહે છે ?"

સુમિત્રાની વાત સાંભળી માધવીના ગૌર વદન પર રતાશ ફરી વળી. તે થોડીવાર શાંત રહ્યા બાદ બોલી, "તને હું સલાહ આપતી નથી માટે આમ ધારે છે ? એમ હોત તો તો હું તને સલાહ આપત જ."

"એ તો ખરી વાત."

"તો પછી આમ ધારવાનું કારણ ?"

"કારણ એટલું જ કે મને એમ લાગે છે ! કહે તો ખરી, મારૂં અનુમાન ખરૂં છે કે ખોટું ? આ વખતે પણ એમ કહીશ કે એ પ્રશ્નનો જવાબ અપાય તેમ નથી તો તો ખરેખર તું તારીજ જાળમાં ગુંચવાઈ જવાની છે !" એમ કહી સુમિત્રા હસવા લાગી.

પરંતુ માધવીએ બીજી વાત ઉપાડી એ જાળમાંથી છટકવાનો પ્રયત્ન કર્યો; તેણે કહ્યું, "સુમિત્રા, તું જેને ચાહી શકતી નથી તેને હું ચાહું છું કે નહિ એ પૂછતાં તને શરમ આવતી નથી ?"

આ પ્રશ્નનો જવાબ શો આપવો તે સુમિત્રાને એકદમ ન સૂઝ્યું. પણ થોડી વાર પછી કંઈક સાંભરી આવતાં તેણે હસતા વદને કહ્યું, "પરંતુ તું શું વિમાનવિહારીને અયોગ્ય માને છે કે આવી વાત કરે છે ?"

"સુમિત્રા, તું મારાં જ હથિયાર વડે મને મારવા માગે છે ? તું તો મારા કરતાં ચઢી. "એમ કહી માધવી હસવા લાગી.

સાંજે પ્રમોદરાય અને જયાલક્ષ્મીને પ્રણામ કરી, તેઓની રજા લેઈ માધવી ગાડીમાં બેઠી. સુમિત્રા તેને વળાવવા માટે ગાડી સુધી આવી હતી.

ગાડી પર પઢતાં જ માધવીની નજર એક કાગળના બંડલ પર પડી. તેણે સુમિત્રા તરફ જોઈ પૂછ્યું, "બ્હેન, આમાં શું છે?"

સુમિત્રાએ હસતા વદને કહ્યું, "સૂતર છે. તારા સાળખાતામાં આ સૂતરમાંથી એક ધોતીજોડો વણાવી રાખજે જે. જે ખરચ થાય તે મને કહાવી મોકલજે એટલે હું તે મોકલી આપીશ."

માધવીએ નવાઈ પામી કહ્યું, "આ સુતર શું તેં કાંત્યું?"

"હા."

"બધું?"

સુમિત્રાએ હસતા વદને કહ્યું, "હા, બધું. પરંતુ એમાં તને નવાઇ શાં લાગે છે? આ સિવાય બીજું સૂતર પણ મારા ઓરડામાં ફાજલ પડ્યું છે."

આ બાબતમાં વધારે વાતચીત ન કરતાં માધવી બોલી, "વારૂ, તારૂં એ કામ ખુશીથી કરાવી આપીશ. પણ શું બહુ ઉતાવળ છે?"

"ના, એટલી બધી તો કંઈ ઉતાવળ નથી. તારી સગવડ પ્રમાણે વણાવી રાખજે. વળી તે મારી પાસે મોકલવાની જરૂર નથી, તું તારી પાસે જ તૈયાર થયે રાખી મૂકજે."

માધવીએ નવાઈ પામી પૂછ્યું, "કેમ?"

સુમિત્રાના મુખ પર ગુલાબી રંગની સુરખી રેલાઈ રહી. તેણે થોડી વાર ચુપ રહી જવાબ આપ્યો, "તારા ભાઇ આવે એટલે એ ધોતીજોડો તેમને આપી કહેજે કે મેં તેમની પાસેથી એક જોડ સાડી લીધી હતી તેની કિંમત પેટે આ ધોતીજોડો જમે કરે. બાકી જે કંઇ વધઘટ નીકળે તેનો હિસાબ પછી થઇ રહેશે."

માધવીની જીભ એક વાત કહેવાને સળવળવા લાગી, પરંતુ તેણે મહામહેનતે પોતાની કુતૂહલતાને દબાવી ટુંકાણમાં કહ્યું, "વારૂ, કહીશ."

મ્હોં પરથી માધવીના મનની વાતનું અનુમાન કરી અભિમાનથી સુમિત્રાની આંખોમાં પાણી ભરાયાં; તેણે ગળગળા સ્વરે એક દિવસે માધવીએજ વાપરેલા શબ્દોમાં કહ્યું, "પાણીની ચકલીનો પેચ આજે એટલો સખત થઇ ગયો છે કે એક છાંટો પાણીએ ન મળ્યું !"

માધવી એક ક્ષણ સ્થિર દૃષ્ટિથી સુમિત્રાના મુખ સામું જોઈ રહી. ત્યાર પછી તે જુસ્સાભેર બોલી, "બ્હેન, ગળામાં ઘા પડયો છે ! ઘણું કષ્ટ થાય છે ! જો કદી એ ઘા રૂઝશે તો તું ગાંડી થઇ જાય એટલી વાતો કરીશ. આજ તો મને ક્ષમા કર બ્હેનડી !"

"વારૂ" કહી ગાડીનો હાથો છોડી દઇ સુમિત્રા સહેજ દૂર ઉભી.

ગાડી ચાલતાં માધવીએ એક લાંબો નિસાસો મૂકયો. હાય વચન !

---

## પ્રકરણ ૩૭ મું

## ચંદ્ર અને પૃથ્વી

ઘેર આવી માધવી તારાસુંદરી સાથે થોડી વાતચીત કરી ઘરકામમાં જોડાઈ. સુમિત્રા સાથે વાતચીત કરતાં જે વિચારો તેના મનમાં ઉદય પામ્યા હતા, તે વિચારો હવે પછી ન કરવા એવો નિશ્ચય કરી તેણે ઘરમાં પગ મૂકયો હતો. જ્યાં સુધી તે કામકાજમાં રોકાઇ રહી ત્યાં સુધી તો એ નિશ્ચય પાળવામાં વાંધો ન આવ્યો પણ નિયમિતપણે કરાતું કામ તો થોડીવારમાં ખલાસ થયું એટલે ફરીથી નાના પ્રકારના વિચારો નાનાં વાંદળાંની પેઠે તેના મનમાં વિચરણ કરવા લાગ્યા.

છેવટે કંટાળી જવાથી તેણે થોડીવાર તારાસુંદરી સાથે વાત કરી જોઇ, પણ મન શાંત ન થયું. એક પુસ્તક ઉઘાડી તેમાં મન પરોવવાનો પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. હવે તે કાંતવા બેઠી, પરંતુ તેને જણાયું કે રેંટીઆથી કંતાતા સૂતરના તાતણા કરતાં વિચારના

તાંતણા વધારે લાંબા અને સૂક્ષ્મ થતા જાય છે, એટલે છેવટે તેણે રેંટીઓ છોડી વિચારમાં જ મન પરોવ્યું.

જે પ્રશ્નનો જવાબ તે સુમિત્રાને આપી શકી નહોતી તે પ્રશ્ન હવે પોતે પોતાની જાતને પૂછી નાના પ્રકારની દલીલો વડે તેનો જવાબ નક્કી કરવા લાગી. પરંતુ ચિંતાનો તાંતણો કોઇ પણ પ્રકારનો નિશ્ચય કર્યા સિવાય નાના પ્રકારની જાળ ગુંથવા લાગ્યો. છેવટે માધવી વિતર્ક તજી મનમાં મનમાં દ્રઢતાપૂર્વક કાલ્પનિક સુમિત્રાને ઉદ્દેશી બોલી, "ના, હું વિમાનવિહારીને ચાહતી નથી, હું ભાઇની પાસે જે વચનથી બંધાઈ છું તે વચન મને તેમ કરવામાં અટકાવે છે." માટે ખચિત હું વિમાનવિહારીને ચાહતી નથી.

પરંતુ કળણમાં પડેલો માણસ જેમ જેમ બહાર નીકળવાનો પ્રયત્ન કરે તેમ તેમ ઉંડો ઉતરતો જાય છે તેમ માધવી જેમ જેમ નિશ્ચય કરતી ગઇ કે 'હું વિમાનવિહારીને ચાહતી નથી' તેમ તેમ સંશય તેનું ગળું દબાવી કહેવા લાગ્યો કે 'ખચિત તું વિમાનવિહારીને ચાહે છે! નહિ તો સુમિત્રા સાથેની વાતચીતનાં વખતો વખત તારૂં હૈયું શા માટે કાંપતુ હતું અને મ્હોં પણ શા માટે ફીકું પડતું હતું?"

માધવીએ મનમાં મનમાં આ પ્રશ્નનો જવાબ દીધો કે, "એ તો ક્ષણિક દુર્બળતા હતી. એ દુર્બળતા હવે જતી રહી છે." પરંતુ સંધ્યાકાળ પહેલાં વિમાનવિહારી તેની સામે આવી ઉભો ત્યારે તે સ્પષ્ટ રીતે સમજી શકી કે દુર્બળતા હો કે બીજું કંઇ હો પણ તે ક્ષણિક નથી, કારણ કે તે હજુ પણ તેના મનમાં હયાત રહ્યું છે.

તારાસુંદરી તે વખતે માળા ફેરવતી હતી, એટલે વિમાનવિહારી આગળ તેને જ બોલવું પડયું.

કેટલીક સાધારણ વાતચીત પછી વિમાનવિહારીએ કહ્યું, "માધવી, મેં નોકરી છોડી દીધી છે."

બીજી તરફ જોઇ માધવીએ કહ્યું, "હા, મેં સાંભળ્યું છે."

" સાંભળ્યું છે? કોની પાસે સાંભળ્યું ?"

કોની પાસેથી આ સમાચાર મળ્યા તે માધવીએ ટુંકાણમાં કહ્યું.

વિમાનવિહારીએ કહ્યું, " કાલે ચાર્જ સોંપી તમારી પાસે હાજર થઇશ. તે વખતે તમારા રાજમાર્ગના મુસાફરોમાં મારી નીમણૂક કરશો?"

વિસ્મિત નયને વિમાનવિહારી સામે જોઇ માધવીએ પૂછયું, " કાલે ચાર્જ આપવાના છો ? આજે જ આપવાના હતા ને ?"

" એ વાત ખરી; પરંતુ નસીબમાં હજુ એક દહાડો એ ભોગ ભોગવવાનું લખ્યું છે, તેથી આજે કોઇપણ રીતે એ કાર્ય પતાવી શકયો નથી."

બીજો કોઈ પ્રશ્ન ન પૂછતાં માધવી ચુપચુપ બેસી રહી,

થોડીવાર વિચાર કરી વિમાનવિહારી બોલ્યો, " માધવી, રાજમાર્ગમાં પ્રવેશ કરવા માટે બીજું કાંઇ કરવાનું હોય તો મને કહો."

એ વાતનો કંઇ જવાબ ન આપતાં ધડકતી છાતીએ માધવીએ પૂછયું, " વારૂ, આપે નોકરી કેમ છોડી દીધી ? "

આ પ્રશ્નનો શો જવાબ આપવો તે પ્રથમ તો વિમાનવિહારીને સૂઝ્યું નહિ. ત્યાર બાદ તેણે મંદ હાસ્ય કરી કહ્યું, " તમારા રાજમાર્ગમાં શ્રદ્ધા રાખવા માટે રાજમાર્ગ પર ચાલવું બંધ કરવું પડે."

આ જવાબથી બરાબર સંતોષ ન થતાં માધવી વ્યગ્રપણે બોલી " પરંતુ રાજમાર્ગ પર ચાલવાની તમને ઇચ્છા કેમ થઇ, તે પૂછું છું !"

આ સાંભળી વિમાનવિહારી મંદમંદ હસવા લાગ્યો; તેણે કહ્યું, " તમારા પ્રશ્નનો રીતસર જવાબ આપવાની જરૂર પડશે તો પછી આપીશ. હાલમાં તો એક વાર્તા યાદ આવે છે તે કહું છું, સાંભળો. એક દિવસ આકાશમાંના ચંદ્રમાએ આપણી આ માટીની પૃથ્વીને પૂછયું હતું કે ' વારૂ પૃથ્વી, તારી છાતી પર આ પ્રમાણે ચાંદની પડે છે કેમ ?" આ પ્રશ્નનો જવાબ પૃથ્વીએ મોટેથી બોલીને આપ્યો નહિ

પણ મનમાં મનમાં આપી દીધો કે જે વસ્તુ ખરાબ નથી તેનો પણ મારો ખુલાસો આપવો પડે!" એટલું કહી વિમાનવિહારી ખડખડ હસી પડયો.

વાર્તા સાંભળી માધવીના ચહેરા પર રતાશ ફરી વળી અને છાતીનો ધડકારો એટલો બધો વધી ગયો કે તેને લાગ્યું કે ખુદ વિમાન-વિહારી પણ એ ધડકારાનો અવાજ સાંભળે છે!

થોડી વાર રાહ જોઇ વિમાનવિહારીએ સહેજ ગંભીર અવાજે કહ્યું, "માધવી, રાજમાર્ગ પર ચાલવાની મને કેમ ઇચ્છા થઈ તેનો વધારે ખુલાસો કરવાની હજુ જરૂર છે?"

માધવીએ ધડકતા અવાજે કહ્યું, "ના."

મૃદુ અવાજે વિમાનવિહારીએ કહ્યું, "ત્યારે જવા દો એ વાત."

ત્યાર બાદ થોડી પળો શાંતિમાં પસાર થઈ. જે વાત જાહેર થવાના દ્વાર પર આવી પહોંચી હતી. તે એકાએક રૂંધાઇ જવાથી બંનેનાં ચિત્ત વલોવાવા લાગ્યાં હતાં. વાક્યમાં અનિર્વચનીયતા ન ગુમાવતાં વિચારના વિચિત્ર રંગમાં તેઓનાં હૃદય રંગાઇ ગયાં! જે સ્થૂળ રૂપ ધારણ કરી શ્રવણેન્દ્રિયને કબજે કરવા તત્પર બન્યું હતું તે સૂક્ષ્મ રૂપ લઇ અતીન્દ્રિય અનુભૂતિને હચમચાવવા લાગ્યું.

"માધવી!"

કંઇ પણ બોલ્યા વગર માધવીએ પોતાના સંકોચ પામતા કરુણ નેત્ર વિમાનવિહારી ભણી ફેરવ્યાં.

વિમાનવિહારીના મુખ પર ચંચળતાની નિશાની પણ નહોતી. તેણે શાંત અવાજે કહ્યું, "ન મળવાનું મળતાં મને એક બીજી ચીજ પણ મળી છે. તે શું છે તે જાણો છો?"

માધવીએ ધીમેથી કહ્યું, "ના."

સ્પર્શ એજ કંઇ મિલન નથી, એ જ્ઞાનની ઝાંખી હવે મને થઇ છે. પૃથ્વી અને ચંદ્રના ઉદાહરણ પરથી જ જુઓને. મહા શૂન્યનું આટલું

બધું અંતર છતાં પૃથ્વી જ ચાંદની વડે ચંદ્રને ભેટે છે. અંતર એ બધી વેળા અડચણ કરતા થઈ પડતું નથી અને ફાટ પણ બધી વેળા ફાટ હોતી નથી. ચંદ્રમાંથી ચાંદનીનો પ્રકાશ પૃથ્વી પર આવી પડે છે, એ પરથી શું આવું સાબીત નથી થતું કે ચંદ્ર પૃથ્વીથી વિમુખ નથી ? ”

માધવી કંઇ જ ન બોલી. તેણે કેવળ ક્ષણભેર વિમાનવિહારી સામું જોઇ બીજી જ ક્ષણે નજર નીચી કરી દીધી.

સંધ્યાએ પોતાની ધૂપછાયાનો ધૂમાડીઓ છેડો પસારી દીધો છે. નીચે પાણીની ચકલીમાંથી ટપ ટપ કરતાં પાણીનાં ટીપાં પડે છે અને બહાર રસ્તા પર ગાડીઘોડા, લોકજન વગેરેની હાલચાલનો ધીમો અવાજ સંભળાય છે.

થોડીવાર ગુપચુપ બેસી રહ્યા બાદ વિમાનવિહારી ઉઠી ઉભો થયો. તેણે ધીમેથી કહ્યું, “ હવે જાઉં છું, કાલે કદાચ આવીશ. ”

માધવીએ ઉભા થઇ કહ્યું, “ પધારજો. ”

ત્યાર પછી વિમાનવિહારીની પાછળ પાછળ બેચાર ડગલાં જઈ તેણે સંશયગ્રસ્ત અવાજે પૂછ્યું, “ જો આપને ખાસ અડચણ ન હોય તો એક પ્રશ્ન પૂછું. ”

“ ખુશીથી પૂછો. ” વિમાનવિહારી પાછો ફરી માધવી તરફ ઉત્સુક નયને જોઇ રહ્યો.

થોડીવાર થોભ્યા બાદ નીચી નજર કરી માધવીએ કહ્યું, “ સુમિત્રા ધારે છે કે આપે કદાચ તેને માટેજ નોકરી છોડી દીધી છે. ”

એક ક્ષણ વિચાર કર્યા બાદ વિમાને કહ્યું, “ ધારતાં નથી પણ એવી એમને બીક છે. પરંતુ ધારો કે તે એમ ધારે છે તો પછી તમે શું કહેવા માગો છો ? ”

થોડી વાર થોભી માધવીએ કહ્યું, “ તો પછી કદાચ તેને આપની સાથે લગ્ન કરવાને કંઇ હરકત નથી. ”

“ એ વાત તેને ખુલ્લી રીતે પૂછવાનું તમે મને જણાવો છો ? ”

“ જો કહો તો હું પોતે તેને એ વાત પૂછું. ”

જરા સખત અવાજે વિમાનવિહારી બોલ્યો, "તમારી મરજી હોય તો પૂછજો. પરંતુ તમારી સહાનુભૂતિ માટે હું તમને ધન્યવાદ આપું છું! તમે મારે માટે આટલા બધા વિચાર કરો છો એ જાણતો નહોતો!"

ત્યાર પછી તે બે ડગલાં આગળ ગયો, પણ તરતજ પાછો ફરી બોલ્યો, "વિજ્ઞાનશાસ્ત્રીઓ શું કહે છે તે જાણો છો? તેઓ કહે છે કે કેવળ ચાંદની સિવાય ચંદ્રમાંથી બીજો કશો જવાબ મેળવી શકાતો નથી. કારણ કે ચંદ્ર ચેતનહીન છે, થંડો પડી ગએલો છે."

વિમાનવિહારી ગયો એટલે માધવી સ્તબ્ધ બની તેજ સ્થળે થોડીવાર ઉભી રહી. ત્યાર પછી તેની આંખમાંથી ટપ ટપ કરતાં અશ્રુઓ પડવા લાગ્યાં. તે અશ્રુઓ સુખનાં હતાં કે દુઃખનાં તે એ પોતે સમજી શકતી નહોતી; કેવળ તેના મનમાં એક જાતનો અપૂર્વ અનુભવ નદીના પૂરની માફક રેલાઈ રહ્યો હતો. એ અનુભવનદીની શાખા કે ઉપ-શાખાને સુખની સાથે સંબંધ છે કે નહિ તે તેને પ્રથમ તો ન સમજાયું, પણ થોડી વાર વિચાર કર્યા બાદ તેને લાગ્યું કે એ નદીનું ઉત્પત્તિ-સ્થાન સુખ છે. તેનું ચિત્ત આનંદ સાગરમાં નહાવા લાગ્યું. દુઃખ આપીને અને દુઃખ મેળવીને આટલું બધું સુખ મળે છે, તે તેણે તેના જીવનમાં આ પહેલી જ વાર અનુભવ્યું.

ત્યાર પછી માધવી પોતાના ઓરડામાં ગઇ. ઉત્તર દિશામાં એક જાળીયું હતું, ત્યાં જઇ ઉભી. અમદાવાદની અટારીઓએ આકા-શને અડકવાનો પ્રયત્ન કર્યો હતો છતાં તે હજુ તેને મનુષ્યની આંખથી અગોચર બનાવી શકી નહોતી. આકાશ સામું જોઈ એકાએક તેના હૃદયાકાશમાંનો ચંદ્ર પ્રકાશિત થઇ ગયો. તેને લાગ્યું કે એ ચંદ્રે પોતાનાં કિરણો રૂપી હાથ વડે એક પૃથ્વીને પકડી રાખી છે. એ આલિંગન-બદ્ધ દશામાં તે પોકારી રહ્યો કે "ઓ મારી પૃથ્વી, હું તારો વિજ્ઞાન-શાસ્ત્રીઓને કહેલો ચંદ્ર નથી! હું ચેતનહીન કે ઠંડો પડી ગએલો નથી; જો હું ચંચળ છું, સજીવ છું!"

માધવી જાગ્રત છતાં સ્વપ્નરાજ્યમાં વિરહતી હતી. એક અજાણ્યા યુવકને ચંદ્રની ઉપમા આપી તેની સાથે ગેલ કરતી હતી. તે કલ્પના વડે કદી ન ચાખેલું માધુર્ય ચાખી રહી હતી. તેના હૃદયમાં હમણાંજ ઉઘડેલાં મુગ્ધત્વે કોલાહલ મચાવ્યો હતો.

## પ્રકરણ ૩૮ મું

---

## શનિ કે ધૂમકેતુ

---

બીજે દિવસે સરકારી નોકરી સાથેનો બધો સંબંધ તજી વિમાનવિહારી ઘેર પાછો ફરતો હતો. ગરીબાઈ ન હોવા છતાં તેની અવસ્થા એવી નહોતી કે આ પરિવર્તન તેને કોઈ પણ બાજુએથી સ્પર્શ ન કરે. તેથી રાત્રિના પાછલા પહોરના પશ્ચિમ તરફના અંધકારની માફક તેના મનમાં હજુ નાનાં પ્રકારનાં દુઃખ જાડું જાડું કરતાં છતાં પોતાનો માર્ગ રોકી રહ્યાં હતાં. પરંતુ મનની બીજી બાજુએ નજર ખસેડતાંજ તેને લાગ્યું કે તે બાજુ અરૂણોદયથી ઝળહળાં થઇ રહી છે, ત્યાં અંધકારનું નામનિશાન પણ નથી. વિમાનવિહારી શાંતિનો નિશ્વાસ નાંખી આનંદ પામ્યો. તેને લાગ્યુ કે રૂંધાએલાં વાયુનાં બારણાં ઉઘડી હવે જીવન ધારણ કરવાનું સહેલ થઈ પડયું છે.

મનની આ નિર્બોધ, નિશ્ચિત અવસ્થાને લીધે વિમાનવિહારી એક પ્રકારનો મીઠો મુક્તિનો આનંદ અનુભવવા લાગ્યો તેણે જે ત્યાગ કર્યો હતો, તેણે આસક્તિના દ્વાર આગળ છિદ્ર પાડી ધીમે ધીમે તેનું મન એવું અનાસક્ત કરી નાખ્યુ કે એ ત્યાગનો જે મુખ્ય ઉદ્દેશ હતો તે પણ ઉદાસીનતાના વાવાઝોડામાં અદષ્ટ થઇ ગયો. તેને લાગ્યું કે બંધન વગરનું તેનું ચિત્ત આશ્રય તજી ધીમેધીમે મહાશૂન્યના રાજ્યમાં જઇ પહોંચ્યું છે. ત્યાં આશ્રય નથી, તેથી આશ્રયને લીધે પેદા થતી

સંકુચિતતા પણ નથી. કેવળ છેડા વગરની નીલિમાના વિશાળ વક્ષ-સ્થળ પર સહજ, સ્વચ્છંદ રીતે તરવું એજ તે રાજ્યના નાગરિકોનું મુખ્ય કર્તવ્ય છે.

ભાડાની ગાડીમાં બેસીને વિમાનવિહારી ઘેર આવતો હતો. રસ્તાનો કોલાહલ, દુકાનોમાં ખરીદનારાઓની ધમાલ, કોઇ કોઇ જગાએ વેચનાર ને લેનાર વચ્ચે થતી તકરાર વગેરે શ્રવણ કરતો છતાં તેનું ધ્યાન આજે તે તરફ નહોતું. તેનું મન આજે વૈરાગ્યસાગરમાં ડુબકી મારી ગયું હતું. કેવળ એ વૈરાગ્યસાગરના અમુક પ્રદેશમાં એક અપૂર્વ શ્રીમંડિત મુખડું નજરે પડતું હતું, પરન્તુ તે જાણે દિવસના દીવાના જેવું મલિન હોય, સવારના તારાના જેવું ઝાંખું હોય એવું જણાતું હતું.

ઘેર જઈ તે પોતાના ઓરડામાં જતો હતો ત્યાં દૂરથી સુરમા-એ તેને જોઈ કહ્યું, “વિમાનભાઇ, બધું ચૂકવી આવ્યા કે ?”

સુરમાનાં વચનો સાંભળી વિમાનવિહારી પાછો બહાર આવ્યો.

“હા, બધું ચૂકવી આવ્યો.” “ભાભી, કહો તો ખરાં તમને કંઇ દુ:ખ થાય છે ખરૂં ?”

સુરમા મંદ હસી બોલી, “ના, તેમાં વળી દુ:ખ શા માટે ?”

“ત્યારે ? મારા પર ગુસ્સે થયાં હશો કદાચ.”

સુરમા હસતી હસતી બોલી, “ના, ગુસ્સો પણ ચઢ્યો નથી.”

“ત્યારે શું થાય છે ? આનંદ થાય છે ખરૂં ?”

આનંદ થતો ન હતો એ તો નક્કી હતું. પણ એ વાત સુરમાના મુખમાંથી બહાર પડી નહિ. થોડા દિવસથી વિમાનવિહારીની વર્ત-ણુકમાં ફેરફાર થએલો જોઇ સુરમા શંકાશીલ બની ગઈ હતી. તેમાં વળી આ ડેપ્યુટિ કલેકટરની પદવીનું રાજીનામું આપ્યું તે તેને ગમ્યું નહોતું. આ બધું વિમાનવિહારી સુમિત્રાને સંતોષવા ખાતર કરે છે. એ બાબતમાં સુરમાને લગારેય શંકા નહોતી. તેથી જ આ ક્રમે ક્રમે વૃદ્ધિગત થતા પ્રેમનું પરિણામ નિરાશામાં આવશે એટલે તેને કેવો

આઘાત થશે એ કલ્પના થતાં જ સુરમાનો આનંદ દીલગીરીના રૂપમાં ફેરવાઇ જતો હતો. તે એક દારૂણ ચિંતામાં ડુબી ગઈ હતી. તેને ખાત્રી હતી કે સુમિત્રા પોતાની ઇચ્છાથી આત્મસમર્પણ ન કરે તો વિમાનવિહારી તેને કાઈ પણુ રીતે મેળવી શકે તેમ નહોતું; કારણ કે તે બાબતમાં સુમિત્રાના મત વિરુદ્ધ વર્ત્તવાનું સાહસ કરવાનું જયાલક્ષ્મીમાં સામર્થ્ય નહોતું અને પ્રમોદરાય તો સુમિત્રા પર દબાણુ ન થાય તે માટે ગમે તે કરવા તૈયાર હતા.

સુમિત્રાને દિગ્મૂઢ બની ઉભી રહેલી જોઈ વિમાનવિહારી મંદ હાસ્ય કરી બોલ્યો, “ભાભી તમને દુઃખ થતું નથી, સુખ પણ થતું નથી, ગુસ્સો પણ ચઢતો નથી. તમે તો નિર્વિકારી થઇ ગયાં લાગો છો !”

જે પ્રત્યાઘાત થવાનો જ હતો તેથી વિમાનવિહારીને તદ્દન અજાણ્યો ન રાખવો જોઇએ એવા ઉદ્દેશથી તેણે વિમાનવિહારી તરફ નજર કરી કહ્યું “ તદ્દન નિર્વિકારી તો નહિ પણ થોડીઘણી બીક લાગે છે ! ”

વિમાનવિહારી નવાઈ પામી બોલ્યો, “બીક લાગે છે? બીક શાની !”

થોડીવાર મૂંગી રહી અચકાતા અવાજે સુરમાએ કહ્યું, “ બીક લાગે છે કે તમે આટલો બધો સ્વાર્થત્યાગ કર્યો છતાં કદાચ સુમિત્રા તેની કીંમત ન સમજે તો ? ”

આ સાંભળી વિમાનવિહારી હસવા લાગ્યો.

“ ભાભી, તમે તો બહુ બીકણ લાગો છો. એવી નજીવી વાતમાં વળી બીક જેવું શું છે? મારા સ્વાર્થત્યાગની કીંમત ન થાય તો પણ શું ! ”

વિમાનવિહારીના જવાબથી સુરમા સહેજ નવાઈ પામી; પરંતુ તેણે જ્યારે જાણ્યું કે આ સ્વાર્થ ત્યાગની સાથે સુમિત્રાને કંઈ સંબંધ નથી ત્યારે તેના વિસ્મયની સીમા રહી નહિ ! એકજ રસ્તે ગતિ થતી હોવાથી તેણે ધાર્યું હતું કે સુમિત્રાને લીધેજ વિમાનવિહારી આમ કરે

છે પરંતુ વિમાનવિહારીએ તેને વાતવાતમાં સમજાવી દીધું કે એવો કોઇ પણ જાતનો સંબંધ અમારા વચ્ચે નથી. કેવળ અમે એકજ વાવાઝોડામાં સપડાયાં છીએ એટલુંજ."

"ત્યારે તમે આ બધું શા માટે કરો છો ?"

હસતા વદને વિમાનવિહારીએ પૂછ્યું, "આ બધું શું ?"

શું પૂછી અગર શું જાણી વિમાનવિહારીના વિસ્મય પામેલાં મનને શાંત કરવું તે સુરમા ખ્યાલમાં ઉતારી શક્તી નહોતી. તેણે કેવળ જવાબ આપવા ખાતરજ કહ્યું, "આ ખાદી પહેરવી, નોકરી છોડવી વગેરે.'

"ભાભી, તમારી બેનને માટેજ આ બધું કરૂં છું એમ શા પરથી ધાર્યું !" એમ કહી તે હસવા લાગ્યો.

સુરમાએ હસતાં હસતાં કહ્યું. "ત્યારે કોની બેન માટે કરો છો, તે કહો."

વિમાનવિહારી હસતા વદને બોલ્યો, "કેવું આશ્ચર્ય ! કોઈની બેનને માટેજ આ બધું થાય છે એમ તમારા ખ્યાલમાં ક્યાંથી પેસી ગયું ? એમ શા માટે માનતાં નથી કે હું કોઈ ખરાબ ગ્રહના પંજામાં સપડાયો છું. હા, એટલું ખરૂં કે એ શનિ કે મંગળને એકાદ બેન હોય એ સંભવિત છે. તો એમ માનો કે એને ખાતર આ બધું કરૂં છું." વિમાનવિહારીનું હાસ્ય ઓરડો કંપાવવા લાગ્યું.

કોઇપણ પ્રકારની નકામી કલ્પના ન કરતાં કેવળ સ્વાભાવિક રીતેજ વિમાનવિહારીએ આ વચનો ઉચ્ચાર્યાં હતાં, પરંતુ સુરમાએ આ વાતમાં કોણ જાણે ક્યાંથી એક વ્યક્તિ ભેળવી દીધી અને બોલી. "ત્યારે શું માધવીને ખાતર કરો છો !"

ફીકા મોંએ વિમાનવિહારીએ કહ્યું, "શા પરથી ધાર્યું ?"

વિમાનવિહારીના પ્રશ્નથી અને એ પ્રશ્ન પૂછવાની ઢબ પરથી સુરમાએ ધાર્યું કે આ વાત ઉચ્ચારવામાં ભૂલ થઇ છે. પરંતુ આટલું બોલ્યા પછી બાકીનું ન બોલવું એ તો ઉલટું વધારે ખરાબ પરિણામ

નીપજાવે એવી શંકાને લીધે તેણે કહ્યું, "સુરેશ્વર જ તમારો શનિ છે?"

વિમાનવિહારી જોરથી માથું ધુણાવી બોલ્યો, "ના ના, ભાભી! સુરેશ્વર વળી શનિ શા માટે થાય? તે જો ગ્રહ જ હોય તો તેને ગ્રહ-રાજ સૂર્યજ ગણવો જોઈએ!"

જરા ભોંઠી પડી સુરમા બોલી, "પરંતુ શનિ શું ખોટો ગ્રહ છે? શનિ જો મિત્ર હોય તો પછી તેને તમારો ગ્રહરાજ સૂર્ય પણ પહોંચી શકે નહિ?"

વિમાનવિહારીએ હસતા વદને કહ્યું, "તે જાણું છું! દુષ્ટ માણસો મુરબ્બી થાય ત્યારે જે બને તેજ તે વખતે પણ બને!"

એ વખતે એક નોકરે આવી સમાચાર આપ્યા કે એક ગૃહસ્થ વિમાનવિહારીને મળવા માગે છે.

"તે કોણ છે? નામ પૂછ્યું છે?"

"હા જી, તેનું નામ સુરેશ્વર છે."

"સુરેશ્વર!" વિમાનવિહાર કૂદ્યો. તે એક શબ્દ પણ બોલ્યા વગર દિવાનખાના તરફ દોડ્યો.

સુરમા મનમાં બડબડી, "શનિગ્રહ હોત તો એ સારૂં હતું. આ તો પૂછડીઓ તારો લાગે છે."

સુરેશ્વર ઉભો ઉભો મંદ હાસ્ય કરી રહ્યો હતો. વિમાનવિહારી તેને ભેટી પડ્યો.

"ખબર આપ્યા સિવાય આમ અચાનક આવી ચઢ્યા! મેં તો કેટલીય યુક્તિઓ રચી હતી. તે બધી તમે તોડી નાંખી!"

સુરેશ્વરે હસતા વદને કહ્યું, "એમાં મારો કંઈ દોષ નથી. સર-કારની અતિથિશાળાના નિયમો એવા છે કે તેમાં પોતાની ઇચ્છા પ્રમાણે તો વરતાયજ નહિ. આજે સવારેજ એ અતિથિશાળાના ઉપ-રીએ મને જણાવ્યું કે આજે તમને છોડી મૂકવામાં આવે છે. ત્યારે મારે ન છૂટકે ઘેર આવવું પડ્યું."

"છૂટયા બાદ પણ તમે અમને ખબર આપી હોત તો અમે થોડી પુષ્પમાળ અને એકાદ ગાડી લઈ આવી પહોંચત ! વારૂ, પણ આ કંઈ નવું નથી. તમારી પાસે તો દરેક વિષયમાં છેતરાવુંજ પડયું છે. આજે પણ તમેજ અમારા કરતાં વધારે યુક્તિબાજ નીવડયા ! એમ કહી વિમાનવિહારી હસવા લાગ્યો.

સુરેશ્વરે માથું હલાવી કહ્યું, " આ વાતને હું તદ્દન નાકબુલ કરૂં છું ! જેલમાંથી બહાર આવ્યા પછી મેં જાણ્યું છે કે તમેજ બધી બાબતમાં મને છેતર્યો છે !"

વિમાનવિહારી નવાઇ પામી બોલ્યો, ' "એવું અશક્ય કામ મેં કર્યું હોય એવું સાંભરતું નથી !"

" છેલથી છૂટયા બાદ સૌ પહેલાં મને એવો વિચાર આવ્યો કે ઘેર મારી ખોટ પડી હશે તે ખોટ પ્રથમ મારે પૂરવી જોઇએ. ઘેર આવ્યા બાદ મને લાગ્યું કે મારૂં સ્થાન તો તમે લઇ લીધું છે. હવે તો હું નકામી વસ્તુ તરીકે ઘરમાં પડયો રહેવાનોજ. ત્યાં જુના કરતાં નવા અધિકારી વિશે ઘણું ઘણું સંભળાવા લાગ્યું ! ત્યાર પછી અહીં આવ્યો. અહીં આવ્યા બાદ તમારો આ નવો વેશ, નવી ચાલ, જોઇ હુંતો દિગ્મૂઢ બની ગયો છું ! જાહેરમાં મારી સાથે દરરોજ તકરાર કર્યા બાદ છૂપી રીતે તમે આ રીતે કરશો તે હું શી રીતે જાણી શકું ! આટલી બધી તકરાર અને પ્રતિકૂળ વાતાવરણ છતાં તમારો રાજમાર્ગમાં પ્રવેશ થયો છે તે ખરેખર અનુપમ છે ! માધવીને તો દૃઢ વિશ્વાસ પેદા થયો છે કે તમારે હાથે કંઇ મહાન કાર્ય થવાનું છે "

આ વચનો સાંભળી વિમાનવિહારીના મોં પર શરમની સુરખી છવાઈ રહી. તેણે કહ્યું, " શકિતમાન મનુષ્યો બીજાની અશકિતને શકિતનું આવરણ માની ભૂલ કરે છે. " ત્યાર પછી તે હસતો હસતો બોલ્યો, " મને લાગે છે કે નોકરી ન જ છોડવી એ જ મારે માટે વાજબી હતું ! નોકરી છોડી મેં જે છેતરપિંડી શરૂ કરી છે તે નોકરી હોત તો ન કરત ! "

" તેનું કારણ એટલું જ કે ત્યારે તમે બીજાંને નહિ પણ તમારી જાતને છેતરતા હતા ! " એટલું કહી સુરેશ્વર હસવા લાગ્યો.

થોડીવાર બંને કોઈ ઉંડા વિચારમાં પડી બેસી રહ્યા. હેમન્ત ઋતુની મનોહર સાંજ પોતાના માધુર્ય વડે આ બંને ઘાયલ, આતુર હૃદયોને વીંટળાઇ વળી હતી. બંને જણા તન્મય બની કોઇ અટપટી ચિંતાની જાળ ગુંથતા હતા.

" સુરેશ્વર. "

" શું ભાઇ ! "

" મને તમે ઘણી વેળા લોહચુંબક જેવા લાગો છો. "

સુરેશ્વરે હસતા વદને કહ્યું, " તેનું કારણ એ છે કે જગતમાં સોનારૂપા પર મારો અધિકાર નથી: એ તમે સમજી ગયા લાગો છો નહિ વારૂ ? "

" પરંતુ સંસારમાં સોના રૂપી કેટલુંય લોઢું પડ્યું છે તેના પર તમારી ખૂબ સત્તા છે એ હું જાણું છું ! તમે જેલમાં જઈ કેટલો મોટો ઉપકાર કર્યો છે, તે તમે જાણતા નથી. "

સુરેશ્વરે કહ્યું, " ઘરનું થોડું અનાજ બચાવ્યું છે એ તો નક્કી ! "

સુરેશ્વરની મસ્કરીનો જવાબ ન આપતાં વિમાનવિહારી બોલ્યો, " જેલમાં ગયા પહેલાં તમે અમારી પાસે રહેતા તેથી તમારા પ્રભાવથી અમે પરસ્પર અથડાતાં કુટાતાં. પણ જેલમાં ગયા બાદ તમારૂં આકર્ષણ એ બધાં અથડાતાં કુટાતાં મનુષ્યોને એકતાના સૂત્રમાં જોડનારૂં નીવડ્યું. "

સુરેશ્વરે હસતાં હસતાં કહ્યું: " પણ હવે તો પાછો તમારી પાસ આવ્યો છું. વળી અથડામણી નહિ થાય તેની શી ખાત્રી ? માટે રજા હોય તો હવે ઉત્તર ધ્રુવના પ્રદેશમાં જઇ રહું ! "

વિમાનવિહારીએ હસતા વદને કહ્યું, " ના, હવે અથડામણીની બીક રહી નથી. હવે અમે પીગળી એક રસ થઇ ગયાં છીએ."

" પીગળી એક રસ થઇ ગયાં છો ? એ તો ભારે નવાઈની વાત કહેવાય ! પીગળવાનો નિયમ તો જાણો છો ને ? ધાતુ ગરમીથી પીગળે અને પ્રકૃતિ પ્રેમથી પીગળે. પ્રેમ વિના મનુષ્ય પીગળી એક રસ થતાં નથી.

" તો પછી એમ ધારો કે અમે હજુ પીગળ્યાં નથી. પણ કોઈ એક સામાન્ય બંધનથી બંધાઈ એકત્ર થયાં છીએ. " એટલું કહી વિમાનવિહારી હસી પડયો.

સુરેશ્વર એક પછી એક બધાના સમાચાર પૂછવા લાગ્યો. વિમાનવિહારીના ઘરના અને પ્રમોદરાયના ઘરના સમાચાર પૂછયા, પછી તેણે સુમિત્રા વિષે પૂછયું.

વિમાનવિહારીએ કહ્યું, " સુમિત્રા સારી છે. તમારો રેંટીઓ સુદર્શન ચક્રની માફક તેના હાથે સતત ફર્યા કરે છે. " ત્યાર પછી તેણે મંદ હાસ્ય કરી કહ્યું, " સુમિત્રા રૂપી સમસ્યાનું સમાધાન પણ લગભગ થઈ જવા આવ્યું છે. "

સુરેશ્વરે મંદ મંદ હસતાં કહ્યું, " વિમાન તમને શું સુમિત્રા કઠણ કોયડા સમાન લાગતી હતી ? "

" તમે સરવાળા બાદબાકીની યુકિતઓ જાણો છો, તેથી તમને એમ નહિ લાગ્યું હોય. હું તો મૂરખ માણસ છું. મને તો એ સખતમાં સખત સમસ્યા જેવી લાગતી હતી. " એમ કહી વિમાનવિહારી હસવા લાગ્યો.

" હવે તેનું શું સમાધાન કર્યું તે કહો જોઉં. "

" હવે પહેલાં બાદબાકી કરી પછી સરવાળો કર્યો. "

એ વખતે વિમાનવિહારીનો ભાણેજ રમેશ ત્યાં આવી બોલ્યો, " આપના બંનેના નાસ્તા માટે મારાં મામી રાહ જુએ છે. "

" વારૂ, ત્યારે તો આ બધી ગડબડ બંધ કરી એને જ ઉચિત ન્યાય આપીએ. " એટલું કહી વિમાનવિહારી સુરેશ્વર સાથે અંદર ગયો.

સંધ્યાકાળ પછી તારાસુંદરી અને માધવી સાથે પુષ્કળ વાતો કર્યા બાદ વિમાનવિહારી અને સુરેશ્વર બહાર ફરવા નીકળ્યા. તેઓ વાતો કરતા કરતા વિકટોરીઆ ગાર્ડનના એક નિર્જન ખુણામાં પડેલા બાંકડા પર આવી બેઠા.

વિમાનવિહારીએ હવે ધીમે ધીમે સુમિત્રા વિષેની બધી વાત સુરેશ્વરને કહી સંભળાવી. તેણે કહ્યું કે " સુરેશ્વર, અધિકારની રૂએ મેં તમારી સાથે વાદવિવાદ કર્યો હતો. હું ધારતો હતો સુમિત્રા મારી છે અને ભવિષ્યમાં મારી પત્ની થવાની છે. પરંતુ એ અધિકાર અધિકાર આપનાર પોતે ખેંચી લે તો પછી મારે વિના કારણ એ બોજો શા માટે ઉપાડવો ? અધિકાર વિનાની એ જવાબદારીનો નકામો મોહ છોડી દેવો એજ મારે માટે વાજબી હતું અને મેં એમજ કર્યું છે."

બધું સાંભળી થોડીવાર સુરેશ્વર બાઘાની પેઠે બેસી રહ્યો; ત્યાર પછી તેણે દીલગીર અવાજે કહ્યું, " આ બનાવ વિષે મારે તો કંઇ વિચાર કરવાનો નથી, પણ તમારે માટે હું અંતઃકરણપૂર્વક દીલગીર છું."

વિમાનવિહારીએ કહ્યું, "પણ હું આ બનાવ માટે જરાપણ દીલગીર નથી તો પછી તમારી દીલગીરી પાયા વગરની છે;"

" તમે જો તમારી સ્થિતિ બરાબર સમજતા હો તો ખચિત મારી દીલગીરી પાયા વગરની છે.'

ઉંડા વિચારમાં ગળકાં ખાતો સુરેશ્વર ઘેર ગયો.

વિમાનવિહારીએ ઘેર જઈ સુરમાને કહ્યું, " ભાભી ચાલો, આજ તો તમારા બાપને ઘેર જઈએ. "

સુરમાએ વિસ્મય પામી કહ્યું, " આટલું બધું મોડું શા માટે ? કહો તો ખરા. "

" શનિગ્રહ જ્યારે એકાએક હાજર થયો છે ત્યારે સુમિત્રાની બાબતમાં કંઇ સ્પષ્ટ નિવેડો લાવવો જોઇએ. તમે જાણો તો છો કે એ કોઇનો હઠાવ્યો હઠે તેમ નથી. વધારે સમય મળશે તો તે વળી કંઈ ગડબડ કરી મૂકશે !"

વિમાનવિહારીની વાત સાંભળી સુરમા હસવા લાગી. તેણે કહ્યું, " તમારો ઇરાદો સમજી ગઈ. પરંતુ એ મને ગમતું નથી. "

સુરમા અને વિમાનવિહારી જ્યારે પ્રમોદરાયને ઘેરથી પાછાં ફર્યા ત્યારે રાતના બાર વાગ્યા હતા.

## પ્રકરણ ૩૯ મું

## વિખરાતાં વાદળાં

વિક્ટોરીઆ ગાર્ડનમાંથી સુરેશ્વર જ્યારે ઘેર આવ્યો ત્યારે રાતના નવ વાગી ગયા હતા. સીડી પર ચઢતાં ચઢતાં તેની નજર રસોડામાં પડી. ચુલા પર તપેલીમાં કંઇ રાંધવા મૂકયું હતું તે તરફ એકાગ્ર નજરે જોઇ રહેલી માધવીને જોઈ સુરેશ્વર પાછો સીડી પરથી નીચે ઉતર્યો અને ધીમે ધીમે પગરવ ન થાય એવી રીતે રસોડાના બારણા આગળ આવી ઉભો.

ચુલામાંથી ફેંકાતા પ્રકાશથી માધવીના મુખનો એક ભાગ રતાશ પકડી રહ્યો હતો. પ્રકાશ અને છાયાની સખત તથા કોમળ રેખાથી અંકિત થએલાં તેનાં મૌન મુખમંડળ ઉપર એવી અપૂર્વ શોભા ફેલાઈ રહી હતી કે સુરેશ્વરે એવી મધુર શોભા કદી નીરખી નહોતી; આજે બપોરે માધવી સુરેશ્વરને નવું કાંતેલું સૂતર, નવી તૈયાર કરાવેલી ખાદી અને તેનો હિસાબ બતાવતી હતી ત્યારે તેને સ્પષ્ટ જણાયું કે મારી ગેરહાજરીમાં રેંટીઆઘર વિષેના કોઈ પણ વ્યવહારમાં ખલેલ પહોંચી નથી. માધવીની અસાધારણ કર્તવ્યનિષ્ઠા અને કાર્યક્ષમતા વિષે પોતે જાણતો હતો છતાં સત્તર અઢાર વરસની બાળા આટલું બધું કામ કરી શકે એ તેની કલ્પનામાં પણ નહોતું. તેના

ાનમાં વારંવાર પ્રશ્ન ઉઠવા લાગ્યો કે માધવીમાં આટલી બધી શક્તિ યાંથી આવી ! અત્યારે માધવીની આ સ્તબ્ધ બની ગએલી ાભીર આકૃતિ નિહાળી તેને બપોરના એ પ્રશ્નનો જવાબ મળ્યો. ાને લાગ્યું કે પૃથ્વીના પેટામાંની ગરમીની માફક માધવીની અંદર જે ાકિત છે તે તેને બહારનો આકાર જોતાં જણાતી નથી.

" ભાતની તપેલી તરફ જોઈ શા વિચારો કરે છે બ્હેન ? " અકસ્માત આ પ્રશ્ન સાંભળી માધવીએ ચમકી જોયું. સુરેશ્વરને જોતાંજ તેણે હસતા વદને કહ્યું, " વિચાર કરતી હતી કે તમે મોડા આવશો અને ભાત ઠંડો થઈ જશે તો શું કરીશ ? બાપ રે ! તમારી ાતોનો તો છેડો નથી આવતો એમ લાગે છે ! અત્યાર સુધી શી ાતો કરી ? "

સુરેશ્વર ભમર સંકોડી બોલ્યો, " કેવી મુશ્કેલી ! ગુજરાતી શબ્દકોશમાં શું એટલા થોડા શબ્દો છે કે બેત્રણ કલાકમાં તે બોલી જવાય ? "

એકાદ વાત યાદ આવતાં માધવીએ હસતા વદને કહ્યું, " બે ત્રણ કલાક તો શું પણ બે ત્રણ દિવસ સતત વાતો ચાલ્યા કરે જો શબ્દકોશના કોઈ ઉષ્માક્ષરથી એ વાતનો આરંભ થયો હોય તો. ભાઈ, કંઇક એવું જ થયું હતું કે ? "

માધવીનો કટાક્ષ એકાએક ન સમજાતાં સુરેશ્વરે વિસ્મય પામી કહ્યું, " કયા ઉષ્માક્ષર વડે કઈ વાત આરંભ થાય ? " ત્યાર પછી એકાએક યાદ આવતાં બોલી ઉઠયો, " ઓહ ! સમજ્યો. ત્યારે તો તું અત્યાર સુધી કોઇ અંતઃસ્થ અક્ષરનું ચિંતન કરતી બેઠી હોય એમ લાગે છે. "

અંતઃસ્થ અક્ષરોની મનમાં મોંપાટ લઈ માધવી ઉતાવળે બોલી ઉઠી, "ના ભાઈ, હજુ મેં ભાતની તપેલી ચુલા પરથી ઉતારી નથી. હવે જેમ મનમાં આવે તેમ બોલતા નહિ. "

માધવીને મુંઝાએલી જોઇ સુરેશ્વર હસતો હસતો બોલ્યો, " અંતઃસ્થ અક્ષરોમાંના જે અક્ષરનો ઉચ્ચાર કરતાં ભાતની તપેલી ફાટી જાય છે તે રજનીકાંત શેઠ વિષેજ હું કહેવા માગું છું. પણ માધવી તે સિવાય શું અંતઃસ્થ અક્ષરોમાં બીજો અક્ષર નથી ? "

માધવીએ કંટાળીને કહ્યું, " તે કેમ ન હોય ? પરન્તુ તમારું તોફાન હું સારી રીતે સમજું છું ! " પરંતુ તરત જ તેને અંતઃસ્થ અક્ષરોમાંના એક અક્ષરની વાત યાદ આવી. તેણે સંદિગ્ધ નેત્રે સુરેશ્વર સામું જોયું. સુરેશ્વર ઉભો ઉભો હસતો હતો.

સુરેશ્વરનું હાસ્ય કોઈ ગૂઢ અર્થવાળું છે એમ લાગવાથી માધવીનું મોં શરમનું માર્યું લાલ થઈ ગયું. પરંતુ પોતાની વાત ન પકડાઇ જાય અગર પકડાઈ ગઈ હોય તો તે વિષે લાંબી ચર્ચા ન થાય એવા ઇરાદાથી તેણે વાત ફેરવવાનો પ્રયત્ન કરવા કહ્યું, " ના, ના, ખરું કહો તો ખરા, સુમિત્રાની કંઇ વાત થઇ ? "

સુરેશ્વરે હસતા વદને કહ્યું, " કંઇ શા માટે, કેવળ તેજ વાત થઈ હતી. વિમાનવિહારીના વિચારો તો હું લગારેય સમજી શકયો નહિ. તે મને સમજાવવા માગતા હતા કે સુમિત્રા પર હવે તેનો જરા પણ અધિકાર નથી તેમ તેના તરફ તેનું આકર્ષણ પણ નથી. "

માધવી મંદ હાસ્ય કરી બોલી, " તેમાં વળી ન સમજાય એવું શું છે ? તેમણે જે કંઇ કહ્યું તે સ્પષ્ટ જ છે ! "

સુરેશ્વરે કહ્યું, " સ્પષ્ટ વાત સમજવી કેટલીક વેળા બહુ કઠણ થઇ પડે છે. માધવી ! સુમિત્રા ઉપર વિમાનવિહારીનો અધિકાર નથી એ તો કદાચ હું માની લઉં. પરંતુ આકર્ષણની વાત તો તેથી તદ્દન જુદી છે. વિમાનવિહારી ના કહે તેથી કંઈ આકર્ષણ નથી એમ સાબીત ન થાય. "

સુરેશ્વરની સાવચેતીની આ અતિનિષ્ઠાથી માધવી મનમાં કંટાળી ગઇ. તેણે કહ્યું, " કેવી નવાઈ ! ત્યારે તો તમે ધારો તેજ સાચું ખરું ને ? પરંતુ એમ ધારવાનો તમને શો હક્ક છે ? "

સુરેશ્વરે કહ્યું, " એ વાત ખરી કે હું ધારું તે પ્રમાણે ન પણ હોય. પરંતુ વિમાનવિહારી ધારે છે તેથી ઉલટું હોય તો ભારે મુશ્કેલ. લોઢા ઉપર ચુંબકનું આકર્ષણ થાય છે કે નહિ તે કેવળ ચુંબક તરફ નજર કરવાથી ન સમજાય. લોઢાની પાસે ચુંબકને રાખીએ ત્યારે જ તે વાતની ખાત્રી થાય. "

થોડી વાર બોલ્યા સિવાય માધવી બીજી બાજુએ દૃષ્ટિ રાખી બેઠી. ત્યાર બાદ બોલી, " ચુંબક ને લોઢાની વાત તો કહી શકતી નથી પરંતુ એ બંને વચ્ચે હવે કોઈ પણ જાતનું આકર્ષણ નથી એ તો કદાચ ખાત્રીપૂર્વક કહી શકું. "

માધવી તરફ આતુર દૃષ્ટિપાત કરી સુરેશ્વરે પૂછ્યું, " બંને વિષે કહી શકે છે ? "

તપેલીમાંથી કડછી વતી ભાત લઈ, તે થાળીમાં નાંખી, દબાવતી દબાવતી માધવી બોલી, " હા, બંને વિષે કહી શકું છું. "

મનમાં થોડો અંદેશો રહી ગયો હોવાથી સુરેશ્વરે કહ્યું, " સુમિત્રાના મનની સ્થિતિ સમજવા માટે હું બહુ આતુર નથી. કારણ કે તેની સ્થિતિ તો હું પોતે પણ કંઇક અંશે કલ્પી શકું છું. પરન્તુ વિમાનવિહારીના મનની સ્થિતિ બરાબર સમજાય તો બધી વાત સહેલી થઇ જાય. તેથી જ તને એક વાત પૂછવા માગું છું. "

તપેલી પર છીંબું મૂકતી મૂકતી માધવી બોલી, " શું પૂછવા માગો છો ? "

થોડી વાર થોભી સુરેશ્વરે પૂછ્યું, " તેં કેવી રીતે જાણ્યું કે સુમિત્રા તરફ હવે વિમાનને જરાએ આકર્ષણ રહ્યું નથી ? "

માધવીએ જોરથી માથું ધુણાવી કહ્યું, " ખુલાસો હું કરી શકીશ નહિ. મને જે લાગે છે તે જણાવું છું. "

વાત સ્પષ્ટ રીતે જાણી લેવા માટે સુરેશ્વરે એક બીજી યુક્તિ કરી. તેણે કહ્યું, " તો પછી બીજાની સાથે સુમિત્રાનાં લગ્ન થાય તો વિમાનવિહારી નક્કી દુઃખી નહિ થાય ? "

ગાલે હાથ ટેકવી, સહેજ નીચી નમી માધવી ભાતની તપેલી પર જોઇ રહી હતી; તેણે મંદ અવાજે કહ્યું, " મને લાગે છે કે નહિ થાય. "

મનમાં પુલકિત થઈ સુરેશ્વરે બીતાં બીતાં પૂછ્યું, " આજકાલ વિમાનનું આકર્ષણ કોના તરફ છે તે પણ જાણે છે કે શું ? "

આ પ્રશ્નનો કંઇ જ જવાબ ન આપતાં માધવી જેમ બેઠી હતી તેમ જ બેસી રહી.

સુરેશ્વર સમજી ગયો કે માધવીને ગુસ્સો ચઢયો છે. તેથી બીજો કોઈ પશ્ન ન કરતાં પોતે જ પોતાના પ્રશ્નનો જવાબ આપવા લાગ્યો. તેણે કહ્યું. " માધવી, મને લાગે છે કે આ થોડા માસ દરમિયાન વિમાનવિહારીએ સંપૂર્ણ જુદી મૂર્તિ ધારણ કરી છે, તેમાં તારો હાથ છે ! બોલ, ખરૂં કે નહિ ? "

સુરેશ્વરની તરફ પોતાની પીઠ હતી છતાં માધવીના મુખ પર શરમના શેરડા પડયા. પરંતુ તરત જ પોતાની લાગણી છુપાવી તે જુસ્સાથી બોલી ઉઠી, "હાથ નાખવા જેવું રાખ્યું હોત તો જરૂર તેમજ કરત. અને હવે કહી રાખું છું કે તેમ કરીશ જ. તમારા હુકમ ખાતર તો હું કોઇની સાથે સારી રીતે વાતેય કરી શકતી નહોતી તો પછી તેમને નવીન મૂર્તિ ધારણ કરાવવામાં ભાગ શી રીતે લઈ શકું ! કોઇ કોઇ વેળાએ તો તમારા હુકમે મારો શ્વાસ રૂંધી નાખ્યો હતો ! કાલે સુમિત્રા સાથે તો રીતસર અસભ્યતાજ દાખવતી આવી છું ! "

બપોરે સુરેશ્વરે માધવી પાસે સુમિત્રાના જન્મદિવસનું વિસ્તૃત વર્ણન સાંભળ્યું હતું. તેથી તેણે મંદ હાસ્ય કરી કહ્યું, " અસભ્ય વર્તણુકમાં તો કેવળ એટલું જ કે આવતી વેળા સુમિત્રા પાસેથી સૂતરનું બંડલ લાવી એજ કે ? "

સુરેશ્વરનાં વચનો સાંભળી આંખો ફાડી માધવીએ કહ્યું, " તમે સાડી આપી હતી તેના બદલામાં સૂતર લાવી તેથી શું અસભ્યતા થઈ ગઇ કે ? પરન્તુ ભાઇ, આ તો તમારી બહુ ઉતાવળ છે હો. "

સુરેશ્વરે હસતા વદને કહ્યું, " કેવળ નાની સરખી વાતમાંથી કેવડા મોટા બનાવ બને છે તે તું કયાં જાણતી નથી ? છતાં તું તો સૂતરનું મોટું બંડલ લાવી છે ! તેમાં વળી સાડીના બદલામાં ધોતીઆંનું સૂતર ! હુકમ ન હોત તો આથી વધુ શું કરત તે બોલ જોઉં ?"

માધવીના મુખ પર ચંચળતા છવાઇ ગઇ. તે મંદ હાસ્ય કરતી બોલી, " તો પછી શું આ સૂતર વડે તમારૂં ધોતીઉં બનત ખરૂં ? છેડાછેડીનું કપડું જ ન બનાવત ! "

" એકદમ છેડાછેડીનું કપડું ? એક કે બે ? " એટલું કહી સુરેશ્વર ખડખડ હસવા લાગ્યો. "

" જાઓ, જાઓ, વધારે બોલશો નહિ. ભાત થશે એટલે બોલાવીશ. હમણાં જાઓ ! " એમ કહી માધવી પોતાનું હાસ્યથી ઉજવળ બનેલું મોં છુપાવવા સુરેશ્વર તરફ પીઠ કરી બેઠી.

સુરેશ્વર પણ હસતો હસતો મેડા પર ગયો.

ઉપર તારાસુંદરી બેઠી હતી. આજે સુરેશ્વરના આગમનથી તેનું મન એટલું બધું આનંદી બની ગયું હતું કે દરરોજના કર્તવ્યમાં પણ તેનું મન બરાબર પરોવાતું નહોતું. એટલુંજ નહિ પણ સંધ્યાકાળ પછી માળા ફેરવતી વેળા પણ લૌકિક આનંદ દૂર થયો નહોતો. આથી તે માળા માથે અડકાડી સુરેશ્વરના આગમનની રાહ જોતી અત્યાર સુધી બેસી રહી હતી. તેણે ધાર્યું હતું કે રાત્રે સૂતી વેળા મન નિશ્ચિંત થશે એટલે માળા ફેરવીશ.

સુરેશ્વર ઉપર આવ્યો એટલે તારાસુંદરીએ પૂછયું, " ઓ સુરેશ ! આટલો બધો હસતો હતો કેમ ? શી બીના બની છે ? "

સુરેશ્વરે હસતા વદને કહ્યું, " કંઈ બન્યું નથી. તમારી છોકરીના અર્થહીન વિચારો સાંભળીને હસતો હતો. " ત્યાર પછી તારા-

સુંદરીના શરીર પર દષ્ટિપાત કરી બોલ્યો, "મા, કંઇ ઓઢ્યા સિવાય કેમ બેઠાં છો ? તમારૂં શરીર દુર્બળ હોવાથી હવાનો સહેજ ઝપાટો સહન કરી શકે તેમ નથી." એમ કહી તેણે ઓરડામાંથી ઓઢવાની ચાદર આણી આપી તારાસુંદરીને યત્નપૂર્વક ઓઢાડી. પછી તે તેની પાસે બેઠો.

તારાસુંદરી સ્નેહપૂર્વક સુરેશ્વરની પીઠ પર હાથ ફેરવતી બોલી, તું આજે નવો આવ્યો માટે મારૂં શરીર પણ નવી જાતની દુર્બળતા ધારણ કરી રહ્યું છે. હવે મારી અગાઉની દુર્બળતા રહી નથી."

સુરેશ્વરે કહ્યું, "મા, અતિશય દુર્બળતામાંથી સહેજ સારાં થયાં છો માટે તમને એમ લાગે છે. પરંતુ આજે મેં તમને પ્રથમ જોયાં ત્યારે તો એમ જ લાગ્યું કે આ શરીર મારાં માનું ન જ હોય !"

બે ચાર વાતો થયા પછી સુરેશ્વરે માધવીના વિવાહની વાત ઉપાડી. તેણે કહ્યું, " મારૂં કંઈ ઠેકાણું નથી. વળી કદાચ સરકારનો મેમાન થવું પડે એવી સ્થિતિ છે. આવી સ્થિતિમાં માધવીના વિવાહની વાત ક્યાં સુધી લંબાવ્યા કરીશું ? મને તો લાગે છે કે હવે એ કામ જેમ બને તેમ જલદી કરી નાખવું."

આ વાત તારાસુંદરી પણ કેટલાક દિવસ થયાં વિચારતી હતી. તેણે મનમાં સંકલ્પ કર્યો હતો કે સુરેશ્વર જેલમાંથી છુટી ઘેર આવે કે તરત આ પ્રશ્નનો નિકાલ કરી નાખવો. તેણે કહ્યું, "ભગવાનની કૃપાથી તું હવે સરકારનો મેમાન ન થાય એવી મારી વાંછના છે. પણ મારા શરીરનું તો હવે કંઇ ઠેકાણું નથી. વિવાહ કરી નાખે તો હું પણ સંતોષથી મરૂં. પરંતુ વિવાહ કરવો કોની સાથે ? કોઇ સારો વર મળે ત્યારે કેની ?"

"એવો કોઇ તમારા ધ્યાનમાં છે ?"

થોડી વાર વિચાર કરી તારાસુંદરીએ કહ્યું, " હા, એક છે. "

આગ્રહપૂર્વક સુરેશ્વરે પૂછ્યું, " કોણ ? "

તારાસુંદરી મંદ હાસ્ય કરી બોલી, " આજ તો એ વાત રહેવા દે: જો મને ઠીક લાગશે તો થોડા દિવસ પછી તને એ વિષે કહીશ. "

સુરેશ્વરે કહ્યું, " મા, મેં પણ એક ધ્યાનમાં રાખ્યો છે; પણ હજુ તેના પર નજર રાખ્યા કરૂં છું. પછી તમને તેનું નામ કહીશ. પરન્તુ તમને છેવટે જણાશે કે તમે જેના પર નજર રાખી છે તેના પર મેં પણ નજર રાખી છે. "

તારાસુંદરી કંઇ ન બોલતાં કેવળ હસી.

સુરેશ્વર પણ હસ્યો. તેને લાગ્યું કે આકાશમાંનાં વાદળાં વિખરાવા લાગ્યાં છે.

રાત્રે પથારીમાં માધવીને લાંબી રાત સુધી ઉંઘ ન આવી. આજ સુધી જે વાત ગુપ્ત હતી તે વાત રસોડામાં સુરેશ્વરની જાણમાં આવી ગઇ તેથી તેના ચિત્તમાં ભારે ખળભળાટ થયો હતો. જે વિચાર અત્યાર સુધી ઇંડાની માફક અચલ અવસ્થામાં પડયો હતો તે, આજ ઇંડામાંથી નીકળતાં બચ્ચાની માફક ઘટના રૂપે અચલ થયો હતો અને તાજી ઉઘડેલી પાંખોના ફફડાટથી માધવીને અસ્થિર કરતો હતો.

છતાં જે જે વાકયો વડે સુરેશ્વરના મનમાં સંશય ઉત્પન્ન થયો હતો તે સુરેશ્વર આગળ બોલવાની તેની લગારેય ઇચ્છા નહોતી. વિમાનવિહારીની વાત કહેવા જતાં તેને ફરજિયાત સુરેશ્વરના મનમાં સંશય ઉત્પન્ન કરવો પડયો હતો એ તો શિવજીના સાપને મારતાં શિવજીને કોપાયમાન કરવા જેવું થયું હતું.

---

# પ્રકરણ ૪૦ મું

---

## સમાપ્તિ

---

બીજે દિવસે સવારમાં સુરેશ્વરે રેંટીઓ ચલાવવો બંધ કર્યો એટલે તારાસુંદરી બોલી, " આજે મેં ધાર્યું છે કે વિમાનને જમવાનું કહીએ; તું વેળાસર જઇ તેને આમંત્રણ આપી આવ. તું જેલમાંથી છૂટી ઘેર આવે ત્યારે બંને ભાઇઓને પાસે બેસાડી જમાડવાનો મેં વિચાર કર્યો હતો. "

આ વાત સુરેશ્વરને બહુ ગમી. તે તરત જ એક ખાદીનું પહેરણ પહેરી, તે પર ખાદીની પછેડી ઓઢી વિમાનવિહારીના ઘર તરફ દોડયો. તેને ગયાં થોડી જ મિનિટ થઇ હશે ત્યાં તો વિમાનવિહારીએ આવી ઘર બહારથી સુરેશ્વરના નામની હાક પાડી.

નીચે બેઠી બેઠી માધવી શાક સમારતી હતી હતી. તેણે વિમાનવિહારીનો અવાજ સાંભળી બારણા પાસે આવી કહ્યું, " સુરેશ્વરભાઇ આપને રસ્તામાં ન મળ્યા ? તેઓ હમણાંજ આપને ઘેર ગયા છે. "

વિમાનવિહારીએ કહ્યું, " હમણાંજ ? કેટલીક વાર થઇ હશે ? "

"ફકત ચાર પાંચ મિનિટ થઇ હશે."

' હું ઘેરથી સીધો આવતો નથી. તેથી રસ્તામાં તો કયાંથી મળીએ ? વારૂ, ત્યારે તો હું ઘેર જ જાઉં. ઉતાવળો ચાલીશ તો કદાચ રસ્તામાં જ પકડી પાડીશ." એમ કહી વિમાનવિહારી જવાની તૈયારી કરવા લાગ્યો.

માધવીએ કહ્યું, "પરંતુ મને લાગે છે કે આમ તેમ કરી શકશો નહિ. આપ ઘેર નથી એવી ખબર પડતાં જ તેઓ પાછા ફરશે અને પાછા ફરતી વેળા કયે રસ્તેથી આવશે તેનો કંઇ નિશ્ચય નથી. તે કરતાં તો આપ અહીં જ તેમની રાહ જોશો તો વધારે સારૂં. "

"અને તે પણ કદાચ મારી માફક ત્યાં રાહ જોઇ બેસે તો ?"

ના, તે તેમ કરશે નહિ. તે જે કામે ગયા છે, તેમાં બેચાર મિનિટથી વધારે સમય લાગે તેમ નથી."

વિમાનવિહારી નવાઈ પામી બોલ્યો, " બેચાર મિનિટમાં પતે તેવું વળી શું કામ છે?"

માધવી મૃદુ હાસ્ય કરી બોલી, "આજે મા આપને અને ભાઇને પોતાને હાથે જમાડવાનાં છે. તેથી આપને આમંત્રણ આપવા માટે જ ભાઈ ત્યાં ગયા છે. "

વિમાનવિહારી પ્રફુલ્લ મુખે બોલ્યો, " ત્યારે તો આજે આનંદનો દિવસ છે ! આજે માના હાથનું અમૃત મળશે. ઠીક, ત્યારે તો રાહ જોઉં એજ સારૂં છે. પરંતુ તમે વળી એમ ન ધારતાં કે આ ભૂખાળવો ખાવાની વાત સાભળતાંજ બેસી ગયો !"

માધવી બીજી બાજુ જોઇ મૃદુ હાસ્ય કરી બોલી, "આમંત્રણ મળતાં જે કામને બહાને તેને તરછોડે તે કેટલો બધો સ્વાર્થી ગણાય તે અમે જાણીએ છીએ !"

માધવીનાં વચનો સાંભળી વિમાનવિહારી હસતો હસતો બોલ્યો, " નોતરૂં મળે ને હું તેનો ત્યાગ કરૂં એટલો બધો ત્યાગી હજી હું થયો નથી. તો પણ ન મળે તે છોડી દેવું એટલી દુર્બળતા મારામાં છે ખરી એ હું સ્વીકારૂં છું. "

આ વચનોનો જવાબ ન આપતાં માધવીએ કહ્યું, " ઉપર જ ચાલોને ! ત્યાં બેસજો."

વિમાનવિહારીએ કહ્યું,"ઉપર શા માટે? દીવાનખાનું ઉઘાડી આપોને, ત્યાં બેઠો બેઠો વર્તમાનપત્ર વાંચીશ." વિમાનવિહારીના હાથમાં એક વર્તમાનપત્ર હતું.

માધવીએ અંદર જઈ દીવાનખાનાની સાંકળ ઉઘાડી દીધી. વિમાનવિહારી ખુરશીપર બેઠો એટલે તેણે હસીને પૂછ્યું, " શું વર્તમાનપત્ર ખરીદી લાવ્યા છો ?"

વિમાનવિહારીએ હસતા વદને કહ્યું, " તે સિવાય બીજો શો ઉપાય ? "

" બે આના આપ્યા ?

" બે આના કેમ ? " હવે તો ચાર પૈસા થયા છે ! "

બીજી બાજુએ મુખ ફેરવી માધવી બોલી, " પરંતુ આજે તો આનાને બદલે બે આના આપવા જોઇતા હતા. "

વિમાનવિહારીએ નવાઈ પામી કહ્યું, " કેમ ? "

આજે આપની વાત જ તેમાં ખૂબ ધટદાર રીતે લખેલી છે !"

"ખરેખર ? એ તો મેં હજુ સુધી જોયું નથી ?" એમ કહી વિમાનવિહારીએ ઝડપથી વર્તમાનપત્રનાં પાનાં ફેરવવા માંડયાં. તેણે જરૂરી સમાચારના પૃષ્ટ પર મોટા મોટા અક્ષરે લખેલું વાંચ્યું કે "A Deputy Collector Throws up the Yoke" એ ઉપરાંત બે ચાર લીટીમાં જે કંઇ લખ્યું તે જલદી વાંચી તેણે છાપું ટેબલ પર મૂકી દીધું અને માધવી તરફ દષ્ટિપાત કરી કહ્યું, " આવી જૂઠી વાતો પણ છાપામાં પ્રગટ થાય છે ખરી ! એ લોકો જરા પણ અચકાયા વગર જાહેરમાં આવું જૂઠાણું ફેલાવતાં લજવાના નથી. હું પુરેપુરો અભિમાની હોઉં તો પણ આમાંની બધી વાતો સ્વીકારતાં સંકોચાઉં ! તમે મને સાવચેત કર્યો એ ખાતર તમને ધન્યવાદ આપું છું. હું નિશ્ચિંતતાપૂર્વક જે સ્થિતિ વહન કરતો હતો તેમાં આવી આવી બાબતો હતી તે જાણતો નહતો ! લોકો જોતા તો ધારતા કે હું બધાને પઢાવતો કરૂં છું ! "

માધવી મૃદુ હાસ્ય કરી બોલી, "કેમ, મેં તો જોયું છે ! મારો પણ લોકોમાં સમાવેશ થાય ને ! "

માધવીની વાત સાંભળી વિમાન હસવા લાગ્યો; તેણે કહ્યું, "હા, એ વાત પણ ખરી ! પણ તમે મારી એટલી બધી દુર્બળતા વિષે જાણો છો કે તેમાં આ એકાદનો વધારો થાય તો કંઇ હરકત થવાની નથી. "

થોડી વાર થોભ્યા પછી માધવી બોલી, "એક નહિ પણ બે." વિમાનવિહારી નવાઇ પામી બોલ્યો, "બે ? વળી બીજી કઇ ?" માધવીના મુખપર ફીકું લોહી ફેલાવા લાગ્યું. તેણે જમીન તરફ દૃષ્ટિ કરી કહ્યું, "થોડા દિવસ પહેલાં આપે કહ્યું હતું કે ન મળે તે છોડી દેવાની દુર્બળતા આપનામાં છે . તેથી હું કહું છું કે આપે છોડી કેમ દીધું ? ન છોડયું હોત તો ન ચાલત ! "

વિમાન હસ્યો. છોડવાની વાત માધવી કોને ઉદ્દેશીને કહે છે તેનો તેણે વિચાર ન કર્યો. તેણે તે સમજવાનો પ્રયત્ન પણ ન કર્યો. તેનું મન અર્પણપ્રત્યર્પણના દંદ્રમાં હીલોળે ચઢયું હતું તેથી તેણે ધ્યાન રાખ્યા વગર માધવીની વાત માની લઇ કહ્યું, "બધી બાબતો તો મનમાં દાબી રાખી શકાતી નથી, તેથી જ તેમાંની એકાદ છોડી દીધી. મનુષ્ય શું કોઇ પણ વસ્તુ સહેલાઇથી તજે છે ! "

કોણ જાણે કયાંથી એક પ્રકારનું તીક્ષ્ણ માન આવી માધવીના હૃદયને વીંધવા લાગ્યું. સહેજ સખત સુરે કહ્યું, " પરંતુ હું જાણું છું ત્યાં સુધી તો તમે કેટલોક ભાગ સહેલાઇથી તજી દીધો છે. તેમાં પણ છેવટે તો તમે ત્યાગ ન કરવાનો સહજ પણ પ્રયત્ન કર્યો નથી. "

એકાએક માધવીના મુખ ઉપર વિહ્વળ દૃષ્ટિ નાંખી વિમાનવિહારી વિસ્મય પામી બોલ્યો,"તમે કોની વાત કરો છો ? સુમિત્રાની ? "

તેનાથી પણ વધારે નવાઇ પામી માધવી બોલી, "ત્યારે આપ કોની વાત કરો છો ? " પરંતુ પ્રશ્ન પૂછતાં જ તેનો જવાબ મનમાં કલ્પી લેવાતાં તેનું મુખ વિમાનવિહારીની સમક્ષ શરમથી લાલચોળ થઇ ગયું ! આવો અણધાર્યો બનાવ બની ગયો તેથી તે બીજી બાજુએ મોં ફેરવી પોતાની લાગણી છુપાવી પણ ન શકી.

વિમાનવિહારી શાંત છતાં દૃઢ સ્વરે બોલ્યો, " હું કોની વાત કરતો હતો ને નહિ કહું, પણ એટલું તો નક્કી કે સુમિત્રાને ઉદ્દેશી હું એક પણ શબ્દ બોલ્યો નથી એ તમને જણાવી દઉં છું. હવેથી

તમને વિનંતિ કરૂં છું કે મારી સાથે સંબંધ ધરાવતી સુમિત્રા વિષેની આવી ચર્ચા તમે કદી ન કરતાં; કારણ કે એ બાબત તો તદ્દન પુરી થઈ ગઈ છે. જે બાબતનો નિવેડો આવી ગયો હોય તેની વારંવાર ચર્ચા કરવાથી જે બાબત શરુ કરી છે તેમાં અડચણ આવે છે. સુરેશ્વર સાથે સુમિત્રાનો વિવાહ કરાવવાની બાબતમાં તમે મને મદદ કરવાનાં નથી એ બસ છે. તેથી વધારે બીજું કંઇ મહેરબાની કરી કરતાં નહિ!"

આ વિનંતિ અને ઠપકામાં જેટલું અભિમાન હતું તેટલું બધું માધવીના સમજવામાં આવી ગયું. તેના ચહેરા પર જે રતાશ ચઢી હતી તે એક ક્ષણમાં તો કોણ જાણે કયાં વિલીન થઈ ગઈ.

થોડી વાર શાંત રહી આંખો નીચે ઢાળી, મોં ફીકું કરી તેણે કહ્યું, "આપે જ્યારે એ બાબતમાં મારી મદદ માગી ત્યારે મારી મરજી છતાં એમ કરી શકાય તેમ નહોતું. પરંતુ હવે એ બાબતમાં આપ જે કંઈ આજ્ઞા કરશો તે ઉઠાવવાને હું તૈયાર છું."

વિમાનવિહારીએ નવાઇ પામી આગ્રહપૂર્વક પૂછયું. "ત્યારે શી અડચણ હતી?"

માધવીએ બધી વાત કહી સંભળાવી.

બધું સાંભળ્યા પછી વિમાનવિહારી એકાદ ક્ષણ સ્તબ્ધ બની માધવી સામે જોઈ રહ્યો. ત્યાર પછી ગદગદ સ્વરે બોલ્યો, "માધવી, તમારી ને તમારા ભાઈની ઓળખાણ થયે મને ઘણો વખત થયો. પરંતુ તમે બંને આટલાં બધાં મહાન છો તે તો હું અત્યારે જ જાણું છું. તમારી પાસે હું કેટલો બધો સામાન્ય માણસ છું! તમારા સંબંધમાં હું મનમાં જે આકાંક્ષા રાખી રહ્યો હતો અને તે આકાંક્ષા એક દિવસ આડકતરી રીતે મેં તમને જણાવી પણ હતી તે માટે મને હવે શરમ આવે છે. તમે મારી એ બેશરમાઇ માફ કરશો."

આ વચનો સામે દલીલ કરવા જેવું ઘણું હતું છતાં માધવીના મુખમાંથી એક શબ્દ પણ બહાર પડયો નહિ. હેમન્ત ઋતુની સવા-

રનાં સતત ફેંકાતાં સૂર્યકિરણોમાં તેનું વ્યથા પામેલું વિહ્વળ બનેલું વદનમંડળ એકાદ કરુણ રસમય ચિત્રની માફક દેખાતું હતું, અને બંને નેત્રમાં ટપકી રહેલાં અશ્રુબિંદુઓ તેના નિર્મળ અંતઃકરણની અથાગ વેદના જાહેર કરી રહ્યાં હતાં.

વિમાનવિહારી મુગ્ધ નયને માધવીની એ અપૂર્વ મૂર્તિ ભણી નિહાળી રહ્યો. તેણે થોડી વાર પછી મૃદુસ્વરે કહ્યું, "માધવી !"

માધવીએ ધીરે ધીરે વિમાનવિહારી તરફ એક દૃષ્ટિપાત કર્યો.

"એક વાત કહું ?"

પરંતુ માધવી જવાબ આપે અને વિમાનવિહારી વાત કહે તે પહેલાં સુરેશ્વર આવી પહોંચ્યો. તે બંને તરફ દૃષ્ટિ ફેંકી ભમર સંકોડી બોલ્યો, "બંને જણા મળી વળી કયું તરકટ રચતાં હતાં ?"

સુરેશ્વરના અણધાર્યા આગમનથી વિમાનવિહારી અને માધવી એવાં દિગ્મૂઢ બની ગયાં હતાં કે કોઇના મુખમાંથી એક શબ્દ પણ બહાર પડ્યો નહિ.

સુરેશ્વર હસતો હસતો બોલ્યો, "હું એકાદ સી. આઇ. ડી. ઓફિસર હોત તો તમને બંનેને કંઇ પણ પૂછ્યા સિવાય ચતુર્ભુજ બનાવી જેલમાં જ મોકલી દેત. કયું કાવતરૂં રચતાં હતાં બોલો ?"

આ વખતે વિમાનવિહારીએ કહ્યું, "કાવતરૂં તો ઘણા દિવસથી રચાય છે, હવે તો એ કાવતરૂં શી રીતે સંપૂર્ણ કરવું તેનોજ વિચાર ચાલે છે."

"શું નક્કી થયું ?"

"હજુ તો કંઇ નક્કી થયું નથી. નવ વાગ્યે જયાલક્ષ્મી અને સુમિત્રા સાથે પ્રમોદરાય તમને મળવા આવનાર છે. મને આશા છે કે તે વખતે બધું સંપૂર્ણ થઇ જશે." એમ કહી વિમાનવિહારી સુરેશ્વર સામું જોઇ હસવા લાગ્યો.

સુરેશ્વરે મનમાં મનમાં એક વાતનો વિચાર કરી લીધો. પછી તેણે એકાએક ગંભીર બની કહ્યું, "પરંતુ તમે યાદ રાખજો કે આ

બાબતમાં એક બીજી બાબતની ખાત્રી થયા સિવાય કશી સફળતા નહિ મળે."

વિમાનવિહારીએ ઉદ્વેગ પામી કહ્યું, "કઈ બાબતની ખાત્રી જોઇએ છીએ ?"

"જ્યાં સુધી મને ખાત્રી ન મળે કે સુમિત્રાની સાથે તમારો વિવાહ ન થાય તો તમે દુઃખી નહિ થાઓ ત્યાં સુધી હું આ બાબતમાં સંમત થવાનો નથી."

વિમાનવિહારીએ ઉતાવળથી કહ્યું, "કેવી નવાઈ! એ બાબતની ખાત્રી તો મેં તમને ઘણીવાર આપી છે."

સુરેશ્વરે કહ્યું, "કેવળ તમેજ નહિ પણ તમારા કાવતરામાં ભળેલી આ માધવીએ પણ મને તે બાબતમાં કેટલીય વાર ખાત્રી આપી છે. પરંતુ આ બાબતમાં મોઢાની વાતો ન ચાલે."

વિમાનવિહારીએ પ્રફુલ્લ નયને એક વાર નીચું મોં કરી ઉભેલી માધવી તરફ જોયું. ત્યાર પછી કંટાળા ભર્યા સુરે કહ્યું, "સુરેશ્વર નકામી ગડબડ ન મચાવો તો સારૂં."

સુરેશ્વરે મંદ હાસ્ય કરી કહ્યું, "ગડબડ તો હું મચાવતો નથી. તેમ કરનાર તો તમે જ છો."

નાના પ્રકારની વિનંતિથી, દલીલોથી, યુકિતઓથી વિમાનવિહારી સુરેશ્વરને સમજાવવા લાગ્યો પણ સુરેશ્વર તો પોતાની પ્રતિજ્ઞામાં દૃઢ રહ્યો.

ત્યારે મોં વાંકુ કરી વિમાનવિહારી બોલ્યો, "ત્યારે તમારા મનની ખાત્રી કેવી રીતે થાય તે કહો ?"

સુરેશ્વર હસતા વદને બોલ્યો, "કઈ રીતે ખાત્રી થાય તે ખાત્રી થયા પહેલાં કઈ રીતે કહી શકાય ?"

થોડીવાર સુરેશ્વર તરફ જોઇ રહી કંટાળો બતાવતા અવાજે વિમાને કહ્યું, "સુરેશ્વર ! તમારૂં આ આચરણ મને લગારેય ગમતું નથી. આ આચરણથી તમારી મોટાઇ વધતી નથી."

મનમાં આનંદની લહરી અનુભવતો સુરેશ્વર બોલ્યો, "ત્યારે શું વધે છે ?"

"મૂર્ખાઇ, છોકરવાદીપણું, સુમિત્રા પ્રત્યેનું તમારૂં કર્તવ્ય શું આટલું બધું સામાન્ય છે કે તે બજાવતાં મને દુ:ખ થશે કે નહિ તેના પર આટલું બધું લક્ષ આપવું પડે ?"

સુરેશ્વર મહા મહેનતે હસવું દબાવી રાખી બોલ્યો, "આ દલીલ નવી નથી. થોડીવાર પહેલાં પણ તમે આજ દલીલ વાપરી હતી."

વિમાનવિહારીએ નિરુપાય બની માધવી તરફ જોયું. માધવી બંને મિત્રોનો વાદવિવાદ સાંભળી હસતી હતી. તેના મુખ પર આનંદ તરી રહેલો જોઈ વિમાનવિહારીને કંઇક આશ્વાસન મળ્યું. તે ધીમેથી ખુરશી પરથી ઉઠી માધવી પાસે ગયો અને અચકાયા વગર બોલ્યો, "માધવી, તમે થોડીવાર પહેલાં મને કહ્યું હતું કે 'આ બાબતમાં હું તમને દરેક જાતની મદદ આપીશ.' હવે હું તમારી મદદ માગું છું. સુરેશ્વરને જોઇતી ખાત્રી આપવાનો પ્રયત્ન તમારી સમક્ષ મેં બન્યો તેટલો કર્યો છે, પણ તેમાં મને નિષ્ફળતા મળી છે. આ તરફ પ્રમોદરાયભાઇને આવવાનો વખત થયો છે. તેમની સમક્ષ આવી બાબતની ચર્ચા થાય તો આ પ્રશ્ન કદાચ વધારે ગુંચવણ ભર્યો થઈ જશે. આ સંકટમાંથી મને લાગે છે કે તમારા સિવાય બીજું કોઇ ઉગારે તેમ નથી. માટે હું તમારી મદદ મેળવવા માટે તમારા હાથની માગણી કરૂં છું." એમ કહી તેમણે પોતાનો જમણો હાથ માધવી ભણી લંબાવ્યો.

વિમાનવિહારીનાં વચનો સાંભળતાં સાંભળતાં માધવીનું મોં શરમથી લાલચોળ બની ગયું હતું. તેનું શરીર કંપતું હતું. પરંતુ વિમાનવિહારીનો જમણો હાથ જ્યારે તેના જમણા હાથ પાસે ગયો ત્યારે તેની બધી શક્તિ જાણે હરાઈ ગઈ હોય એવું લાગ્યું. તેણે વિમાન-

વિહારી ભણી એક સ્નેહપૂર્ણ ફેંકી. ત્યારબાદ એકાએક જણાયું કે કોઇ એક ન હઠાવી શકાય તેવાં મુહૂર્તે તેનો જમણો હાથ વિમાનવિહારીના જમણા હાથમાં જઇ પડયો છે.

પાસે ઉભો ઉભો સુરેશ્વર આનંદથી આ અપૂર્વ મિલનનો ક્રમ-વિકાસ નિહાળી રહ્યો હતો. તે બંનેના હાથ પોતાના હાથ વડે દબાવી રાખી પ્રસન્ન વદને બોલ્યો, “ વાહ ! વાહ ! હું આ બાબતજ જાણવા માગતો હતો. હું આશીર્વાદ આપું છું કે તમારો આ હસ્તમેળાપ બધાંને કલ્યાણપ્રદ નીવડો ! ”

× × × × × ×

બહાર, સુરેશ્વરના મકાનના બારણા આગળથી પસાર થતા રાજમાર્ગ પર એક મોટરકાર આવી ઉભી. સુરેશ્વરે જોયું કે તે મોટ-રકારમાં માતાપિતાની વચ્ચે સુમિત્રાની દયા ઉપજાવે તેવી મૂર્તિ તપથી કૃશ બની ગએલ પાર્વતીના જેવી દેખાતી હતી.

